

# રાજહંસ



અંક ૫ મો

૧૯૪૭-૧૯૪૮

*

હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ

અંધેરી

મૂલ્ય રૂ. ૨-૦-૦



—'ભારતી'ના સૌજન્યથી ( ભા. વિ. ભ. કૉલેજ, અંધેરી.)

# સ્વ. ચિ. પુષ્પસેન કરસનદાસ રેશમવાલા



જન્મ : ૬-૩-૧૯૩૨ મૃત્યુ : ૨૦-૪-૧૯૪૮

દુઃખદ પ્રસંગઃ શાળાના વિદ્યાર્થી ચિ. પુષ્પસેન કરસનદાસ રેશમવાલા (પાલણ) (ઝરિયાવાલા શ્રી. પ. દેવજીભાઈ દયાળજી ઠક્કરના દોહિત્ર)ના એક અઠવાડિયાની ટૂંક બીમારી બાદ, મંગળવાર તા. ૨૦-૪-'૪૮ ને રોજ, સર હરકીસનદાસ હોસ્પિટલમાં નિપજેલા અકાળ અને દુઃખદ અવસાનની નોંધ લેતાં અમને બહુ દુઃખ થાય છે. આચાર્યે સ્વર્ગસ્થની સ્મશાનયાત્રામાં હાજરી આપી હતી અને મૃતદેહને પુષ્પો અર્પણ કર્યાં હતાં તેમ જ તેમણે 'આશ્રમ ભજનાવલી'માંથી પ્રાર્થનાનો પાઠ કર્યો હતો. શાળાના વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોની તા ૨૦-૪-'૪૮ ને રોજ બપોરે મળેલી શોકસભાએ પસાર કરેલા ઠરાવની નકલ નીચે રજૂ કરી છે. —શ્રી. ધીરુભાઈ મ. દેસાઈ

ઠરાવ

"હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલના વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોની તા. ૨૦-૪-'૪૮ ને રોજ બપોરે બે વાગે મળેલી આ શોકસભા આ શાળાના એક અતિ વહાલસોયા વિદ્યાર્થી ભાઈ પુષ્પસેન કરસનદાસ રેશમવાલાના અકાળ અને દુઃખદ અવસાનના સમાચારે અત્યંત શોકની લાગણી અનુભવે છે.

ભાઈ પુષ્પસેન એક અત્યંત નિર્દોષ, નિખાલસ અને સરળ હૃદયના વિદ્યાર્થી હતા. એમના આનંદી અને હસમુખા સ્વભાવને લીધે તેઓ સહુ વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોમાં ખૂબ પ્રિય હતા. શાળાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ હોંસપૂર્વક આગળ પડતો ભાગ લેતા હતા. શાળા તરફથી યોજાતાં અગત્યનાં જાહેર ફંડો માટે ફાળો ભેગો કરવાના સેવાકાર્યમાં પણ તેઓ મુખ્ય ભાગ લેતા હતા. ભવિષ્યમાં તેઓ એક સારા સામાજિક કાર્યકર્તા અને સેવક થાત. એમનું અકાળે અવસાન થવાથી આ શાળાને મોટી ખોટ પડી છે. એમના જવાથી એમના કુટુંબીજનોને તો ન પુરાય એવી ખોટ પડી છે.

પ્રભુ એમના કુટુંબીજનોને તથા એમના સહુ સ્નેહીઓ અને મિત્રમંડળને આ આઘાત સહન કરવાનું બળ અર્પે અને સદ્‌ગતના આત્માને અખંડ શાંતિ અર્પે એમ આ સભા પ્રાર્થના કરે છે."

# રાજહંસ

(હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અંધેરી,નું મુખપત્ર)

# RAJHANS

(The Annual Number of Hansraj Morarji Public School, Andheri)



राजहंसः प्रवृत्तोऽयं हंसराजकलालयात्।
मानसे विदुषां सम्यक् रमतां हर्षभावदः॥
(वी. एल. शानभोग.)



## વિદ્યાર્થી સભા (પ્રિફેક્ટ્સ કાઉન્સિલ), ૧૯૪૭–૪૮

પ્રમુખ– હિંમતલાલ ચૂ. દવાવાલા | મંત્રી– રસિકલાલ સુ. બોલ

| : નાયકો : | | : ઉપનાયકો : |
|---|---|---|
| | **સભા અને સમૂહ પ્રાર્થના** | |
| જશવંત ક. મહેતા | | ચંદુલાલ હે. બેટાઈ |
| | **ચર્ચા મંડળ** | |
| જગદીશચંદ્ર રૂ. મોદી | | વનરાજ ક. ભાટીઆ |
| | **ભોજન ખંડ** | |
| મોટા વિદ્યાર્થીઓ : હર્ષદ હ. શેઠ | | પ્રભુદાસ અંજમેરા |
| નાના ,, : કાંતિલાલ ચૂ. શાહ | | જયસિંહ ખી. કાપડીઆ |
| | **વાચનાલય** | |
| હરગોવિંદ વિ. આદેસરા | | મહેન્દ્ર રા. પટેલ |
| | **રેડિયો** | |
| મનસુખલાલ પ હેમાણી | | બ્રિજકિશોર ન. મહેતા |
| | **અંદરની રમતો** | |
| હર્ષદ હ. શેઠ | | રજનીકાંત મ. ઝવેરી |
| | **બહારની રમતો** | |
| ભીમજી જ. ટાંક | | મોહનલાલ આ. જોશી |
| | **પર્યટનો** | |
| કનૈયાલાલ ન. પરીખ | | પુરુષોત્તમ છો. જોશી |
| | **ગુમ થયેલી વસ્તુઓ** | |
| સ્વરાજકુમાર મુ. પટેલ | | ધરમશી જ. મર્ચંટ |
| | **થિયેટર** | |
| સુરેશ અ. પરમાણી | | ચન્દ્રવદન ર. પેઈન્ટર |
| | **વર્ગો** | |
| પ્રાથમિક શાળા લલિતકુમાર ચ. પટેલ | | અનિલકુમાર ઈ. દેસાઈ |
| ધોરણ ૧ લું વિપિનચંદ્ર ભા. ભોના | | ઉદયસિંહ જ. મર્ચંટ |
| ,, ૨ જું ઉમેશ સુ. પરમાણી | | મહેશ મુ. દેશી |
| ,, ૩ જું કાંતિલાલ ચૂ. શાહ | | અનિલ છો. અઢીઆ |
| ,, ૪ થું કનુભાઈ મ. પટેલ | | અમીચંદ જે. શાહ |
| ,, ૫ મું ચંદુલાલ હે. બેટાઈ | | કનૈયાલાલ ન. પરીખ |
| ,, ૬ ઠું જગદીશચંદ્ર રૂ. મોદી | | ઠાકોરલાલ દ. નાયક |
| ,, ૭ મું મનસુખ પ. હેમાણી | | વિનોદચંદ્ર ત્રિ. પટેલ |

( અનુસંધાન પૃ. ૮ ઉપર )

ટેલિફોનઃ—૮૬૪૬૭ તારનું સરનામુંઃ—રાજહંસ

# હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અંધેરી (મુંબઈ)

બાઈ રૂખીબાઈ અને હંસરાજ મોરારજી ચેરિટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ

૧. દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ.; એલએલ. બી.;
ભૂતપૂર્વ ન્યાયાધીશ, હાઈકોર્ટ મુંબઈ.
૨. શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ.; એલએલ. બી.; એડવોકેટ;
હિંદના એજન્ટ જનરલ, હૈદ્રાબાદ
૩. શેઠ મુલજી રણછોડદાસ
૪. શેઠ ધરમસી મુળરાજ ખટાઉ
૫. શેઠ ચરણદાસ મેઘજી, બી. એ.

## આચાર્ય

શ્રી. ધીરૂભાઈ મ. દેસાઈ, બી. એ.; બી. ટી.; ડિપ્લોમા ઇન એજ્યુકેશન (એડિનબરો)

## ઉપાચાર્ય

શ્રી. ચંદ્રમાધવ ચં. દેસાઈ, બી. એ.; ડિપ્લોમા ઇન એજ્યુ. (વડોદરા);
ડિપ્લોમા ઇન ફીઝીકલ એજ્યુ. (મદ્રાસ);

## સુપરિન્ટેન્ડન્ટ

શ્રી. મોહનલાલ ભા. માસ્તર, મેટ્રિક; જી. ડી. સી.

## શિક્ષકગણ

૧ શ્રી મહેન્દ્રભાઈ ન. દીવાન, બી. એ.; એસ. ટી. સી.;
હાયર ડિપ્લોમા ઇન એજ્યુકેશન (ડબ્લીન); (ગણિત)
૨ ,, મણિભાઈ નિ. નાયક, બી. એસસી.; બી. ટી.; ડિપ્લોમા ઇન ફીઝીકલ એજ્યુ.; (કાંદિ૦)
(ગણિત, વિજ્ઞાન)
૩ ,, ભ્રમરલાલ મં. દેસાઈ, એમ. એ.; બી. ટી.; કોવિદ (સંસ્કૃત, ગુજરાતી)
૪ ,, દુર્ગેશ શુક્લ, બી. એ. (ગુજરાતી, અંગ્રેજી)
૫ ,, ડાહ્યાભાઈ ક. પટેલ, બી. એ.; બી. ટી. (ભૂગોળ, અંગ્રેજી)
૬ ,, રણસુખભાઈ ચં. પેઇન્ટર, બી. એ. (ઇતિહાસ, અંગ્રેજી)
૭ ,, ઓચ્છવલાલ વી. પરીખ, બી. એ.; બી. ટી., (ગુજરાતી, સંસ્કૃત)
૮ ,, બાલચંદ્ર ર. તિલક, એમ. એ.; બી. ટી., (અંગ્રેજી, હિંદી)
૯ ,, જયંતીલાલ ગો. હાણુવાલા, એમ. એ.; બી. ટી., (અંગ્રેજી, ગુજરાતી)
૧૦ ,, કૃષ્ણકાન્ત ગો. દેસાઈ, બી. એસસી.; બી. ટી.; કોવિદ (વિજ્ઞાન, ગણિત, હિંદી)
૧૧ ,, રણછોડભાઈ પ્રા. પટેલ, એમ. એ.; હાયર ડિપ્લોમા ઇન એજ્યુકેશન (ડબ્લીન)
(અંગ્રેજી, ભૂગોળ)

૧૨ ,, પુલિન બિહારી દત્ત, ડિપ્લોમા ઇન ઓરીએન્ટલ આર્ટ (કલકત્તા) (ચિત્રકળા)

૧૩ ,, આત્મારામ મા. શિર્કે, મેટ્રિક; એસ. ટી. સી. (કોલ્હાપુર);
કોવિદ; એચ. ટી. ડી. (શારીરિક શિક્ષણ)

૧૪ ,, વાસુદેવ ગણેશ તામ્બે, મેટ્રિક; એસ. ટી. સી. (સંગીત)

૧૫ ,, અમૃતલાલ શિ. ભટ્ટ, સેકન્ડ ઇયર ટ્રેઇન્ડ, (પ્રાથમિક શાળા)

૧૬ ,, ચંદુલાલ મ. શુકલ, (ગ્રંથપાળ)

૧૭ ,, ગોવર્ધનભાઇ પાંચાલ (નૃત્યકળા)

૧૮ ,, માલતીબહેન મહેતા (લેધર વર્ક)

૧૯ ,, નેપુન બી. રૂબીન (બોક્સીંગ)

૨૦ ,, મદન સા. પરબ (લશ્કરી કવાયત)

## ઑફિસ અને અન્ય સ્ટાફ

૨૧ શ્રી. ભગુભાઇ ભા. પટેલ, (હિસાબનીશ)

૨૨ ,, રતિલાલ પ. દેસાઇ, (કારકુન)

૨૩ ,, ભગવાનજી મો. નાયક (મદદનીશ કારકુન)

૨૪ ,, ભીખુભાઇ ભી. દેસાઇ (કેશિયર)

૨૫ ,, દયાશંકર કા. રાજ્યગોર (સ્ટોર કીપર)

૨૬ ,, ડૉ. રામેશ્વર પી. ભટ્ટ, એમ. બી.; બી. એસ. (સ્કૂલ ડૉક્ટર)

૨૭ શ્રી. શાંતાબહેન ના. દેસાઇ (મેટ્રન)

૨૮ ,, ગંગુબાઇ શ્રા. ઠાકુર (નર્સ)

૨૯ ,, કુસુમબહેન પી. દેસાઇ (સુપરવાઇઝર)



## વિદ્યાર્થીનો નિયત સંકલ્પ

### (દરરોજ સવાર–સાંજ પ્રાર્થના વખતે)

હંસરાજ મોરારજી વિદ્યામંદિરના વિદ્યાર્થી તરીકે, હું એના આદર્શો સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

ભારત, ગુજરાત અને આર્ય સંસ્કૃતિ એ ત્રણેની સેવા મારા જીવનનું ધ્યેય માનું છું. ભારતની મહત્તા માટે, સમય આવે, હું મારું સર્વસ્વ અર્પણ કરવા તત્પર છું.

આર્ય સંસ્કૃતિ વિશુદ્ધ અને અખંડ રહે તે માટે એનો અભ્યાસ કરી એને જાળવવા સતત પ્રયાસ કરું છું ને ગુજરાતના આદર્શ સંસ્કારોને સિદ્ધ કરવા હું ચાલુ પ્રયત્ન સેવું છું.

# શાળાનો અન્ય સ્ટાફ

ઑફિસ :—

૧ પરશુરામ પુનાજી (રજિસ્ટ્રાર અને ઑફિસ)
૨ અનંત ગણેશ ગડકરી (બહારનું કામકાજ)
૩ ગોપાળ બાલુ (પુસ્તકાલય અને વિજ્ઞાનશાળા)
૪ લક્ષ્મણ નારાયણ (બૅન્ક, રેશનીંગ અને ઑફિસ)
૫ શંકર ધોન્ડુ (ટપાલ અને ઑફિસ)

રસોડું :—

૧ તુકારામ દેવુ
૨ પાન્ડુ બાપુ
૩ લક્ષ્મણ ગંગારામ
૪ કાનુ ગોવિંદ
૫ બાલુ તુકારામ
૬ મહિપત ભાગાજી
૭ ગણપત કિશા
૮ બાલુ શ્રીપત
૯ કેશવ બાલુ
૧૦ સહદેવ સખારામ
૧૧ સખારામ રાવજી
૧૨ પાંડુ રામા

રસોઇઆ :—

૧ કરસનજી રેવાશંકર
૨ ડાહ્યાભાઇ જીવતરામ
૩ ગોરધનભાઇ નકુભાઇ
૪ લક્ષ્મીશંકર ભગવાનજી
૫ નાથુભાઇ સુંદરજી
૬ દામોદર પુરુષોત્તમ
૭ લાભશંકર શામજી
૮ શંભુપ્રસાદ વજેરામ

સ્ટોર :—

૧ સુલોચનાબહેન દા. ગજ્જર
૨ રેવાબહેન પુરુષોત્તમ
૩ મંજુબાઇ ગણપત
૪ લક્ષ્મીબાઇ રાઘુજી
૫ બાબુ તુકારામ

ધોબી ખાતું :— નારાયણ મહિપત
રમત ગમત :— પાંડુ શિવાજી
વર્ગોની સાફસૂફી :— યશવંત ગુણાજી
ફર્નિચરનું કામકાજ :— ગણપત તુકારામ

ગૂર્ખા :—

૧ શિવરામ વશુ
૨ ગણપત ગોવિંદ
૩ શિવરામ કુશા
૪ સોનુ બાલુ
૫ ધર્મા ધોન્ડુ
૬ બાબુ ધોન્ડુ
૭ તાનુ સોનુ
૮ નરસુ ધાકુ
૯ ભીમા બાલુ
૧૦ મોતીરામ બાલુ
૧૧ ધોન્ડુ સખારામ
૧૨ દગડુ તુકારામ
૧૩ સોનુ વિઠુ

ચોકીદારો :—

૧ બાબુસીંગ બક્ષીસિંગ
૨ બ્રિજમોહન જંગબહાદુરસિંગ
૩ બહનસીંગ હાદરસિંગ

માળી :—

૧ હરિ લક્ષ્મણ ૨ ભીખુ લાડુ

સફાઇ :—

૧ સાલુભાઇ શંકર
૨ ડાહીબહેન સાલુભાઇ
૩ ડાહ્યાભાઇ શંકર
૪ રતનબહેન ડાહ્યાભાઇ
૫ ઇશ્વરભાઇ મંગળ

નાવી :—

૧ તાનાજી લક્ષ્મણ ચૌહાણ

મોટર હાંકનાર :—

૧ ગુલઝારસિંગ દાનસિંગ

| નંબર | નામ | વર્ગ | નંબર | નામ | વર્ગ |
|---|---|---|---|---|---|
| ૧૭૭ | ——— | — | ૧૯૬ | યોગેશ મુ. દોશી | ચોથું |
| ૧૭૮ | બાલમુકુંદ ગો. પટેલ | ત્રીજું | ૧૯૭ | ——— | — |
| ૧૭૯ | ગોપાલ તે. ભાટીઆ | ચોથું | ૧૯૮ | અરૂણકુમાર ગિ. ભટ્ટ | છઠું |
| ૧૮૦ | ધીરજલાલ ગી. ઠકરાર | છઠું | ૧૯૯ | અનિલકુમાર ગિ. ભટ્ટ | બીજું |
| ૧૮૧ | કિરીટકુમાર લ. પટેલ | ત્રીજું | ૨૦૦ | જમનાદાસ કો. વાંઝા | ત્રીજું |
| ૧૮૨ | જીતેન્દ્ર ગી. ચાવડા | પહેલું | ૨૦૧ | રજનીકાન્ત મ. ઝવેરી | છઠું |
| ૧૮૩ | વિઠુભાઇ સો. જરીવાલા | ચોથુ | ૨૦૨ | ——— | |
| ૧૮૪ | ——— | — | ૨૦૩ | જગદીશચંદ્ર કૃ. દેશાઇ | ચોથું |
| ૧૮૫ | વિનયકુમાર મ. પાઠક | પ્રાથમિક | ૨૦૪ | ——— | — |
| ૧૮૬ | ચંદ્રકાન્ત જ. મહેતા | ચોથું | ૨૦૫ | ધીરુભાઇ ગો. પટેલ | બીજું |
| ૧૮૭ | ——— | — | ૨૦૬ | ——— | — |
| ૧૮૮ | નટવરલાલ દા. પરમાર | ત્રીજું | ૨૦૭ | ઇલેન્દ્રપ્રસાદ ચં. દેશાઇ | સાતમું |
| ૧૮૯ | જમીયતલાલ ગો. બાદશાહ | ચોથું | ૨૦૮ | હંસરાજ જ. મુકાદમ | સાતમું |
| ૧૯૦ | જયંતીલાલ ગો. બાદશાહ | સાતમું | ૨૦૯ | કૃષ્ણરાજ જ મુકાદમ | ચોથું |
| ૧૯૧ | અનિલરાય છો. અઢીઆ | ત્રીજું | ૨૧૦ | અજીતસિંહ પ. કાપડીઆ | ચોથું |
| ૧૯૨ | નરેશચંદ્ર છ. પોદા | પહેલું | ૨૧૧ | ગુણવંતરાય સું. દોશી | સાતમું |
| ૧૯૩ | અશોકકુમાર મ. ઝવેરી | પ્રાથમિક | ૨૧૨ | ઠાકોરભાઇ દ. નાયક | છઠું |
| ૧૯૪ | વિષ્ણુપ્રસાદ હ. ઠાકર | સાતમું | ૨૨૫ | પ્રદ્યુમ્ન ધ. ગજ્જર | ચોથું |
| ૧૯૫ | મહેશ મુ. દોશી | બીજું | | | |

——— આવી નિશાનીવાળા વિદ્યાર્થીઓ શાળા છોડી ગયા છે.



## વિદ્યાર્થી સભા ( પૃ. ૨ નું અનુસંધાન )

| ગૃહો | નાયકો | ઉપનાયકો |
|---|---|---|
| કૃષ્ણ ગૃહ | કિશોર હ. દલાલ | પ્રફુલ્લચંદ્ર બ. સંઘવી |
| દયાનંદ ,, | હરગોવિંદ વિ. માકેચા | રજનીકાંત કે. સંઘરાજકા |
| વિવેકાનંદ ,, | પ્રભુદાસ જા. અજમેરા | દલીચંદ લા. મહેતા |
| ટાગોર ,, | પુરૂષોત્તમ છો. જોશી | સુરેશ અ. પરખાણી |
| અરવિંદ ,, | ચંદુલાલ હે. બેટાઇ | હસમુખ ભ. અજમેરા |
| રામચંદ્ર ,, | માધવજી રા. ઠક્કર | પ્રવીણ મ. વોરા |
| બુદ્ધ ,, | દાણીભાઇ કા. ભાટેલા | ભીમજી જ. ટાંક |
| અશોક ,, | જયસિંહ પી. કાપડિયા | દિલીપ કા. શ્રોફ |
| મહાવીર ,, | જયવંત શાં. મહેતા | ગોપાલ તે. ભાટીઆ |
| ગાંધી ,, | જગદીશચંદ્ર કૃ. મોદી | ધરમશી જ. મર્ચંટ |

તંત્રીઓ : 'દૈનિક હંસ':– જગદીશ મોદી, અરૂણ ભટ્ટ, ચંદુલાલ બેટ
તંત્રી: 'અઠવાડિક હંસ':– રતનરાજ ભારિયા

## 'રાજહંસ'ના પાંચમા અંકના પ્રકાશન સમયે આવેલા કેટલાક સંદેશા

(૧) મહાત્મા ગાંધીજી ગયા પરંતુ એમનું ધ્યેય તો સદા જીવંત રહેવાનું. એમના એ ધ્યેયનો–દેશસેવાનો–પડઘો આપણે ત્યાં પડે છે. આપણી શાળાના વિદ્યાર્થીઓને દરરોજ સવારે ને સાંજે પ્રાર્થના વખતે 'નિયત સંકલ્પ' કરવો પડે છે, ને પેલા ધ્યેયનો પડઘો છે, "ભારત, ગુજરાત અને આર્ય સંસ્કૃતિ એ ત્રણેની સેવા મારા જીવનનું ધ્યેય માનું છું." આ રીતે આપણી શાળાના વિદ્યાર્થીઓએ ગાંધીજીનો સંદેશો ઝીલ્યો છે, અપનાવ્યો છે, તે જાણી કોને સંતોષ નથી? બીજું કાંઈ નહીં તો વિદ્યાર્થીઓનું માત્ર આ આચરણ જ આ શાળાની ઉપયોગિતાની સાબિતી પૂરી પાડે છે. આ ઉપરાંત, શિક્ષણની એકેએક દિશામાં શાળા વિકાસ કરી રહી છે, એ શાળાના હેવાલ પરથી જણાઈ આવે છે; એટલે કે પ્રગતિ છે, પીછેહઠ નથી. એ પ્રગતિ ભવિષ્યમાં વધતી જશે જ એવી મને ખાતરી છે. પ્રિન્સીપાલ અને તેમના મદદનીશો ખરા અંતઃકરણથી શાળાનો ઉત્કર્ષ ઇચ્છે છે ને તે ઇચ્છા અમલમાં મૂકે છે. ટ્રસ્ટીઓને એ જોઈ ખુશી થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

૧૧–૩–૧૯૪૮ દીવાન બહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરી

(2) Thanks for sending me the 'Rajhans'. The progress that the Hansraj Morarji Public School makes is always a matter of pride to me. I wish your efforts every success.

13–3–1948. Smt. Lilavati Munshi.

(૩) હિંદની પુરાતન, ભવ્ય, આધ્યાત્મિક સંસ્કૃતિ કદી પણ ભૂંસાઈ યા ગુમ થઈ ન હતી. તેના સાચા રક્ષણકાર ઋષિમુનિઓએ તે જાળવવા કાળજી રાખી હતી, પરંતુ આપણી જ આંખો પર પાશ્ચાત્ય જડવાદની અંધારી હોવાથી થોડીક સદીઓમાં આપણે એમ માનવા લાગ્યા હતા કે જ્ઞાનપ્રાપ્તિ માટે, હિંદ દેશે પશ્ચિમના દેશો તરફ નજર કરવી રહી! આ મોહજાળમાંથી આ દેશનો ધાર્મિક સાહિત્ય (વેદ, ગીતા, ઉપનિષદ, ધમ્મપદ, આગમો ઇત્યાદિ)માંથી એવો તો અમૂલ્ય ખજાનો જડશે કે જે આખા જગતને તેના શુદ્ધ વિકાસમાં કાયમ નિભાવી શકશે. આ નવઘડતરનું કામ, 'રાજહંસ' મારફતે હં. મો. પબ્લિક સ્કૂલના વિદ્યાર્થીઓ ઉત્સાહથી ઉપાડી લેશે તો અંધેરીમાંથી આસપાસ અજવાળું ફેલાશે, એટલું જ નહીં પરંતુ આખા જગતમાં હિંદની પ્રતિષ્ઠા પુનઃસ્થાપિત થઈ જશે. પશ્ચિમનો ઉદ્ધાર પૂર્વના આધ્યાત્મિક આદર્શો વડે જ થશે એ વાતની મને પૂરી ખાતરી છે. એ દિવસ જલદી આવે એવી હાર્દિક પ્રાર્થના સાથે, 'રાજહંસ'ના પાંચમા અંકને મારા આશીર્વાદ મોકલું છું.

તા. ૧૪–૩–૧૯૪૮. પ્રિન્સિપ ખુરશેદ શા. દાબુ, એમ. એ.; એફ. ટી. એસ.

(૪) જે કાંઈ જોયું અને જાણ્યું તે પરથી લાગે છે કે વિદ્યાર્થીઓની સર્વતોમુખી ઉન્નતિ માટે, હં. મો. પબ્લિક સ્કૂલનું વાતાવરણ ઘણું જ સુંદર છે. પ્રકૃતિદેવીની આશા ઉપર પરમ કૃપા છે. વિદ્યાર્થીઓ મજબૂત અને તેજસ્વી બને એજ મારી શુભેચ્છા.

ડૉ. ધીરેન્દ્ર ડી. મહેતા, પીએચ. ડી. (મ્યુનીચ)

તા. ૧૮–૩–૧૯૪૮. ડેપ્યુટી રજીસ્ટ્રાર, ભારતીય વિદ્યાભવન.

# સંપાદકીય ★ ★ શ્રી. ધીરુભાઈ મ. દેસાઈ

'રાજહંસ'નો આ વાર્ષિક પાંચમો અંક વાચકો સમક્ષ મૂકતાં ઘણો આનંદ થાય છે. અમને સંતોષ છે કે લશ્કરી સત્તાવાળાઓએ જૂન, ૧૯૪૬ માં અમને અમારાં વિશાળ અને અનેક સગવડોવાળાં મકાનો પરત કર્યાં ત્યારથી અભ્યાસની અને અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં શાળાની પ્રગતિ સારી સરખી સાધી શકાઈ છે. આ શાળાની તેમજ ભારતીય વિદ્યાભવન તરફથી ચાલતી શેઠ મુંગાજી મથુરાદાસ આર્ટ્સ કૉલેજ અને શેઠ નારણદાસ મનોરદાસ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સની અનેકદેશીય પ્રવૃત્તિઓને લીધે પણ 'નવગુજરાત' પ્રાણવાન બન્યું છે. ઉપર્યુક્ત સંસ્થાઓના સહિયારા પ્રયત્નથી સ્થાપવામાં આવેલી 'નવગુજરાત ક્લબ' આનંદપ્રમોદક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ હાથ ધરે છે. વખતોવખત ભાષણો, પ્રવચનો, અને ટુર્નામેન્ટો ગોઠવવામાં આવે છે. અવારનવાર બન્ને સંસ્થાઓના વિદ્યાર્થીઓને પણ તેમાં ભાગ લેવાને આમંત્રણ આપવામાં આવે છે.

દીર્ઘદૃષ્ટિવાળા ટ્રસ્ટી સાહેબોએ 'નવ ગુજરાત'માં આવેલાં, લશ્કરી સત્તાવાળાઓએ ઊભાં કરેલાં, મકાનો ખરીદી લીધાં તેથી અનેક રસદાયી પ્રવૃત્તિઓ હાથ ધરવાનું શક્ય બન્યું છે.

ગયે વર્ષે જે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી હતી તે સર્વ આ વર્ષે પણ ચાલુ રાખવામાં આવી છે નખાકશાની એક નવી પ્રવૃત્તિ આ વર્ષે જ દાખલ કરવામાં આવી છે.

શાળાનું પોતાનું જ થિયેટર હોવાથી, તેમાં સભાઓ, ગૃહસભાઓ, પ્રવચનો, વિદ્વાન વ્યક્તિઓનાં ભાષણો, સંગીત, નાટક અને સિનેમાનાં અનેક કાર્યક્રમો યોજવાનું શક્ય બન્યું છે. શાળા પાસે પોતાનું જ 'સિને-પ્રોજેક્ટર' છે તેથી કેળવણીવિષયક અને સાંસ્કૃતિક ફિલ્મો વિદ્યાર્થીઓને બતાવવાનું સુગમ બન્યું છે, કેટલીક ફિલ્મ કંપનીઓના અધિકારીઓના સહકારથી, શાળાના "વિઝ્યુઅલ એજ્યુકેશન" ખાતાનું કામ સરળ અને સંગીન બન્યું છે; તે માટે તેમનો આભાર. આ ખાતું શ્રી. રણછોડભાઈ પેઇન્ટર સંભાળે છે.

હોશિયાર અને લાયક વિદ્યાર્થીઓને માસિક રૂ. ૨૫ થી ૧૨૫ સુધીની ફીસ જેટલી આર્થિક સહાય આપવાના ટ્રસ્ટી સાહેબોના ઉમદા અને ઉદાર નિર્ણયે યોગ્ય વિદ્યાર્થીઓને આ શાળા પ્રતિ આકર્ષ્યા છે. આ શાળાની કિર્તિને ઊંચે લઈ જવામાં આ વિદ્યાર્થીઓનો સારો ફાળો છે.

૧૯ મી ઑક્ટોબર, ૧૯૪૭ ને રોજ, શાળાનો ચોથો 'વાલી દિન', શેઠશ્રી. ચરણદાસ મેઘજીના પ્રમુખપદે ઉજવાયો હતો.

'ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ' તરફથી લેવાયેલી 'કાયા કૌશલ્ય કસોટી' માટે શ્રી. મંદમાધવ દેસાઈ અને શ્રી. આત્મારામ મિસ્ત્રીએ વિદ્યાર્થીઓને તૈયાર કર્યા હતા; એમાં ભાગ લેનારા ૫૨ વિદ્યાર્થીઓ પૈકીના ૪૫ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા હતા. તા. ૨૦–૧૨–'૪૭ ના રોજ ઉજવાયેલા 'શારીરિક શિક્ષણ દિને', વ્યાયામ પ્રચારક મંડળના પ્રમુખ શ્રી. છોટુભાઈ પુરાણીના હસ્તે એ વિદ્યાર્થીઓને પ્રમાણપત્રો આપવામાં આવ્યાં હતાં. એજ દિને સાંજે શાળાનો છઠ્ઠો વાર્ષિક રમતગમતનો મેળાવડો મુંબઈ પ્રાંતની લેજિસ્લેટીવ કાઉન્સીલના ઉપપ્રમુખ શ્રી. શાંતિલાલ

શાહના પ્રમુખપણા હેઠળ ઉજવાયો હતો. પ્રમુખશ્રીએ આ પ્રસંગે બોલતાં, પર્યટનોની અગત્ય અને તે કેમ યોજવાં જોઈએ તે સમજાવ્યું હતું.

પાછલાં વર્ષોની જેમ, આ વર્ષે પણ વિદ્યાર્થીઓએ ભાષણો, ચર્ચાઓ અને પર્યટનો વગેરે યોજ્યાં હતાં. મુંબઈની 'પ્રૌઢ શિક્ષણ સમિતિ' તરફથી યોજાયેલા સાક્ષરતા સપ્તાહ દરમિયાન, શ્રી. મણિભાઈ નાયકના માર્ગદર્શન હેઠળ, વિદ્યાર્થીઓએ રૂપિયા ૨૧૦૧ જેટલું ભંડોળ ભેગું કર્યું હતું. આ પ્રશસ્ય કાર્યમાં ઉત્સાહપૂર્વક કામ કરનારા વિદ્યાર્થીઓને અભિનંદન ઘટે છે.

કાંદિવલીના ઈન્સ્ટિટ્યૂટ ઑવ ફીઝીકલ એજ્યુકેશન તરફથી યોજાયેલી મુંબઈની માધ્યમિક શાળાઓની રમતગમતોમાં, આ શાળાના વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો અને ભાઈ ભીમજી ટંક વ્યક્તિગત ચેમ્પિયનશીપ પ્રાપ્ત કરી હતી. એ માન મેળવવા માટે એમને અભિનંદન ઘટે છે.

૧૫ મી ઑગસ્ટ, ૧૯૪૭નો દિવસ હિન્દના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે; બ્રિટિશ રાજસત્તાની ધૂંસરી તે દિને, આપણી ખાંધેથી ઊતરી. આ 'સ્વાતંત્ર્ય દિન' એક મહાપર્વની જેમ, વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોએ ઊજવ્યો હતો. મુંબઈ શહેરની અનુપમ રોશની જોવા માટે, વિદ્યાર્થીઓને તે રાતે લઈ જવામાં આવ્યા હતા.

**ગાંધી શ્રદ્ધાંજલિ સપ્તાહ:**—પેલા આનન્દ પર્વ પછી માંડ થોડાં અઠવાડિયાં વીત્યાં ત્યાં તો ૩૦ મી જાન્યુઆરી, ૧૯૪૮ ને દિને, આપણા પ્યારા બાપુનું ગોળીઓ મારી ખૂન કરવામાં આવ્યું. બાપુ તો સંસારીઓથી મહાન અને સાધુસંતોથી પણ વધુ ઉદાત્ત હતા. બાપુના મૃત્યુથી વિશ્વને મહાન ખોટ પડી છે. ૩૦ મી જાન્યુઆરીથી ૧૨ ફેબ્રુઆરી સુધીના દિવસો વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોએ શોકમાં વિતાવ્યા. આ દિવસોના કાર્યક્રમોનો વિગતવાર હેવાલ આ અંકમાં અન્ય સ્થળે આપ્યો છે. ગાંધી અને ગાંધીવાદ, અનંત કાળસુધી સર્વને પથદર્શક અને પ્રેરણાત્મક બની રહો એમ પ્રાર્થના !

૭ મી માર્ચ, ૧૯૪૮ ને રોજ લેવાયેલી 'રાષ્ટ્રભાષા'ની પરીક્ષામાં ૭૫ વિદ્યાર્થીઓ બેઠા હતા; તેમજ ભારતીય વિદ્યાભવન તરફથી લેવાતી 'ગીતા'ની પરીક્ષામાં પણ થોડા વિદ્યાર્થીઓ બેઠા હતા. આ બન્ને પરીક્ષાનાં પરિણામો સારાં આવ્યાં હતાં. માર્ચના છેલ્લા અઠવાડિયામાં બાળવીરો માટે (નર્મદાતટે ચાંદોદ, કરનાળી, સુરપાણ વગેરે, વડોદરા અને પાવાગઢ) 'ગુજરાત'નું પર્યટન અને બાકીના વિદ્યાર્થીઓ માટે, મહાબળેશ્વરનું પર્યટન સાથે જ યોજવામાં આવ્યું હતું. 'ગુજરાત'ના પર્યટનમાં સહાયભૂત થવા માટે, શ્રી. ગુણવંતરાય ભટ્ટ, શ્રી. લતાબહેન ભટ્ટ અને હિંદુસ્તાન સ્કાઉટ એસોસીએશનના સત્તાવાળાઓના અમે આભારી છીએ.

**શોક:**—શાળાના મિસ્ત્રી શ્રી. પરશુ હમીરના અકાળ અવસાનની નોંધ ભારે હૈયે લઈએ છીએ. તેના કુટુંબીજનોને અમારાં આશ્વાસન; પ્રભુ ભાઈ પરશુના આત્માને શાશ્વત શાંતિ બક્ષો એવી અભ્યર્થના.

**સ્વાગત અને વિદાય:**—આ વર્ષે દરમિયાન શાળામાં જોડાયેલા (સ્થાયી વ. અ.) સ્ટાફના સભ્યોનું અમે હાર્દિક સ્વાગત કરીએ છીએ. તેઓ આ સંસ્થા સાથે એકરસ થઈ જાય

અને તેના ધ્યેયને પહોંચવા, સક્રિય એવું બધું કરે એમ ઇચ્છીએ છીએ. શાળા છોડી ગયેલા વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યો તેઓ જ્યાં હોય ત્યાં, સુખી થાય એમ ઇચ્છીએ છીએ.

**આભાર:**—આ અંકના સંપાદન પાછળ, રાત દિવસ અવિરત શ્રમ કરનાર શ્રી. જયંતીલાલ દાણાવાળાનો, સંપાદનનું સામાન્ય નિરીક્ષણ કરવા માટે ઉપાચાર્ય શ્રી. ચંદ્રમાધવ દેસાઇનો, હસ્તપ્રતો અને પ્રૂફો જોઇ જવા માટે શ્રી. દુર્ગેશ શુક્લ, શ્રી. ઓચ્છવલાલ પરીખ, શ્રી. ઇશ્વરલાલ દેસાઇ અને શ્રી. બાલચંદ્ર ટિળકનો, ફોટોગ્રાફી વિભાગ માટે શ્રી. દુર્ગેશ શુક્લ અને શ્રી. રણુસુખભાઇ પેઇન્ટરનો, અન્ય ચિત્રોની પસંદગી માટે શ્રી. પુલિનબિહારી દત્તનો, જાહેરખબરો અને મુદ્રણાલયની વ્યવસ્થા કરવા માટે શ્રી. મોહનલાલ માસ્તરનો, અંગ્રેજી લેખો ટાઇપ કરવા માટે શ્રી. રતિલાલ દેસાઇનો, લેખો આપનાર વિદ્યાર્થીઓ અને સ્ટાફના ભાઇઓનો, ટૂંકા ગાળામાં બ્લોકસ્ બનાવી આપવા માટે ટાઇમ્સ ઑવ ઇન્ડિયાના સંચાલકોનો, છાપકામ કાળજીપૂર્વક કરાવી આપવા માટે ધી ન્યુ ઇન્ડિયા સ્ટેશનરી માર્ટના શ્રી. ઓચ્છવલાલ દેસાઇનો, જાહેરખબર આપનાર સૌ સંસ્થાઓ તથા વ્યક્તિઓનો અને બીજા સર્વ જેમણે એક યા બીજી રીતે સહકાર આપ્યો છે તેમનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

અમારું આમંત્રણ સ્વીકારીને શાળાની મુલાકાતે આવનારા અને 'રાજહંસ' માટે સંદેશા પાઠવનારા સર્વ ભાઈ બહેનોનો તેમજ શાળાની બધી અગત્યની પ્રવૃત્તિઓમાં અમને સલાહ, સૂચનો, ઉત્સાહ, પ્રેરણા અને માર્ગદર્શન આપવા માટે બાઇ કબીબાઇ અને હંસરાજ મોરારજી ટ્રસ્ટના સૌ ટ્રસ્ટી સાહેબોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ અંકમાં રહી ગયેલી ભૂલો ક્ષમ્ય ગણવા વાચકોને વિનંતી કરીએ છીએ.



# છસરાજ મારારજી પબ્લિક સ્કૂલના

## સને ૧૯૪૭–૪૮ ની સાલના કામકાજનો ટૂંક અહેવાલ

જૂન, ૧૯૪૬ થી પ્રસ્તુત શાળાનું કામકાજ તેના આલીશાન અને અનેક સગવડોવાળા મકાનોમાં ચાલે છે. દિનપ્રતિદિન તેની પ્રગતિ સધાતી જાય છે એ સંતોષનો વિષય છે.

**ગૃહો:**—આ શાળા ઘરશાળા (a residential School) છે. વિદ્યાર્થીઓને દશ ગૃહોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. દરેક ગૃહની સંભાળ રાખવા માટે, એક ગૃહપતિ હોય છે, વિદ્યાર્થીઓના અભ્યાસ, તંદુરસ્તી, ટેવો, વર્તન અને સર્વાંગી વિકાસ તરફ ગૃહપતિ દેખરેખ રાખે છે. વિદ્યાર્થીઓ દરેક પ્રવૃત્તિ રસપૂર્વક અને નિયમીતપણે કરે એની સંભાળ પણ તેઓ જ રાખે છે. તદુપરાંત, દરરોજ સવારે ૮–૧૫ થી ૯–૧૫ અને રાતે ૮–૦ થી ૧૦–૦ દરમિયાન તેઓ વિદ્યાર્થીઓના અભ્યાસ તરફ દેખરેખ રાખે છે અને નબળા વિદ્યાર્થીઓને શીખવવા માટે પોતાની પાસે બોલાવે છે. દર અઠવાડિયે ગૃહસભા મળે છે; તેમાં ગૃહને લગતા સર્વ પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે છે. ગૃહ દીઠ પુસ્તકાલયો અને વાચનાલયો છે; ચર્ચાસભાઓ અને મનોરંજક કાર્યક્રમો પણ ગોઠવવામાં આવે છે. ગૃહપતિ ઉપરાંત, વિદ્યાર્થીની સંભાળ એક અનુભવી મેટ્રન અને સુપરવાઈઝર રાખે છે. બધાં મળીને સ્ટાફના ૨૫ ભાઈબહેનો શાળામાં વિદ્યાર્થીઓની સાથે રહે છે.

**આરોગ્ય:**—વિદ્યાર્થીઓના આરોગ્યની સંભાળ રાખવા માટે, શાળાના ડોક્ટર દરરોજ સવારે શાળાની મુલાકાત લે છે; આખા દિવસ દરમિયાન તેમના આરોગ્યની સંભાળ રાખવા અને માંદગીમાં માવજત કરવા માટે, એક અનુભવી નર્સ પણ રાખવામાં આવ્યાં છે. વર્ષ દરમિયાન, બે વખત વિદ્યાર્થીની સંપૂર્ણ દાક્તરી તપાસ અને ચાર વખત તેમનાં વજન અને ઊંચાઈના માપ, દાક્તર લે છે.

**આહાર:**—વિદ્યાર્થીઓને પૌષ્ટિક, પથ્ય અને રુચિકર તેમજ વિવિધ ખોરાક મળે એની ખાસ કાળજી રાખવામાં આવે છે. દૂધ, ઘી, છાશ, માખણ ફળો તથા લીલાં શાકભાજીનો ખોરાકમાં સારા પ્રમાણમાં સમાવેશ કરવામાં આવે છે. ભોજન વેળાએ સુપરિન્ટેન્ડન્ટ, સ્ટોરકીપર, મેટ્રન તથા સુપરવાઈઝરમાંથી બે અગર વધારે વ્યક્તિઓ હંમેશાં ભોજનખંડમાં હાજર રહે છે.

**શારીરિક શિક્ષણ:**—સવાર સાંજ વ્યાયામ તથા રમતગમતોનો કાર્યક્રમ પણ વ્યવસ્થિત રીતે યોજવામાં આવે છે. વિદ્યાર્થીઓને રમવા માટે ૨૫ એકરનું વિશાળ મેદાન છે. તેઓ હૉકી, ફૂટબોલ, ક્રિકેટ, ખોખો, કુસ્તી, લંગડી વગેરે અનેક દેશી-વિદેશી રમતો રમે છે. શ્રી. મણિભાઈ નાયક અને શ્રી. આત્મારામ શિર્કે શાળાના આ આવશ્યક અંગને વિકસાવવામાં યોગ્ય ધ્યાન આપે છે. કુસ્તી, મલખમ, બોક્સિંગ અને લશ્કરી કવાયત માટે જુદા ઇન્સ્ટ્રક્ટરોની નિમણૂક કરવામાં આવી છે.

મુંબઈ પ્રાન્તની 'શારીરિક શિક્ષણ બોર્ડ'ની સૂચના મુજબ તા. ૨૦–૧૨–'૪૭ નો દિન 'શારીરિક શિક્ષણ દિન' તરીકે ઊજવવામાં આવ્યો હતો. તેમજ શાળાનો રમતગમતનો

સુધીના ચિત્રપટો શાળાના થિયેટરમાં જ બતાવવામાં આવ્યાં હતાં. એ કાર્ય શ્રી. રણછોડભાઈ પેઈન્ટરને સોંપવામાં આવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ડોન ક્વિક્ઝોટ | ૧૩ | કીંગ કોંગ |
| ૨ | ડ્રીંગ્સ ટેઈલર | ૧૪ | ડેવીડ્રીનીંગ્યા બૂમ-ટાઉન |
| ૩ | કેમેરા મેજીક | ૧૫ | માર્ક્સ બ્રધર્સ એટ ધી સર્કસ |
| ૪ | વેસ્ટર્ન બ્લુધર | ૧૬ | ટાર્ઝન એસ્કેઈપ્સ (હિંદી) |
| ૫ | કેસાબ્લેન્કા | ૧૭ | સ્ટોર્મ |
| ૬ | પીક્સ એટ હોલીવુડ | ૧૮ | હન્ચબેક ઓફ ધી નોટરડામ |
| ૭ | ટાર્ઝન્સ ન્યુયોર્ક એડવેન્ચર | ૧૯ | એરોડ્રોમ પ્લેગ્રાઉન્ડ |
| ૮ | કોફિન્સ ઓન વ્હીલ્સ | ૨૦ | કેપ્ટન કરેજિયસ |
| ૯ | ઇમ્મોર્ટલ બ્લેકસ્મિથ | ૨૧ | પહાણુ (નાટક) |
| ૧૦ | ટાર્ઝન ટ્રાયમ્ફ્સ | ૨૨ | જગ બીતી (હિન્દી) |
| ૧૧ | રફી બઇંઝ | ૨૩ | સિંદૂર |
| ૧૨ | પબ્લિક સ્પોર્ટ્સ | ૨૪ | ભગવાન બુદ્ધ (નૃત્ય નાટિકા) |

**શાળાનું મુખપત્ર: 'રાજહંસ':**—આ પત્રની તૈયારી માટે વિદ્યાર્થીઓનું બનેલું તંત્રીમંડળ નીમવામાં આવે છે. આ વર્ષે આચાર્ય શ્રી ધીરુભાઇ મ. દેસાઈએ એના મુખ્ય તંત્રી, શ્રી. જયંતીલાલ દાણાવાલાએ એના સંપાદક, શ્રી. ચંદ્રમાધવ દેસાઇ અને શ્રી. દુર્ગેશ શુક્લે એના સહાયકો તરીકે વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યું છે. સરકાર પાસેથી 'રાજહંસ' છાપવાની પરવાનગી મળી હોવાથી, આ અંક છાપવાનું ગયા વર્ષની જેમ, આ વર્ષે પણ શક્ય બન્યું છે.

**'દૈનિક હંસ' અને 'અઠવાડિક હંસ':**—શ્રી. જયંતીલાલ દાણાવાલાના માર્ગદર્શન હેઠળ, આ બન્ને પત્રો, પ્રસિદ્ધ કરે છે. આ વર્ષ દરમિયાન, દૈનિક હંસ'ના તંત્રીઓ તરીકે જગદીશ મોદી, અરુણ ભટ્ટ અને ચંદુલાલ બેંકાઇએ અને 'અઠવાડિક હંસ'ના તંત્રી તરીકે વનરાજ ભાટિયાએ કામ કર્યું હતું.

**ચર્ચામંડળ:**—શાળાના આ મંડળના આશ્રય હેઠળ. શ્રી ઇશ્વરલાલ દેસાઇના માર્ગદર્શન હેઠળ, ચર્ચાઓ, ભાષણો, વક્તૃત્વકળાની હરિફાઇ વગેરે કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા. પ્રિન્સિ. કે. એસ. વકીલ, શ્રી. મસ્તફકીર, શ્રી. મણિભાઇ દેસાઈ, પ્રા. ચતુર્વેદી, શ્રી. રમણલાલ સોની, શ્રી. કલ્પલતાબહેન મુનશી, શ્રી. બબલચંદ મોદી, પ્રિન્સિ૦ ખુરશેદ દાણુ અને ડો. ધીરેન્દ્ર મહેતા વગેરે મહાનુભાવોએ આ મંડળના આમંત્રણનો સ્વીકાર કરીને વિદ્યાર્થીઓ સમક્ષ પ્રેરણાત્મક પ્રવચનો કર્યાં હતાં. આ ઉપરાંત, આર્યના પક્ષીથી, પસંદ કરેલા વિષયો પર શિક્ષકો તરફથી પ્રવચનો કરવામાં આવ્યાં હતાં; તેમજ અગત્યના બનાવો અને સમાચારોના સાપ્તાહિક અવલોકનોનો નિયમીત કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

**રેડિયો બ્રોડકાસ્ટ:**—ઑલ ઇન્ડિયા રેડિયો તરફથી રજૂ થતાં સંગીત, વાર્તાલાપો, વિવેચનો વગેરે કાર્યક્રમો વિદ્યાર્થીઓ સાંભળે છે. જમવાના તથા નવરાશના સમયે, તેઓ

છે અને બીજા બે રેંટિયા વિદ્યાર્થીઓએ ખરીદ્યા છે. બાપુજીની સ્મશાનયાત્રાના દિવસે અને અસ્થિવિસર્જનના દિવસે અપાયેલો અહેવાલ તેમ જ ૧૩ શોકદિનો દરમિયાન નેતાઓએ આપેલી અંજલિઓ, વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોએ સાંભળી હતી.

**મનોરંજક પ્રવૃત્તિઓ:**—ફોટોગ્રાફી, ટપાલની ટિકિટોનો સંગ્રહ, ચિત્રો,- છાપાં વગેરેમાંથી 'કટીંગો', નૃત્ય, સંગીત, ચિત્રકળા, બાગકામ, કાંતણ, વાચન–લેખન વગેરે પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓ હોંશથી હાથ ધરે છે. 'કોમર્શિયલ આર્ટ' પણ એક મનોરંજક પ્રવૃત્તિ તરીકે હાથ ધરવામાં આવી છે. જેમને એ માટે રસ હોય તેમને માર્ગદર્શન આપવામાં આવે છે. ફોટોગ્રાફી એક એવી બીજી પ્રવૃત્તિ છે જેમાં વિદ્યાર્થીઓ ઊંડો રસ લે છે. ફોટોગ્રાફી અને કોમર્શિયલ આર્ટની પ્રવૃત્તિઓનું કાર્ય શ્રી. રણસુખભાઈ પેઇન્ટરને સોંપવામાં આવ્યું છે.

**બાળવીર પ્રવૃત્તિ:**—આ પ્રવૃત્તિ આ વર્ષે જ હાથ ધરવામાં આવી છે; તેમાં ૬૭ જેટલા વિદ્યાર્થીઓ જોડાયા છે. બુધવાર અને શનિવારે સાંજના ગાળામાં આ પ્રવૃત્તિ ચલાવાય છે. શ્રી. વી. જી. રાવની ૫૯મી વર્ષગાંઠ અને એની બિસાન્ટની સંવત્સરી ઊજવવામાં આવી હતી. ગાંધીશ્રદ્ધાંજલિ સપ્તાહમાં પણ બાળવીરોએ ભાગ લીધો હતો. તદુપરાંત, ચેમ્બુરના નિર્વાસિતોને એક માસ સુધી મદદ કરવા, દરરોજ બાળવીરોને મોકલવામાં આવ્યા હતા. આમ સેવાકાર્યની તાલીમ તેમને આપવામાં આવી હતી. આ પ્રવૃત્તિ શ્રી. ભાસ્કરચંદ્ર [illegible], શ્રી. મણિભાઈ નાયક અને શ્રી. આત્મારામ શિર્કેના માર્ગદર્શન હેઠળ ચાલે છે.

**ઉત્સવો અને અગત્યના પ્રસંગોની ઉજવણી:**—વિદ્યાર્થીઓએ નીચેના પ્રસંગો યોગ્ય કાર્યક્રમો યોજીને, ઊજવ્યા હતા:

| | |
|---|---|
| ૧ ટિળક સંવત્સરી | ૧૧ બાઈ કમીબાઈ સંવત્સરી |
| ૨ મહાદેવ દેસાઈ સંવત્સરી | ૧૨ સાક્ષરતા દિન |
| ૩ સ્વાતંત્ર્ય દિન | ૧૩ કસ્તૂરબા સંવત્સરી |
| ૪ ગણેશચતુર્થી | ૧૪ ૬ ઠ્ઠો વાર્ષિક રમતગમતનો મેળાવડો |
| ૫ ગુરુસંમેલન | ૧૫ મહાશિવરાત્રી |
| ૬ ગાંધી જયંતી | ૧૬ હંસરાજ મોરારજી સંવત્સરી |
| ૭ એની બિસાન્ટ સંવત્સરી | ૧૭ ઠાકરસી [illegible] સંવત્સરી |
| ૮ વાલી દિન | ૧૮ ૧૫ ઑગસ્ટ, ૧૯૪૯ |
| ૯ ટાગોર જયંતી | ૧૯ ગાંધી શ્રદ્ધાંજલિ સપ્તાહ |
| ૧૦ સુભાષ બોઝ દિન | |

શ્રી. જયપ્રકાશ નારાયણે શાળાના મેદાનમાં તે દિને પ્રવચન કર્યું હતું. આ દિનોના ઉમંગ અને આનંદ અનેરા હતા.

**ગાંધી શ્રદ્ધાંજલિ સપ્તાહ:**—પરંતુ આ આનંદ ઝાઝો ટક્યો નહીં. ૩૦ મી જાન્યુઆરી, ૧૯૪૮ ના દિને, એક જ્ઞાનશૂન્ય હિંદુ યુવાને પૂ. ગાંધીજીનું ભોળાઓ મારીને મૃત્યુ નિપજાવ્યું, બાપુ ગયા. દેશનો પ્રાણ ગયો. જગતનો ફિરસ્તો ગયો. અહિંસા અને શાંતિનો દૂત ચાલ્યો ગયો. ૩૦ મી જાન્યુ. થી ૫ મી ફેબ્રુઆરી સુધીનો સપ્તાહ રાખવામાં આવી હતી. આ શોકસપ્તાહ દરમિયાન ગાંધીજીને પ્રિય એવી અનેક પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી હતી. (૧૨ મી ફેબ્રુઆરી સુધી શોક પાળવામાં આવ્યો હતો.) દૈનિક કાર્યક્રમ નીચે મુજબ હતો:—

સવારે ૬ વાગે ઊઠવાનું
,, ૬।। થી ૭ શારીરિક શ્રમ
,, ૮ થી ૯।। ગૃહમાં અભ્યાસ
,, ૯।। થી ૧૦ ખ્યાજ સમસ્ત સમૂહપ્રાર્થના
,, ૧૦ થી ૧૧ વર્તમાન પત્રોનું વાચન
બપોરે ૨।। થી ૩।। ગાંધીસાહિત્યનું વાચન
સાંજે ૪ થી ૫ સમૂહ કાંતણ
,, ૫ થી ૬ વર્ગ સફાઈ કામ
રાતે ૮ થી ૮-૧૦ ખ્યાજ સમસ્ત સમૂહપ્રાર્થના
રાતે ૮।। થી ૯. રેડિયો પર શ્રદ્ધાંજલિ સાંભળવી
,, ૯ થી ૧૦ ગૃહમાં અભ્યાસ

**શારીરિક શ્રમ:**—ગૃહની, રસ્તાની અને વર્ગો પાછળની સાફસૂફી, બાગકામ, શાકભાજી સમારવી, રસોઈ કરવી, તે પીરસવી, વાસણો માંજવાં, બાથરૂમ ને જાજરૂ સાફ કરવાં, ધૂપ કરવો, કપડાં ધોવાં, બૂટ ચંપલ પાલીશ કરવાં વગેરે કામો વિદ્યાર્થીઓએ હોંસથી કર્યાં હતાં.

**રાષ્ટ્રભાષા પ્રચાર પ્રવૃત્તિ:**—રાષ્ટ્રભાષાના અભ્યાસ પ્રત્યે વિદ્યાર્થીઓમાં ઉત્સાહ વધે એ હેતુથી વર્ગમાં અપાતા શિક્ષણ ઉપરાંત, જુદા વર્ગો પણ લેવાય છે અને વર્ષની રાષ્ટ્રભાષા પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. શ્રી. ઈશ્વરલાલ દેસાઈના માર્ગદર્શન હેઠળ, આ પ્રવૃત્તિ ચાલે છે.

૧૯૪૭ ના ફેબ્રુઆરીમાં 'નવગુજરાત'માં રાષ્ટ્રભાષા પરીક્ષાકેન્દ્ર ખોલવામાં આવ્યા બાદ, હિંદીની પરીક્ષામાં રસ લેનારા વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ છે:—

| પરીક્ષા | પ્રારંભિક | પ્રવેશ | પરિચય | કોવિદ | કુલ સંખ્યા | પરિણામ |
|---|---|---|---|---|---|---|
| ફેબ્રુઆરી, ૧૯૪૭ | ૨૪ | ૧૩ | ૧૧ | — | ૪૮ | ૫૫% |
| સપ્ટેમ્બર, ૧૯૪૭ | ૨૬ | ૧૬ | ૧૧ | ૧ | ૫૪ | ૮૫% |
| માર્ચ, ૧૯૪૮ | ૨૭ | ૨૮ | ૫ | ૧ | ૬૧ | ૮૫% |

ત્રીજી પરીક્ષામાં, આ વખતે શાળા-પાઠશાળાના વિદ્યાર્થીઓ ઉપરાંત, સ્ટાફના કેટલાક સભ્યો પણ બેઠા છે. થોડી બહેનો પણ બેઠી છે. આ એની વિશેષતા ગણાય.

મુંબઈ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી મહા ગાંધી જયંતી ઉત્સવ વેળા, હિન્દીમાં નિબંધલેખન તેમજ વક્તૃત્વની હરીફાઈમાં ભાગ લેવા બે વિદ્યાર્થીઓને મોકલ્યા હતા. ભાઈ રજનીકાંત માસ્તર નિબંધલેખનની હરીફાઈમાં પ્રથમ અને ભાઈ જીતેન્દ્ર રેશમવાળા વક્તૃત્વની હરીફાઈમાં ત્રીજું ઇનામ મેળવી શક્યા હતા. તે માટે એ બંને ભાઈઓને અભિનંદન ઘટે છે.

શ્રી. ઇશ્વરલાલ દેસાઇ, શ્રી. બાળચંદ્ર ટિળક, શ્રી. આત્મારામ શિર્કે અને શ્રી. કૃષ્ણકાંત દેસાઇ રાષ્ટ્રભાષાની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરે છે.

**પુસ્તકાલય અને વાચનાલય:**—શાળાના પુસ્તકાલયમાં પસંદ કરેલાં ૬૦૦૦ ઉપર પુસ્તકો છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકો માટેના જુદા વિભાગો ઉપરાંત વર્ગો અને ગૃહોનાં નાનાં પુસ્તકાલયો પણ રાખવામાં આવ્યાં છે; પહેલાં બેની દેખરેખ શાળાના ગ્રંથપાળ રાખે છે અને ત્રીજા-ચોથાની દેખરેખ વર્ગોના 'નાયકો' રાખે છે. શાળાના વાચનાલયમાં ગુજરાતી, હિંદી અને અંગ્રેજી દૈનિકો, સાપ્તાહિકો, માસિકો, ત્રિમાસિકો વગેરે સારી સંખ્યામાં મંગાવવામાં આવે છે. વિદ્યાર્થીઓએ ચૂંટેલા બે 'નાયકો', શ્રી ઓચ્છવલાલ પરીખના માર્ગદર્શન હેઠળ વાચનાલયની વ્યવસ્થા સંભાળે છે.

**વાર્ષી દિન:**—૧૯મી ઑક્ટોબર, ૧૯૪૭ને દિને, આ શાળાનો ચોથો 'વાર્ષી દિન', શેઠશ્રી ચરણદાસ મેગજીના પ્રમુખપણા હેઠળ ઊજવાયો હતો. શાળાના વિદ્યાર્થીઓએ, સુપરિન્ટેન્ડન્ટ તથા શ્રી. દુર્ગેશ શુક્લ, શ્રી. રણુસુખભાઇ પેઇન્ટર, શ્રી. ગોવર્ધનભાઇ પંચાલ, શ્રી. માલતીબહેન મહેતા અને અન્ય શિક્ષકોનાં માર્ગદર્શન હેઠળ રંગભૂમિ તૈયાર કરી હતી. અઢી કલાકનો સંગીત, નૃત્ય, વાદન અને નાટિકાઓનો સુંદર કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો.

**લલિત કલા મંડળ:**—જુદી જુદી લલિત કલાઓમાં રસ લેતા વિદ્યાર્થીઓએ આ મંડળની સ્થાપના કરી છે. એ મંડળમાં શાળાના ચાલુ તેમજ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યો જોડાઇ શકે છે.

**માસિક ધ્વજવંદન:**—પ્રત્યેક માસમાં નક્કી કરાયેલ તારીખે માસિક ધ્વજવંદન થાય છે. આચાર્ય, ઉપાચાર્ય અથવા કોઇ શિક્ષક તે વેળા ધ્વજની અગત્ય અને તેનું ગૌરવ સમજાવે છે.

**શાળાના છેલ્લા "સરકારી નિરીક્ષણ"ના અહેવાલમાંથી કેટલાક ઉતારાઓ:—**

**(૧)** તા. ૨૯-૮-'૪૭ ને રોજ થયેલા '**શારીરિક શિક્ષણ નિરીક્ષણ**'ના અહેવાલમાંથી ઉતારો:—

"હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ સુસંપન્ન પ્રાંતભાષાશાળા વિદ્યાર્થીઓ તૈયાર કરવાની નેમ રાખે છે. અત્યારે, એ ધરશાળામાં જરૂરી સઘળાં સાધનો, પૂરતા શિક્ષકો છે અને એનું સંચાલન યોગ્ય રીતે થઇ રહ્યું છે.

દૈનિક કાર્યક્રમમાં શારીરિક શિક્ષણ ઉપર સારો ભાર મૂકવામાં આવ્યો છે. શાળા પાસે વિશાળ ક્રીડાંગણ અને બધી રીતે સજાયેલો અખાડો છે. તમામ પ્રવૃત્તિઓ બાળકનું શરીર સુદૃઢ બને તેમજ ચારિત્ર્ય ખીલે એવી રીતે હાથ ધરાય છે.

**(૨)** તા. ૧૧-૨-'૪૮ ને રોજ થયેલા '**સરકારી નિરીક્ષણ**'ના અહેવાલમાંથી ઉતારો:—

**શાળાનાં મકાનો:** સર્વ રીતે સંતોષકારક છે.

**ફર્નિચર અને અન્ય સાધનો:** પૂરતાં અને સુવ્યવસ્થિત છે.

**શિક્ષકો:**—પૂરતી સંખ્યામાં અને સારી લાયકાત ધરાવનારા છે. ગવર્મેન્ટ પ્રોવિડન્ટ ફંડની યોજના અમલમાં છે. પગાર, વધારાની યોજના, નોકરીની શરતો અને રજાના નિયમો તકેજી કરવામાં આવ્યાં છે.

**શાળાની વિશિષ્ટતાઓ:**—સ્કાઉટિંગની પ્રવૃત્તિ, વિદ્યાર્થી વસ્તુભંડાર, પર્યટનો, મર્યાદાઓ, નાટ્યપ્રયોગો, વિદ્યાર્થી સભા, શિક્ષણવિષયક ચિત્રો વગેરે.

**સામાન્ય નોંધ:**—પુસ્તકાલય, વાચનાલય, પ્રયોગશાળા વગેરે માટે સારી ગોઠવણ છે. વિદ્યાર્થીઓ માટે રહેવા-જમવા-ભણવાની વ્યવસ્થા સુંદર છે. અભ્યાસેતર પ્રવૃત્તિઓ ઉપર યોગ્ય ધ્યાન અપાય છે, અને તે માટે અલાહિદી વ્યવસ્થા કરવામાં આવી છે. શાળાની શિસ્ત સંતોષકારક છે. પહેલાં કરેલાં સૂચનો અમલમાં મૂકવા પ્રયત્નો થઇ રહ્યા છે.



## વિદ્યાર્થીઓનો દરરોજનો કાર્યક્રમ

| | | |
|---|---|---|
| સવારે | ૬–૦ | ઊઠવાનું |
| ,, | ૬–૫ | ગૃહ દીઠ પ્રાર્થના |
| ,, | ૬–૩૦ થી ૭–૦ | વ્યાયામ ( મોટા વિદ્યાર્થીઓ ) |
| ,, | ૭–૦ થી ૭–૩૦ | ,, ( નાના ,, ) |
| ,, | ૭–૩૦ થી ૮–૧૦ | દૂધ પીવાનું અને તૈયાર થવાનું |
| ,, | ૮–૧૦ થી ૯–૧૦ | ગૃહમાં અભ્યાસ |
| ,, | ૯–૧૫ થી ૯–૪૫ | સમૂહપ્રાર્થના અને પ્રવચન |

### શાળાના વર્ગો

| તાસ | | |
|---|---|---|
| ૧. સવારે | ૯–૫૦ થી ૧૦–૨૫ | |
| ૨. ,, | ૧૦–૨૫ થી ૧૧ | |
| ,, | ૧૧–૦ થી ૧૨ | જમણ ( બધા વિદ્યાર્થીઓ માટે ) |
| બપોરે | ૧૨–૦ થી ૧૨–૪૦ | આરામ ( ગૃહમાં ) |
| ૩. ,, | ૧૨–૪૦ ,, ૧–૧૫ | |
| ૪. ,, | ૧–૧૫ ,, ૧–૫૦ | |
| ૫. ,, | ૧–૫૦ ,, ૨–૨૫ | |
| ,, | ૨–૨૫ ,, ૨–૪૦ | છુટ્ટી |
| ૬. સાંજે | ૨–૪૦ ,, ૩–૧૫ | |
| ૭. ,, | ૩–૧૫ ,, ૩–૫૦ | |
| ,, | ૩–૫૦ થી ૪–૧૦ | દૂધ અને નાસ્તો |
| ,, | ૪–૧૦ થી ૫–૧૦ | મનોરંજક પ્રવૃત્તિઓ ( હૉબીઝ ) |
| ,, | ૫–૧૦ થી ૬–૧૦ | રમતગમત |
| રાતે | ૭–૦ થી ૮–૦ | જમણ ( બધા વિદ્યાર્થીઓ ) |
| ,, | ૮–૦ થી ૮–૧૦ | સમૂહપ્રાર્થના ( ,, ) |
| ,, | ૮–૧૦ થી ૯–૩૦ | અભ્યાસ ( નાના વિદ્યાર્થીઓ ) |
| ,, | ૮–૧૦ થી ૧૦–૦ | ,, ( મોટા ,, ) |

# શારીરિક શિક્ષણનું સમયપત્રક

સવારે:–(૧) મરજિયાત–૫–૩૦ થી ૬–૩૦ મલખમ, કુસ્તી, આસનો, દંડ, બેઠક, બૉક્સિંગ વજન ઊંચકવું વગેરે.

(૨) ફરજિયાત ૬–૩૦ થી ૭ મોટા વિદ્યાર્થીઓ (૩) ૭ થી ૭–૩૦ નાના વિદ્યાર્થીઓ

| | સોમ. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| (૧) | લાઠી | લેઝીમ | કેલિસ્થેનિક્સ (ફ્લોર એક્સરસાઇઝ) | દંડકવાયત | સંપૂર્ણ કવાયત અથવા સમૂહકૂચ | |
| (૨) | લેઝીમ | લાઠી | ,, | ,, | મગદળ | ,, |
| (૧) | કેલિસ્થેનિક્સ | ડમ્બેલ્સ | લેઝીમ | ,, | માર્ચીંગ | ,, |
| (૨) | ડમ્બેલ્સ | કેલિસ્થેનિક્સ | માર્ચીંગ | ,, | લેઝીમ | ,, |

બૉક્સિંગ અઠવાડિયામાં ત્રણ દિવસ: સોમ, બુધ, શુક્ર : સમય: ૬–૩૦ થી ૭–૩૦ સવારે.

સાંજે:–૫–૧૦ થી ૬–૧૦

| | સોમ. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ક્રિકેટ | વૉલીબૉલ | ક્રિકેટ | ફૂટબૉલ | ક્રિકેટ | હૉકી |
| ૨ | ફૂટબૉલ | ક્રિકેટ | બાસ્કેટ બૉલ | ક્રિકેટ | હૉકી | ખોખો |
| ૩ | ક્રિકેટ | ફૂટબૉલ | ખોખો | હૉકી | વૉલીબૉલ | ક્રિકેટ |
| ૪ | ખોખો | ક્રિકેટ | ફૂટબૉલ | લંગડી | ફૂટબૉલ | ક્રિકેટ |
| ૫ | લંગડી | દડાની રમતો | ક્રિકેટ | ક્રિકેટ | ખોખો | ફૂટબૉલ |

તરવાનું:– (૧) પહેલી ટુકડી ૭–૫૦ થી ૮–૫૦, બીજી ટુકડી ૮–૧૦ થી ૯–૧૦

## શિક્ષકોનાં પ્રવચનો

૧ શ્રી. જયકૃષ્ણ
૨ રશિયાની સામ્રાજ્ઞી એલીઝાબેથ
૩ પૃથ્વીની પ્રદક્ષિણા
૪ જીવનની કળા
૫ વક્તૃત્વકળા
૬ આદર્શ અને વ્યવહાર
૭ ગીતા અને આપણું જીવન
૮ હનુમાનની સ્વામીભક્તિ
૯ સહકારી તાલીમ
૧૦ લોકમાન્ય ટિળક
૧૨ ભવ્ય ઑગસ્ટ માસ
૧૩ આપણો રાષ્ટ્રધ્વજ
૧૪ ગુજરાતની સમૃદ્ધિ
૧૫ લૉર્ડ માઉન્ટબેટન
૧૬ કવિવર ટાગોર
૧૭ ગાંધીજીના ઉપવાસ
૧૮ મારું સ્વપ્નું
૧૯ ક્રમસ
૨૦ આપણાં પુરાણો
૨૧ રાષ્ટ્રભાષા
૨૨ સૌંદર્ય-દૃષ્ટિ
૨૩ ફોટોગ્રાફીની કળા
૨૪ ડૉ. એની બેસાન્ટ
૨૫ પર્યટનો
૨૬ પ્રાચીન હિંદમાં આપણી દરિયાઈ સિદ્ધિઓ
૨૭ વર્ધાયોજના
૨૮ પક્ષીઓ અને તેમની ખાસિયતો
૨૯ ગતિ, વેગ અને યાન
૩૦ ચાના લાભાલાભ
૩૧ સોનેરી પિંજરનું પક્ષી
૩૨ સ્વ. નારાયણ ખરે
૩૩ સ્વ. ગોખલે
૩૪ સોક્રેટીસ અને ગાંધીજી
૩૫ જાદુની એ ત્રણ ગોળીઓ
૩૬ એડીસન

Mandal on the Physical Education Day, 20th December, 1947. In the evening, on 20th December, '47, the Sixth Annual Sports was held under the presidentship of Shri Shantilal Shah, M. L. C. Deputy President of the Bombay Legislative Council. Speaking on this occassion, the President laid a special stress on the value of Trips and Excursions and made a few important suggestions about how they should be organised.

As in the past, this year also, the pupils held debates, lectures and organised trips and excursions.

Our boys collected funds amounting to Rs. 2101/- during the Literacy Week organised by the Bombay City Adult Education Committee. Those who worked enthusiastically in collecting such a good sum deserve our warm congratulations.

The school participated in the Inter Schools Sports held by the Physical Training Institute, Kandivli and we are glad to record that the Individual Championship was secured by Master Khimji J. Tank, a student of this school. We congratulate him for bringing this honour, both to himself and the school.

**15th August 1947**, will remain a red-letter day in the History of India as the heavy yoke of the British rule was thrown off on that day. The Independence Day was celebrated by our pupils and the staff in the most fitting manner. Boys were also taken to Bombay to witness the unique and matchless illuminations of the different parts of the city.

**Gandhi Shraddhanjali Saptah :** Within a few months of the celebration of the happiest day, (the Independence Day), the whole nation, nay, the whole humanity, was plunged into untold grief by the shocking news, on the evening of 30th January, 1948, of the passing away, by facing the bullets of an assassin, of our beloved Bapu, the Father of the Nation, who was greater than the kings and monarchs and sublimer than the saints and sages. The pupils and the staff passed these days—30th January to 12th February, 1948—in mourning this great loss to mankind. The programme of these days is published elsewhere in this magazine. May Gandhi and Gandhism live to guide and inspire us for ever!

The trips to Gujarat (the Narmada Bank—Chandod, Karnali, Surpan are Baroda and Pavagadh etc.), for the Scouts and to Mahabaleshwar for the rest were organised in the month of March, 1948. We are thankful to Shri Gunvantrai Bhatt and Smt. Latabahen Bhatt and to the authorities of the Hindustan Scout Association for helping us in organising the Scout Camp this year.

**Obituary :** We are grieved to take note of the premature and sad demise of Shri Prabhu Hamir, our school carpenter. The pupils and the members of the staff convey their heartiest condolences and deep sympathy to the members of his family. May God grant eternal peace to the soul of the departed.

**Welcome and Farewell:** We heartily welcome both the pupils and the members of the staff who joined us this year. We wish that they would indentify themselves with this Institution and try their level best to fulfil its cherished goal.

We wish a happy time to all the pupils and the members of the staff who left us during this year.

**Thanks:** Our sincere thanks are due to Shri J. G Danawala for his untiring efforts in compiling this Number, to Vice Principal Shri C. C Desai for his general supervision in this work, to Shri D. T. Shukla, Shri O. C. Parikh, Shri I. M. Desai and Shri B. R. Tilak for reading manuscripts and proofs, to Shri D. T. Shukla and Shri R. C. Painter for the Photography Section, to Shri P. Dutt for the Child Art Section, to Shri M. B. Master for the Advertisement Section, to Shri R. P. Desai for typing out the articles and to the pupils and the members of the staff who contributed articles etc., to the authorities of the "Times of India" for preparing blocks in a short time, to Shri Ochchhavlal Desai of the New India Stationery Mart for carefully looking after the printing work, to those firms and individuals who sent their advertisements and to all those who co-operated with us in one way or the other. Our sincere thanks are also due to those gentlemen who accepted our invitation and visited our school, to those who sent a message for "Rajhans". We wish to convey our very sincere thanks to all our Trustees for giving us guidance, encouragement and inspiration in carrying out all the important activities of the school.

We request our readers to overlook the mistakes in this issue.

# રાજહંસ

## અનુક્રમણિકા

ક્રમ વિષય લેખક પૃષ્ઠ


૧ રાજહંસ તંત્રીમંડળ ૧
૨ વિદ્યાર્થી સભા ૨
૩ ટ્રસ્ટીઓ અને સ્ટાફ ૩
૪ શાળાનો અન્ય સ્ટાફ ૫
૫ વિદ્યાર્થીઓનાં નામ ૬–૮
૬ સંદેશાઓ ૯
૭ સંપાદકીય ૧૦–૧૨
૮ અહેવાલ ૧૩–૨૨
૯ Editorial ૨૩–૨૫
૧૦ અનુક્રમણિકા ૨૬
૧૧. મન અને તેની શક્તિ: રજનીકાંત શી. માસ્તર ૧
૧૨ ઉષા જશવંત કે. મહેતા ૩
૧૩ શ્રી. મુનશીજીનું બાળક: હરગોવિંદ વિ. માંકિયા ૪
૧૪ હીરો ખોવાયો બલવંત વ. નાયક ૭
૧૫ પંજાબ જગદીશચંદ્ર કૂ. મોદી ૧૦
૧૬ ગોરાઈની સફરે નરેન્દ્ર ર. પટેલ ૧૨
૧૭ બંદૂકની એ ત્રણ ગોળીઓ!!! શ્રી. ઈશ્વરલાલ મ. દેસાઈ ૧૩
૧૮ લોનાવલા હર્ષદ ઠ. શેઠ ૧૫
૧૯ પૂજારણ વનરાજ કે. ભાટિયા ૧૮
૨૦ મારી સહચરી વિષ્ણુ હ. ઠાકર ૨૦
૨૧ એ કમનસીબ પળ યોગેન્દ્ર ઘ. શાહ ૨૧
૨૨ વિશ્વજ્યોતિ ગાંધીજીને અંજલિ શ્રી. ભગવાનજી મો. નાયક ૨૩
૨૩ કરમાયેલું કમળ ગુણવંત સું. દોશી ૨૪
૨૪ અભિલાષા સ્વરાજકુમાર ખુ. પટેલ ૨૫
૨૫ સમાજને આહુતિ રામજી ઠં. તારપરા ૨૬
૨૬ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ હરગોવિંદ વિ. માંકિયા ૨૯
૨૭ 'બાપુ' ગયા ચંદ્રકાન્ત જ. મહેતા ૩૧
૨૮ આટલું જાણી લો શ્રી. પ્રભાભાઈ ક પટેલ ૩૨
૨૯ શંખ છીપલાં શ્રી. દુર્ગેશ શુક્લ ૩૪
૩૦ સ્વાતંત્ર્યમાતાને રામજી ઠં. તારપરા ૩૫
૩૧ બાળસ્મરણો ગદીશચંદ્ર કૂ. મોદી ૩૬
૩૨ સ્વતંત્ર હિન્દ અને બાપુ શાંતિલાલ લી. શાહ ૩૭
૩૩ ઘી લીધું! લીધું! ઉમેશ સુ. પરખાણી ૩૯
૩૪ એક ડોસાનાં પરાક્રમ મા. પો. ૧ લું, ૨ જું ૪૦
૩૫ હવાનું રમણ મા. પો. ૩ જું ૪૨
૩૬ બાળક, શિક્ષક અને સમાજ શ્રી અમૃતલાલ શિ. ભટ્ટ ૪૩
૩૭ સાંપેલાં હૈયાં વનરાજ કે. ભાટિયા ૪૭
૩૮ સાગરને ખોળે મણિભાઈ કા. બાટેલા ૪૯
૩૯ "કેવો ગાંડો છોકરો!" ચંદુલાલ હે. બેટાઈ ૫૨
૪૦ તૂટેલું ઠાકોરલાલ દ. નાયક ૫૪
૪૧ એક યાદગાર અકસ્માત વનરાજ ચ. ટોપરાણી ૫૮
૪૨ અષાઢની રાત કિનકરરાય દુ. રાવલ ૬૦
૪૩ બાપુનું ઘડિયાળ નટવરલાલ મો. પટેલ ૬૧
૪૪ મહાબળેશ્વર શ્રી દુર્ગેશ શુક્લ ૬૩
૪૫ શેતરંજનાં સોગઠાં હિંમતલાલ ચૂ. દવાવાલા ૬૪
૪૬ શિસ્ત શ્રી. મણિભાઈ નિ. નાયક ૬૮
૪૭ માણસાઈનો દીવડો શ્રી. ઓચ્છવલાલ ચી. પરીખ ૭૦
૪૮ શ્રી. અરવિંદ આશ્રમ, પોંડીચેરી શ્રી. ધીરુભાઈ મ. દેસાઈ ૭૩


### हिंदी विभाग


४९ साक्षरता की समस्या श्री. कृष्णकान्त गो. देसाई १
५० सुरपाण और पावागढ़ का पर्यटन श्री. मालचंद्र रा. त्रिवेद २
५१ वर्षा ऋतु कन्हैयालाल न. परीख ४


### English Section


52 Child Delinquency Shri C. C. Desai 1
53 Unhappy Farmer: Dilipkumar C. Desai 2
54 Where Is Peace? Shri Jayantilal G. Danawala 3
55 Gandhiji's Technique of Satyagrah Shri Ranchhodbhai P. Patel 5
56 What Next? Shri Ratilal P. Desai 7
57 New Era of Indian Women, Navinchandra C. Mehta 8

# મન અને તેની શક્તિ

રજનીકાન્ત ભીખાભાઈ માસ્તર
પોરણ સાતમું

મન એક અદ્‌ભુત પદાર્થ છે. પ્રાચીનકાળથી લોકો તેની દિવ્ય શક્તિથી પરિચિત છે. મનમાં શક્તિનો અખંડ સ્રોત વહે છે. તેજ શક્તિના પ્રવાહને અંતર્મુખ કરવાથી મનુષ્ય દેવત્વ પામી શકે છે.

મનુષ્ય અનેક પ્રકારના વિષયોમાં પોતાના મનની શક્તિને વેડફી નાખે છે, પરંતુ જો માનસિક શક્તિને દૃઢ બનાવવામાં આવે તો અસાધ્ય કામો પણ સુગમ બની જાય છે.

મન વિના, મનુષ્ય કોઈ કામ કરી શકતો નથી. બધા કાર્યોમાં જો મનોયોગ હોય તો જ તે સફળ થાય. યજુર્વેદના શિવસંકલ્પ સૂક્તમાં આ પ્રમાણે આવે છે— "यस्मान्न ऋते किंचन कर्म क्रियते तन्मेमनः शिवसङ्कल्पमस्तु ।" અર્થ—"જેના યોગ વિના, કાંઇ પણ કર્મ કરી શકાતું નથી તે મારું મન શુભ સંકલ્પ કરનારું બને." આ સૂક્તમાં "મારું મન શુભ સંકલ્પ કરનારું બને" એવી પ્રાર્થના કરવામાં આવી છે. તેનું કારણ મનની ચંચળતા છે. ગીતામાં મન વિષે અર્જુન કહે છેઃ—

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याऽहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

અર્થ—"પરમેશ્વર મન અતિ બળવાન, ચંચળ અને મથાવનાર છે. તેનો નિગ્રહ કરવો એ વાયુને રોકી રાખવા જેટલું કઠણ છે." અર્જુનની આ શંકાના જવાબમાં શ્રી. કૃષ્ણ કહે છેઃ—

असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

અર્થ—"હે મહાબાહો અર્જુન! નિઃસંદેહ ચંચળ મનનો નિગ્રહ કરવો એ ઘણું કઠણ છે, પણ અભ્યાસ અને વૈરાગ્ય વડે, તેમ કરી શકાય છે."

ગીતામાં સૂચવેલ "વૈરાગ્યનો" મનને વશ કરવાનો ઉપાય સૌ માટે ક્રિયાત્મક રૂપે શક્ય નથી પણ "અભ્યાસ" વડે; મનનો નિરોધ સૌ કોઈ કરી શકે છે. સૌ કોઇ પોતાની જાતને કોઇ પણ પ્રકારના સર્જનાત્મક કાર્યમાં રોકી મનને આમતેમ ભટકતું અટકાવી શકે છે.

અંગ્રેજીમાં એક કહેવત પણ છે "An idle brain is a devil's workshop." તેને જ મળતી "નવરો બેઠો નખોદ વાળે" આ કહેવત છે. મનને વશ કરવાનો આ ઉપાય નીચેના પ્રસિદ્ધ દૃષ્ટાંતથી બરાબર સમજાશે.

એક શેઠ હતો. એક દિવસ એક અજાણ્યો માણસ તેની પાસે આવ્યો અને નોકરી માટે તપાસ કરી. તેણે શેઠને ખાતરી આપી કે તેને જે કામ સોંપાશે તે બધાં જ તે પૂરાં કરશે. પણ જો કામ ન મળે તો ભાંગફોડ ચાલુ કરશે. શેઠે તે માણસને નોકરીમાં રાખ્યો અને પોતાનાં બધાં કામ તેને સોંપ્યાં. પેલા માણસે બધાં કામો ઝડપથી પૂરાં કર્યાં અને બીજું કામ ન મળતાં શેઠના મકાનની બારીના કાચ તોડવા લાગ્યો. શેઠ આ જોઈ વિમાસણમાં પડયો. તેને એક વિચાર સૂઝ્યો. તેણે નોકરને બોલાવ્યો અને પોતાના મકાનના માળ પર ચઢઊતર કરવાનું ફરમાન કર્યું. આમ શેઠે પોતાના શક્તિશાળી નોકરને વશ કર્યો. આપણે પણ પેલા શક્તિશાળી નોકરના જેવું આપણું મન સદા કાર્યમાં લગાડેલું રાખવાના ઉપાયે વશ કરી શકીએ. શ્રી. કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે:

यतोयतो निश्चरति मनः चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतत आत्मन्येव वशंनयेत् ॥

અર્થ:—"આ અસ્થિર ચંચળ મન જ્યાં જ્યાં ભટકવા જાય છે, ત્યાં ત્યાંથી એને પકડી પોતાને વશ કરો." આ પ્રમાણે મનનો નિગ્રહ થતાં, મનુષ્યને અદ્ભુત શક્તિ મળી રહે છે. આવી સિદ્ધિ મેળવનાર યોગી મનની શક્તિદ્વારા પરોક્ષ સ્થાનમાં બનતી ઘટનાનો હેવાલ આપી શકે છે. મનની શક્તિના વિકાસ વડે જ, હિપ્નોટીઝમ, અને મેસમેરીઝમ જેવા પ્રયોગો આદરી શકાય. મનને વશ કરનાર સાચું સુખ પામી શકે છે, કેમકે સુખ કે દુઃખ આપેક્ષિક ભાવો છે; તે માનવાથી એટલે કે મનની ભાવનાથી ઉદ્ભવે છે. જેમકે એક ધનિક માણસને કાંટો વાગતાં, ઘણું કષ્ટ થાય છે. જ્યારે એક વનવાસીને કાંટો વાગતાં વિશેષ કષ્ટ થતું નથી. વનવાસી તેને નજીવી બાબત ગણે છે જ્યારે ધનિક માણસ પીડિત થઈ બૂમરાણ કરી મૂકે છે. કાંટો લાગવો એ બન્ને પ્રસંગોમાં સામાન્ય બાબત છે છતાં એક તેને પોતાના મનથી કષ્ટદાયક સમજી દુઃખ પામે છે, જ્યારે બીજાને મન તે નજીવી બાબત છે. સામાન્ય જનો વિપત્તિ આવી પડતાં કે પ્રિય સગાનું-મરણ થતાં આકુળવ્યાકુળ બની, મનની સ્થિરતા ગુમાવી બેસે છે, પણ મોટા પુરુષો તેવી પરિસ્થિતિમાં પણ માનસિક સ્થિરતા જાળવી, શાંતિ જાળવી રાખે છે. સ્મૃતિકાર મનુએ પણ કહ્યું છે કે: मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो ः। મહાપુરુષોની મહત્તા પણ કરીને તેમની માનસિક સ્થિરતા અને મનના મક્કમપણામાં રહેલી છે. ભગવાન બુદ્ધ જેવા અહિંસાના પૂજારીના મન પર, કટુવચનોની કાંઈ અસર થતી નહિ. તેમને મન તે પુષ્પવર્ષા સમ હતી. જિંદગીના દરેક ક્ષેત્રમાં, મન પરનો કાબુ અને માનસિક સ્થિરતા ઘણાં જરૂરી છે.

રાજનૈતિક ક્ષેત્રમાં કામ કરનાર રાજનીતિજ્ઞને માનસિક સ્થિરતાની જેટલી આવશ્યકતા છે, તેટલીજ પરીક્ષામાં બેસવા જનાર વિદ્યાર્થી તેમજ વ્યાપાર કરનાર વેપારીને પણ જરૂરી છે.

પહેલાં કહ્યું તેમ મન એક શક્તિનો સ્રોત છે. જેવાં શબ્દનાં આંદોલનો થાય છે, તેવાંજ માનસિક વિચારોનાં પણ આંદોલનો થાય છે. યોગીરાજ શ્રી. અરવિંદ પોતાના આશ્રમમાં રહીને દુનિયાના ગમે તે ભાગમાં રહેતા પોતાના અનુયાયી સાધકને માનસિક તરંગો વડે પ્રેરણા મોકલી શકે છે. જેમ રેડિયોમાં શબ્દના તરંગો પકડવાની અનુકૂળતા હોય તેમ સાધકનું મન પણ માનસિક તરંગો પ્રત્યે સચેતન હોવું જોઇએ. મન વશ થતાં તે સ્થિર બને છે અને તે વડે આત્મિક શક્તિઓનો વિકાસ સધાય છે.

આમ આપણું મન બહુ શક્તિશાળી છે. તેનો નિગ્રહ કરવાથી સુખ, દુઃખ, માન-અપમાન, વગેરે દ્વન્દ્વોથી દૂર રહી સાચું સુખ મેળવી શકાય છે. પ્રયત્ન કરવાથી મન વશ કરી શકાય છે. કેમકે યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી। મનની સ્થિરતા વડે સ્મૃતિશક્તિ પણ કુશાગ્ર બનાવી શકાય. આવા આપણા અદ્દભુત મનને ખોટા વિષયોમાં ભટકતું અટકાવી ઇશ્વરને પ્રાર્થના કરીએ કે "तन्मे मनः शिवसङ्कल्पमस्तु" । इत्योम् ।

---

## ઉષા

જસવંત કરસનદાસ મહેતા
ધોરણ ૭ ડ઼ી

પ્રસારતી ખૂબ આનંદ આવી
ઝુમઝુમ નાચંતી ઓહો કેવી!
રે આ તો ઉષા આવી!
નિત્યે સવારે પડે કિરણો ઉષાનાં,
ડૂબંતા ચંદ્રમુખે લાલી શી વેરતા,
આછુ આછુ શો મલકાય!
રે આ તો કોણ આવી?
ઉદધિના નીર જાણે સોનેરી ભાસતાં
રંગીલી માછલી આમતેમ દોડતાં,
મંદ મંદ સમીર ફુંકાય,
રે આ તો ઉષા આવી!
ધરતીનાં પંખીઓ કિલકિલાટ કરતાં,
કોઇ કોઇ આમતેમ ઊડતા ચડતાં,
કેવું મધુર ગીત ગાય!
રે આ તો કોણ આવી?

# શ્રી. મુનશીજીનું બાળક

હરગોવિંદ વિઠ્ઠલદાસ માહેચા
ધોરણ સાતમું.

એક લેટિન ગ્રંથકાર કહે છે કે તકના આગલા ભાગમાં વાળ છે અને પાછલા ભાગમાં તાલ છે. તેને તેના આગલા ગુચ્છાથી પકડો તોજ તેને પકડી શકાય પરંતુ છોડી દીધા તો ઇંદ્ર પણ તેને પકડી શકે નહિ.

આવી તક મને એક વખત મળેલી. મેં તો તેને આગલા ગુચ્છાથી જ પકડેલી, એટલે એ તકને હું બરોબર પામી શક્યો. આ તક હતી 'ચેંબૂર' જવાની. મારી કલ્પનાના સામ્રાજ્યની બહાર 'ચેંબુર' હતું. પરંતુ એ હદે પણ મારી કલ્પના પહોંચી. હું જે બરું કહેવા માંગુ છું તે ત્યાંની સંસ્થા વિષે છે.

અમારી શાળામાં દરેક જાતની રમતગમતો રમાય છે. મારો રસ હૉકી તરફ વિશેષ છે. જો કે અમો ફૂટબૉલ પણ રમીએ છીએ. આ ફૂટબૉલ રમતા તેનો પૂરેપુરો લાભ મેં ઉઠાવ્યો. એક દિવસ અમારા શિક્ષકે ત્યાંની સંસ્થા The Children Home School or Children Aid Society ના વિદ્યાર્થીઓ સાથે રમત (ફૂટબૉલ) ખેલવાનું નક્કી કર્યું. જો કે રમત રમવામાં મારું નામ ન હતું પરંતુ વધારાના વિદ્યાર્થી તરીકે મારું નામ હતું. વળી તે દિવસે શાળામાં 'ચિત્ર' બતાવવાના હતા. આ બેમાંથી મારે એક પસંદ કરવાનું હતું. મને બહારના સામ્રાજ્યમાં ઘૂમવાનો જે શોખ છે તે મને 'ચેંબૂર' જવા પ્રેરતો હતો જ્યારે મારી આંખ 'ચિત્ર'ની ઉજાણી કરવાનું કહેતી હતી. આ બંને વિચારોના મનોમંથનમાંથી મને અમૃત સાંપડ્યું. આ અમૃતનું પાન કરવા માટે 'ચેંબુર' જવાનું ઉચિત ધાર્યું.

આમ નક્કી થતા બાદ અમો કૉચીને યોગ્ય પ્રત્યાદ્ આપી અમારી બસમાં બેઠા. અમો થોડાજ વિદ્યાર્થીઓ હતા, એટલે બેસવામાં સગવડતા હતી. પરંતુ જ્યારે શિક્ષક આવ્યા ત્યારે જ બસમાં પ્રાણ આવ્યા. અને પછી તેણે પોતાનું કાર્ય શરૂ કર્યું. બિચારી બસ કોઈ દિવસ કહે છે કે મારા પર આટઆટલો બોજો શા માટે લાદો છો?

બસ ચાલી. પોતાની ફરજ બજાવવા હંમેશાં તત્પર રહેતી બસ આપણને કેવી ઉપયોગી છે! બસમાં અનેક ચર્ચાઓ ચાલી, જાણે ચર્ચામંડળી એકઠી થઇ હોય તેવું લાગતું હતું. કોઇ કોઇ તો વાતો કરી પોતાના મનને આનંદમાં રાખતા હતા. જ્યારે ભાવિ લેખકો અને કવિઓ કલ્પનાના

સામ્રાજ્યમાં ઘૂમી રહ્યા હતા, કલ્પનાનાં મોજાંઓ તેહાને ચડી અમને વિચારનાં કરી મૂકતાં હતાં. જ્યારે અમે 'ચેંબૂર' પહોંચના આવ્યા ત્યારે સુંદર ડુંગરોની માળા ધરતીમાતાના ગળામાં આરોપેલી જોઈ. તેમાં ડુંગરો તે પુષ્પો જેવા ભાસતાં હતાં અને મનુષ્યો તો નાના કીડા જેવા રસના મોજિયા રસ પીવામાં મશગુલ હોય તેમ લાગતું હતું.

હવે સંસ્થા વિષે કહેવું ઉચિત ભાસે છે. પરંતુ તે પહેલાં તેના જન્મદાતા અમર પ્રણેતાનું નામ આપવાને મન રોકી શકાતું નથી. તેના જન્મદાતા ગુજરાતના અગ્રગણ્ય સાહિત્યકાર, પ્રખર મુત્સદી અને ગુજરાતના શિલ્પી શ્રી. કનૈયાલાલ મુનશી છે.

જ્યારે અમો ત્યાં પહોંચ્યા ત્યારે ત્યાંના લગભગ ૪૦૦ જેટલા વિદ્યાર્થીઓએ તાલીઓના ગડગડાટથી અમારો સત્કાર કર્યો. પછી અમારા વિદ્યાર્થીઓ રમત રમવા મેદાને પડ્યા. ઘણા પ્રયત્નો કર્યા છતાં વિજય તો તેઓને ફાળે જ ગયો, પરંતુ અમારા માટે જે મહામૂલ્ય લાભ હતો તે સંસ્થાને નિરખવાનો; તેમાં તો અમો જ વિજય પામ્યા.

જો કે હું તે સંસ્થાનું તાદૃશ ચિત્ર ખડું કરવાને અસમર્થ છું છતાં મારી કલ્પનાને ઓળંગી જતું જે ચિત્ર નિરખ્યું તેને શબ્દોમાં ઉતારવાનો આ પ્રયત્ન છે.

અમને વિજય પ્રાપ્ત થશે નહિ પણ આ અને કેળવણી ઇન્સાફ આપવામાં અમે જરાપણ સંકોચ અનુભવ્યો નહિ. ત્યાર બાદ અમે સંસ્થા નિરખવા નીકળ્યા.

આ સંસ્થામાં દલિત, સમાજવિહોણા વિદ્યાર્થીઓ રહેતા હતા. જેમને ચોરી કરવાની આદત હોય તેવા વિદ્યાર્થીઓને પકડીને અહીં મોકલી દેવામાં આવે છે. સમાજ જેને રઝળતા કરી મૂકે છે તેઓનું યોગ્ય આશ્રયસ્થાન આ છે.

પ્રથમ, જ્યારે વિદ્યાર્થી ચોરી કરે ત્યારે તેના પર જજ કામ ચલાવવામાં આવે છે. પછી તેને માટે આ સ્થાન હોય છે.

અહીં વિદ્યાર્થીઓને લગભગ ૧૮ વર્ષ સુધી રાખવામાં આવે છે. આ ૧૮ વર્ષ દરમ્યાન, તે વિદ્યાર્થીને નાગરિક બનાવવાના પ્રયત્નો કરવામાં આવે છે. જો આ પ્રયાસોની અસર વિદ્યાર્થી પર તુરત થાય તો થોડી સજાનો ટુંકો ભાગ રાખી અને પછી નોકરી ખોળી તેમને આ સંસ્થામાંથી રજા આપવામાં આવે છે.

તેઓ આ ૧૮ વર્ષ દરમ્યાન કાપડવણાટ, સુથારીકામ, ભરતકામ વગેરે અનેક જાતના ઉદ્યોગો શીખે છે. અમો તેમણે બનાવેલાં રમકડાં, ટેબલ, ખુરશી, ભરતકામ, કાપડ વગેરે નિરખવા ગયા ત્યારે અમને લાગ્યું કે અમો કોઈ મોટા 'સ્ટોર'માં આવ્યા છીએ.

તેમને આ કામ બદલ ગુણાંક મળે અને એક દિવસમાં વધુમાં વધુ ત્રણ ગુણાંક આપી શકાય તેવો ધારો છે. એક માસને અંતે એક ગુણાંકની એક પાઈ એમ તેનો હિસાબ ચૂકવવામાં આવે. આ પૈસા તેના ખાતામાં જમે થાય. એક માસના હિસાબ મુજબ દરેક આના થાય. આ પૈસા તે જ્યારે સંસ્થામાંથી નીકળે ત્યારે તેને આપવામાં આવે છે.

તેમને રસોઈ હાથે કરવાની હોય છે. એક શિક્ષક તેનું ધ્યાન રાખે અને બધા વિદ્યાર્થીઓ ગૃહ પ્રમાણે જમવા માટે જાય. કેવું સરસ !

વળી વિદ્યાર્થીઓ માટે દરેક જાતની રમવાની સગવડ પણ રાખવામાં આવી હોય છે.

માનસિક અને શરીરિક ખોડવાળા વિદ્યાર્થીઓ પણ અહીં રહે છે. તેમની પાછળ પૂરતું ધ્યાન રાખી તેની તે ખોડ દૂર કરવાના શક્ય પ્રયત્નો થાય છે. એક વીસ વર્ષનો વિદ્યાર્થી સાવ પાંચ વર્ષ જેવડો નાનો લાગતો હતો. તે બોલી શકતો ન હતો. તે વિદ્યાર્થી હજુ મારી સમક્ષ ખડો થાય છે.

રખડતા વિદ્યાર્થીઓને યોગ્ય રસ્તે દોરવતી, કોમવાદનો નાશ કરતી, સમાજના અન્યાયને દૂર કરતી આ સંસ્થા મને તો બહુ ઉચ્ચ લાગી. સમાજથી નિંદાએલા, ભ્રાતૃભાવથી વિખૂટા પડેલા, ગરીબ અને અશક્ત વિદ્યાર્થીઓની જેને કશી કદર નથી હોતી તેવા વિદ્યાર્થીઓની આ સંસ્થા છે. ગુનેગારોને આમ યોગ્ય રસ્તે દોરનાર આ સંસ્થાને કેવી સંસ્થા તરીકે વર્ણવવી ?

વળી અહીં કોમવાદ જેવી વસ્તુ જ ન હતી. જે જોઈ મને આનંદ થયો. બધા ભાઈઓની માફક જ રહેતા હતા.

ટૂંકમાં આ સંસ્થા એક ઉત્તમ સંસ્થા તરીકે વર્ણવી શકાય.

વળી આશ્ચર્ય પમાડે તેવું એ છે કે મુનશીજીના બે પુત્રો એકજ વર્ષમાં જન્મ પામ્યા. એક આ ગરીબ વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગે દોરતી સંસ્થા અને બીજી હંસરાજ મોરારજી પબ્લિક સ્કુલ જે ધનવાનોના પુત્રોને યોગ્ય માર્ગે દોરવે છે. આમ એકજ વર્ષમાં સમાજના બંને થરોને સુધારવાનો પ્રયત્ન થયો કહેવાય. કેટલી પુનિત નેમ !

ભાવિ પ્રજાજનો, ભવિષ્યના લેખકો અને સમાજના આગેવાનોએ આ વાત ખ્યાલમાં રાખવી જોઈએ કે તેઓ ભવિષ્યની પ્રજાને મજબૂત, ઉચ્ચ અને એક બનાવે.

આટલાથી વધારે શું થઈ શકે ?



Morning Prayers ; — By Shri R. C. Painter



Evening Prayers — By Shri R. C. Painter



Students Listening to the readings from the Gandhian Literature —By Shri R. C. Painter



Students going to Versova to pay homage to Bapu —By Shri R. C. Painter

# હીરો ખોવાયો

બલવંત વસનજી નાયક
ધોરણ સાતમું

"રાષ્ટ્રનું પ્રાણ-પંખેરું આજે કાળ લઈ ગયો,
રાષ્ટ્રનો દેહ નિશ્ચેષ્ટ શબ જેવો પડી રહ્યો."

(બાદરાયણ)

૩૦મી જાન્યુઆરીનો સૂર્ય અસ્ત થતાં હિંદનો સૂર્ય પણ અસ્ત થયો. એ જ્યોતિ આપણને અજવાળતી હતી, જ્યોતિ લુપ્ત થઇ. પાછો અંધકાર ફરી વળ્યો, દિવડો બુઝાયો, હીરો ખોવાયો. આ હીરો ન હતો કોહીનૂર, પણ એ તો હતો અહિંસા અને સત્યનો ઉપાસક, સારાયે ભારતનું નૂર. આ નૂર દુનિયાભરીમાં ઝળકતું હતું. એના નૂરથી અમાસની રાત્રી પણ ઝળકતી હતી. એ હીરો હતો હિંદનો તારણહાર! એ હતો દિવ્ય આત્મા! આ હીરો તે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી. જગતની વંદનીય વિભૂતિ! આખા હિંદને—દુનિયાને રડાવીને, એ હિંદના સ્વાતંત્ર્ય મંદિરના શિલ્પી ચાલી ગયા. હજારો કવિતાઓ બોલી રહી—

કરોડો પુત્રની માતા આજે અપુત્ર સરખી રડે
ને એના અંતરે શાતા જન્માવી અન્ય કો શકે.

શિવાજીની પેઠે એણે કંઇ યુદ્ધો નથી ખેલ્યાં કે ચર્ચીલ જેવું મુત્સદ્દીપણું નથી બતાવ્યું. પણ એણે તો આખી દુનિયાને માનવતાનો પાઠ શીખવ્યો છે. એ તો હતા મહાત્મા! હિંદના આત્મા! એને ખોવતાં આખું હિંદ રડ્યું, દુનિયા રડી. જે ન રડ્યું હોય તો તે માનવ જ નહિ એમ માનવામાં જરા પણ અતિશયોકિત નથી. એને "હિંદનું રાજ્યસ્થાન આપે તો તે પણ એને નહોતું જોઇતું. કોઇ એને ધસડે તો એનો એ હાથ પકડવા પણ ન જાય." આવો હતો એનો ત્યાગ અને એની અહિંસા. અહિંસાનાં તો એણે અનેક યુદ્ધો ખેલ્યાં છે. સત્ય એમનો પ્રાણ હતો, અહિંસા એમનું શરીર હતું, હિંદ એમનો આત્મા હતો. અહિંસાથી જીતેલાં યુદ્ધોની કિંમત આંકીએ, તો હિંદનો આખો ખજાનો ખાલી થતાં પણ પૂરે એટલી છે. હિંદ એનું ઋણ વાળી શકે એમ નથી.

ઘણા દેશોએ આઝાદી મેળવી. એમાં લોહીની નદીઓ વહી, અને ખજાનો પણ ખૂટયો. લોકો પાયમાલ થયા. હિંદ પણ આઝાદ થયું–પરંતુ લોહીની નદીઓ નથી વહી કે હિંદનો ખજાનો ખાલી નથી થયો. એના સેનાપતિની શકિત નેપોલિયનથી અનેક ઘણી હતી. અને એનો ખજાનો તો ખૂટતો જ ન હતો. કહેવાય છે કે "બ્રિટિશ સામ્રાજ્યનો સૂર્ય આથમતો જ નથી." આવા સામ્રાજ્યને પણ એણે ડગાવ્યું. હિટલર જેવા મરી ફીટયા, પણ જેણે જરા પણ હાર ખાધી ન હતી.

એવા સામ્રાજ્યને પણ આપણા બાપુએ એક અહિંસાના શસ્ત્રથી હરાવ્યું. અને ભારતમાતાને મુક્ત કરી. "કોણે કર્યું" હતું અને કોણ કરી બતાવશે ?" આવું કામ કરનાર આ હીરો ગયો. અણુબોમ્બથી પણ વધુ શક્તિ ધરાવતું પ્રેમનું બળ એમનામાં હતું. એમના મૃત્યુથી જ જીવન જાગૃત થશે. એમના મૃત્યુથી એક ધ્રુવતારકસમો ભોમિયો, અણમોલ આગેવાન, સ્વાતંત્ર્યનો ઘડવૈયો, વિશ્વશાન્તિ અને ભ્રાતૃભાવનો એક પયગંબર ગયો. નેતાઓ ઉપર પોતાની કિંમતનો ભાર મૂકી એ હીરો ગયો.

મહાત્માઓના મૃત્યુથી કોણ અજાણ છે ? ઈશુ ખ્રિસ્ત મહંમદ પેગમ્બર, કબીર વગેરેનાં મોત કેવી રીતે આવ્યાં, તેની કોને ખબર નથી ? આપણા બાપુ પણ એની જ દશામાં બેઠા. દધીચિદાસની ઉષાથી માંડીને, વસિષ્ઠ અને વિશ્વામિત્રથી માંડીને મોહનદાસ સુધી યજ્ઞપુરુષોની પરંપરા બ્રહ્માવર્તની પુરાણી વેદી પર હોમાઈ છે. આ હુતાત્માઓનો બનેલો વિરાટ યજ્ઞપુરુષ એજ આર્યાવર્તનો આત્મા ! એ આત્માના દર્શન બાપુજીમાં થતા હતા અને તેથી જ બધા હિંદવાસીઓનાં હૃદયમાં તે એકચક્રે રાજ્ય કરતા હતા. એ તો અન્યાય સામેના ન્યાયના વિજયનું પ્રતીક હતા. એ તો હતા શાંતિ અને સ્વાતંત્ર્યના દૂત !' એ તો સહુની જેમ સૌની આગળ ઉઘાડા અને સાદા હતા. સત્ય, સર્વધર્મસમભાવ, અહિંસા, અસ્પૃશ્યતા, દેશપ્રેમ, માનવપ્રેમ, ત્યાગ અને સમર્પણથી બનેલું એમનું શરીર હતું. ભલે એ સ્થૂળ દેહ ધૂળમાં મળ્યો, પણ એના ચમત્કારો તો સદાને માટે અસ્તિત્વ ધરાવશે જ, બાપુ માનવતાના પરમ ઉપાસક હતા, એનું પ્રતિબિમ્બ તો પ્રતિહાસની આરસી જરૂર પાડશે. બાપુ અવસાન નથી પામ્યા. પ્રભુનાં બાળકો કદી પણ અવસાન પામતાં નથી.

ગાંધીજી એક માણસ ન હતા, પરંતુ સંસ્થાઓના સમૂહ હતા, ભાવનાઓના સમુચ્ચય હતા, સાંસ્કારિક બળનું કેન્દ્રસ્થાન હતા, સંસ્કૃતિકાર હતા, એ માત્ર વર્તમાન કાળના ન હતા પણ ભૂતકાળ અને ભાવિની ભવ્યતા હતા. એમનું રહસ્ય એજ છે કે એમની ચૈતન્યશક્તિ સુપ્તાવસ્થામાં ન હતી, તેમનામાં પ્રેરણાનું સામર્થ્ય હતું. તે અન્યના અંતરમાં રહેલા ચૈતન્યને જાગૃત કરતું હતું એજ પ્રમાણે એમની ત્યાગવૃત્તિના કારણે એમને અસામાન્ય મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. કવિવર કહે છેઃ "યજ્ઞને મનુષ્ય સ્વરૂપ લેવાની ઇચ્છા થઇ અને તે ગાંધીરૂપે અવતર્યો હતો. અમારી પૌર્વાત્ય સંસ્કૃતિનું અંતિમ ધ્યેય ગાંધીરૂપે ઉતર્યું હતું. આર્યસંસ્કૃતિ એમનામાં પુષ્પિત થયેલી જણાતી હતી." મનુષ્ય કેટલી હદ સુધી શુદ્ધ થઇ શકે તેનો પરિચય જગતને બાપુજીએ કરાવ્યો.

ગાંધીજી હિંદનો રાષ્ટ્રિય ઇતિહાસ ઘડનાર, હિંદની પ્રજામાં એકતા પ્રકટાવનાર, તેમનામાં આઝાદીની ભાવના જવલંત કરનાર અને પોતાની શક્તિની અસ્મિતા પ્રગટ કરાવનાર, હરિજનોદ્ધારક, એકલા એ હિંદના જ વીર કે તારણહાર નથી પરંતુ પશ્ચિમની પ્રજાઓ જેઓ ઈશુના પયગામને અને બોધને ભૂલી ગયા છે અથવા જેમણે એ સંદેશને હજી

દીધો છે, તે સંતનો સંદેશ ગાંધીજીએ નવેસરથી આપ્યો છે. એમનું નામ ક્યારનું માનવકુળના મહાન સાધુ અને સંતોની પડખે બિરાજી ગયું છે, અને એના વ્યક્તિત્વના તેજનાં કિરણો દુનિયાના ખૂણેખૂણામાં પ્રસર્યાં છે. અતિશયોક્તિ ન ગણાય તો કહું કે હિંદનું આજનું જન્મેલું બાળક એમને જાણે છે.

સાબરમતી અને સેગાંવના એ સંતપુરુષ તો મૃત્યુથી પણ પર છે. હાડકાંના માળા જેવો એમનો ક્ષણભંગુર દેહ માત્ર પડ્યો છે. એમનો દિવ્ય આત્મા તો અનંતમાં મળી ગયો છે અને ભારતભરમાં અતિ વ્યાપક સ્વરૂપે ફેલાઇ ગયો છે, અને એકએક હિંદીના દિલમાં ગાંધીજીની યાદની જ્યોત પ્રગટાવી ગયો છે, જે ચિરકાળ સુધી જલ્યા કરશે.

રાજામહારાજાઓ, બંદૂકો કે ગોળીઓ, જેલ કે દમન, અપમાન કે હાનિ, અરે મોત પણ બાપુજીના આત્માને ડગાવી શકતાં નહિ. બાપુજી કોઈ દિવસ સત્તાની, ધનદોલતની, કુળની, કીર્તિની કોઇ દિવસ ઇચ્છા રાખતા નહિ. "બાપુ તો મુક્તાત્મા હતા. એને દફનાવવામાં આવે તો પણ એ મદદની ચીસ પાડશે નહિ પરંતુ એના દફનાવવા તરફ હસશે અને કદાચ એમને મરવાનો પ્રસંગ આવે તો પણ તે હસતાં હસતાં મરશે." બાપુજી એની મોટાઇમાં અપૂર્વ હતા. બાપુજી વિષે એટલું લખાય કે આપણે એની કલ્પના પણ કરી શકીએ નહિ. એને માટે લખવું જેટલું સહેલું છે, તેટલું જ કઠણ છે. :એમના વિષે એટલું લખાયું છે, કે કોઇને એમના જીવન વિષે જાણવાનું રહેતું નથી. એમણે પાડેલો પ્રકાશ જેવો તેવો પ્રકાશ નથી, અને એ પ્રકાશ આ દેશને વર્ષોનાં:વર્ષો સુધી પ્રકાશિત બનાવશે.

"શહીદી ઈસુની સાથે ત્યાગ બુદ્ધતણો મળ્યો,
કાળના ગ્રંથને આજે ઇતિહાસ નવો મળ્યો."

---

## : સંસ્કૃતિ :

"મનુષ્યજાતિની સંસ્કૃતિ એ પુરુષની:પરમાત્મા પ્રત્યેની પ્રાર્થનાની, અને પ્રાર્થનાના ફળ રૂપે પ્રકૃતિ ઉપર એણે:મેળવેલા વિજયની, સનાતન ઘોષણા છે."

—સ્વ. આનંદશંકર ધ્રુવ.

# પંજાબ

જગદીશચંદ્ર ફુલચંદભાઈ મોદી
ધોરણ છઠ્ઠું

અહો કેવું સુંદર દૃશ્ય ! કેટલું રમ્ય ! રવિરાજ પશ્ચિમના અરબી સાગરમાં ડૂબી રહ્યા હતા. સંધ્યાનાં નયનો સ્થિર થઇ રવિરાજનો લયકાળ નિરખી રહ્યાં હતાં. એ નિરખવામાં, પોતાના લયકાળની સ્મૃતિ પણ એ વિસરી જવા લાગી. એનાં નયનોમાં માધુર્ય અને અમૃત ઊભરાયું. રવિરાજે એક છેલ્લું હાસ્ય ફેંક્યું અને સંધ્યાનાં અંગમાં કંપારી છૂટી, તેનું મુખકમળ લાલ થઇ ગયું. થોડી પળો શાંતિમાં પસાર થઇ ગઇ. એ સમયે સંધ્યાના અંકમાં શુક્રતારો આરામ લેતો હતો. તેણે અચાનક સંધ્યાને જાગૃત કરી. "મા, મામા આવ્યા." આટલું કહી તે માતાના વહાલસોયા અંકમાંથી ઊઠી, મામા પાસે દોડી ગયો. સંધ્યાનો લયકાળ આવી ગયો, તેથી શુક્રને ચંદ્રમામાને આશ્રયે મૂકી હસતી હસતી નાથની શોધમાં તે ચાલી ગઇ.

પૃથ્વીનાં રમણીય દૃશ્યોને દેદિપ્યમાન કરવા, ચંદ્ર પોતાની શક્તિ અજમાવતો હતો. ચંદ્રિકાને શ્વેત ચુંદડીથી બધું ઢાંકી દેવા પોતે હુકમ આપી દીધો હતો. એનો અમલ પણ થઈ ગયો. પાંચ નદીઓનો રમણીય પ્રદેશ પંજાબ શાંતિની નિદ્રા લઇ રહ્યું હતું. ખળખળ કરતી પાંચે નદીઓનો અવાજ પંજાબની ભૂમિ પર ગૂંજી રહ્યો હતો. આજ આ રમણીય પ્રદેશ અંગ્રેજોની નાગચૂડમાંથી મુક્ત બની ગયો હતો.

અરે ! આ કોણ ! આ માનવો કેટલા જોરશોરથી ધસી રહ્યા છે ? અનેક પ્રકારનાં હથિયારોથી સજ્જ થઇ તેઓ ક્યાં ધસી રહ્યા છે ? 'ઓ......ઓ...'"અરે ! આ તો માનવના અંતકાળનો અવાજ, આ તો માનવનું ખૂન. માનવ ઉપર અત્યાચાર ? અહો પંજાબના ખૂણેખૂણામાંથી આ જ અવાજ, આ જ ધ્વનિ આવી રહ્યો છે. કેટલો કરુણ અને ભયંકર ! અરે, આ તો માનવનાં ટોળેટોળાં પંજાબની ધરતી ઉપર ધસી રહ્યાં છે. શું આ બધા માનવભક્ષકો હશે ?

લોકો ભાગવા લાગ્યા છે. ક્યાં ? અરે ગમે ત્યાં. જ્યાં જીવ બચાવી શકાય ત્યાં. જ્યાં શાંતિથી જીવન વ્યતિત કરી શકાય ત્યાં. પણ આ સ્ત્રીઓને તો સાથે લેતાં જાઓ. તેઓ જો દુશ્મનોને હાથે જશે તો તેમના ઉપર અત્યાચાર થશે, તેમને વટલાવવા પ્રયત્ન કરશે. પણ જીવન કરતાં સ્ત્રી ભાગ્યે જ વહાલી હોય છે. પેલાં બાળકો તો જુઓ; કેટલાં ગભરાયેલાં છે. તેમની કતલ થઈ રહી છે. કોઇ એમને બચાવો, કોઇ એમની વહારે ધાવ. "લાચાર." લાચાર ! શા માટે લાચાર ? મૃત્યુથી બી ગયા ! દુશ્મનોનો સામનો કરવાની હિંમત નથી ? કાયર થઇ ગયા છો ? ધિક્કાર છે તમારા જીવનને.

પણ અરે ! ભાગીને જશો ક્યાં ? 'ક્યાં જઈશું' ? શું કરીશું ?' સેંકડો અને હજારો માનવો મૃત્યુ પામ્યા, અસંખ્ય સ્ત્રીઓનાં અપહરણ કરાયાં અને બાળકોનાં મુડદાંના ઢગ થયા. લાખો માનવો હિંદમાં આવ્યા અને લાખો માનવો પાકિસ્તાનમાં ગયા. પ્યારા વતનને છોડી, પ્યારાં ઘરને છોડી, સ્ત્રી–બાળકોને છોડી, જમીન, જાગીર, સંપત્તિ વગેરે સર્વસ્વ ત્યજી ચાલ્યા. હૃદયમાં દાહ પ્રગટ્યો, વેરનાં બીજ વવાયાં, કલહનો પ્રારંભ થયો. બંધુત્વ વિસરાઈ ગયું.

માનવોનાં હૃદય અને સ્મૃતિ પટ ઉપર ચિત્રો પ્રગટ થયાં. ગુંડાઓનો ત્રાસ, નાસભાગ, સ્ત્રીઓનાં અપહરણ અને અત્યાચાર, સર્વસ્વની લૂંટ, ભવ્ય ઇમારતોની રાખ, બાળકોનાં મુડદાંના ઢગ, લોહીની નદીઓ, બાળકોની કિકિયારી, મરતા માનવોની ચીસ, ભૂખમરો, અને હિજરત —શું આ બધું કદી સ્મૃતિપટ ઉપરથી ભૂંસાઈ જશે ? માનવો ભૂલી જશે ? કેવી રીતે ભૂલી જશે ? અરે આ દશ્યો તો સર્વદા આંખ આગળ અચળ ખડાં રહેવાનાં. એ ચીસો, એ કિકિયારીઓ ગમે તેટલા કાન દાબો તો પણ સંભળાવાની જ.

પંજાબ, પ્યારા પંજાબ ! શું પાણી ઓછું પડ્યું ? પાંચ પાંચ નદીઓ તારી વિશાળ છાતી પરથી વહે છે એથી પણ તૃષા ન છીપી ! કે માનવના રક્તની નદી વહેવડાવી ? તને શું થયું ? કયાં કારણે તેં આ મહા અત્યાચાર કરી બલિદાન લીધાં ? તારા શ્વેત ભાલ ઉપર એક પણ આવું કલંક ન હતું તેથી તેં આ કાર્ય કર્યું ? ખરેખર, તું તારો આદર્શ ભૂલી ગયું. તારી છાતી ઉપર રક્તની નદીઓ વહાવી 'વિશ્વશાંતિ'નો સંદેશ કઈ રીતે આપી શકશે ? હિંસા કરીને અહિંસાનો આદેશ કેમ અપાશે ? અરે, ભૂલ્યો ! તારો શો વાંક !

લાખો અને કરોડો વર્ષોથી તેં આ માનવોને આશ્રય આપ્યો, કેટલાયને પાળ્યા, કેટલાયનું પોષણ કર્યું. અનેકને ધન, ધાન્ય અને દ્રવ્ય તારી છાતી ચીરીને પણ તેં આપ્યું. પણ આજ એ જ માનવોએ તારા શા હાલ કર્યા ? જેમને માટે તેં સર્વસ્વ કર્યું. અરે, સેંકડો વર્ષોની ગુલામી સહી લીધી પણ એ માનવોને જરા પણ દયા ન આવી. જરા પણ વિચાર ન આવ્યો. નિર્દોષ અને મૂક એવાં તારાં બાળકોના ટુકડા કર્યા. તારાં આંસુ એમના હૃદયને પીગળાવી ન શક્યાં, તારું રુદન એમના કાને ન પહોંચ્યું. અને તારી આશાને ચૂર્ણ કરી તારાં અંગોના બે ટુકડા કર્યા. પછી લોહીની છોળો ઊડે એમાં શી નવાઈ ? જેને તેં પાળ્યા એમણે જ તારા ટુકડા કર્યા. બોલ તું હર્ષિત કે શોકાતુર ? છેલ્લાં સેંકડો વર્ષોથી તેં હર્ષ જ ક્યાં જોયો છે ? પણ એ દિવસો તો સહેજે પસાર થઈ ગયા. એ ગુલામીએ તો વિદાય લીધી પણ આવા દિવસો કેવી રીતે પસાર થશે ? તારાં સંતાનો–ભાઈ ભાઈના જીવ લે, બહેનોનાં અપહરણ કરે અને બાળકોની કતલ કરે એ તું શા માટે સહન કરે છે ? આખરે આ બધું ક્યાં સુધી જીરવશે ? પંજાબ ! હવે તો હદ થાય છે. આમ મૂક બની શાંત બેસી

રહેવાથી કંઇ જ નથી થવાનું. ઉઠાડી મૂક આ માનવોને. દયાનો આ જમાનો નથી. આજ સુધીની દયાનો બદલો જોયો! ગુલામી અને ખૂનામરકી સિવાય તને બીજું કંઈ પણ પ્રાપ્ત થયું છે? ખૂનીઓ પ્રત્યે ક્યાં સુધી પ્રેમ રાખશે?

"જ્યાં સુધી મારામાં જીવ છે, જ્યાં સુધી આ પૃથ્વી પર મારું અસ્તિત્વ છે અને જ્યાં સુધી રામ, બુદ્ધ, નાનક અને ગાંધી વગેરેનો આદેશ સંભળાય છે ત્યાં સુધી તો હું માનવનો બહિષ્કાર નહિ કરી શકું. આજ સુધી, મેં એ જ આદેશ સર્વને દીધો છે અને અંત સુધી પણ એ જ આદેશ દઇશ. કોઈ દિવસ માનવ જરૂર સમજશે. કોઇ દિવસ મારા સંતાનો આ રક્તને બદલે પશ્ચાત્તાપનાં આંસુઓની નદી જરૂર વહેવડાવશે. આખરે વિજય સત્યનો જ છે, અહિંસાનો જ છે, તપશ્ચર્યાનો જ છે."

શું આ જ તારો જવાબ છે? હે પંજાબ, આટલા બધાં પ્રશ્નોનો આ એક ટૂંકો જવાબ છે? ખરેખર જવાબ ટૂંકો છે પણ એ જવાબમાં કેટલી ઉચ્ચ ભાવના છે! કેટલો પ્રેમ છે! ખરેખર તને અને આ ભારતીને માનવો ક્યારે સમજશે? ફરી તેને "સુજલામ્ સુફલામ્ મલયજ શિતલામ્" ક્યારે બનાવશે? રાત તો અદૃશ્ય થઇ ગઈ છે. પણ પ્રભાત હજી ઊગ્યું નથી. એ પ્રભાત-વર્ષો પહેલાંનું શાંત અને આઝાદ પ્રભાત-ક્યારે ઊગશે? ઓહ પંજાબ!

---

## ગોરાઈની સફરે

નરેન્દ્ર રણછોડભાઇ પટેલ
ધોરણ ચોથું.

હાંરે અમે આવ્યાં
સાગરને તીરે,
કે ધામે મઝાને,
લઇ ખાણું સાથે,
કે ગોરાઈની સફરે.—(૧)

હાંરે અમે ઉપડ્યા
રવિવારને દિને,
કે મોજમઝા માટે,
લઇને કૈંક દોસ્ત સાથે
કે ગોરાઇની સફરે.—(૨)

હાંરે અમે ચાલ્યા
સિસોટીના સાદે,
ને મોટરની વાટે,
કે શિક્ષકની સાથે,
કે ગોરાઈની સફરે.—(૩)

હાંરે અમે ચાલ્યા
ગૃહપતિની સાથે,
ગોરાઇની વાટે,
કે વીજળીના વેગે,
કે ગોરાઇની સફરે.—(૪)

હાંરે અમે થોભ્યાં
ગોરાઈ ગામે,
તાડોનાં છાંયે,
રમ્યા ખેલ્યા મોજે,
કે ગોરાઈની સફરે.—(૫)

# બંદૂકની એ ત્રણ ગોળીઓ !!!

શ્રી. ઈશ્વરલાલ મગનલાલ દેસાઈ
એમ. એ.; બી. ટી.; કોવિદ.

૧૯૪૮ ના જાનેવારીની ૩૦ મીની સાંજનું એ કાળ ચોઘડિયું હતું. ભગવાન સૂર્યનારાયણ દિલ્લી શહેરમાં હત્યાગના એ ભયંકર કાવત્રાંથી ત્રાસીને યમદેવની પુત્રી યમુનાના પશ્ચિમ ભાગમાં છૂપાઈ જવાની ઉતાવળ કરતા હતા. બિરલા હાઉસમાં ગાંધીજીની સાંજની પ્રાર્થનાનો સમય થયો. મહાત્માજી જલદી જલદી પ્રાર્થનાભૂમિ તરફ જઈ રહ્યા હતા. માંડમાંડ ત્યાં પહોંચ્યા એટલામાં તો ધડ ! ધડ ! ધડ ! બંદૂકની ત્રણ ગોળીઓ છૂટી. કોઈ હત્યારાએ એનું પાપી કાર્ય કરી નાખ્યું ! ત્રિલોકમાં ત્રાસ વર્તી રહ્યો.

ભગવાન પ્રસુનું સહજ સ્મરણ થાય એવો બનાવ બની ગયો. ઈસુને પણ તેના જ લોકોએ ત્રણ ખીલા મારીને વધસ્તંભ સાથે જડી દીધા હતા ને ? દુનિયા આગળ વધી અને બંદૂકપિસ્તોલની શોધ થઈ. ૨૦ મી સદીના ઈસુના એ અવતાર ઉપર ખીલા ઠોકવાને બદલે ગોળીઓ છૂટી. ઇતિહાસનું પુનરાવર્તન થયું. જગતે કેટલી પ્રગતિ કરી ? વૃદ્ધ કોમળ દેહ ઉપર ત્રણ ત્રણ ગોળીઓ શું કામ ? ખૂનીની મુરાદ એક ગોળીથી પણ પાર ન પડી હોત ? એ ત્રણ ગોળીઓ શું સૂચવતી હતી ?

ચાળીસ કોટિ માનવસાગરનું મંથન કરી એ મહામાનવે આઝાદી-અમૃત મેળવ્યું. ૧૫ મી ઑગષ્ટના પેલા પર્વદિને સ્વાતંત્ર્ય-તરસ્યા હિંદવાસીઓ એ અમૃતપાન કરવામાં મશગૂલ થયા. નગરોમાં આનંદોત્સવ મંડાયા. અમૃત પીવા કોણ ના દોડે ? પૌરાણિક સાગરમંથન પછી દેવો પણ અમૃત માટે દોડેલા ને ? પણ જે ઝેર નીકળ્યાં તે કોણ પીએ ? ગાંધીજીએ તે વેળા, હિંદુ-મુસ્લીમ વૈમનસ્યનો દાવાનળ હોલવવા બંગાળ-યાત્રા કરી. અમૃતપાનની એને વાંછના નહોતી. કોમી વૈમનસ્યનું ઝેર જો રાષ્ટ્રદેહમાં વ્યાપ્યું તો અમૃત ઢોળાઇ જવાનું છે એનો તેમને પૂરો ખ્યાલ હતો.

આ ઉપરાંત એક બીજું ઝેર હતું. હિન્દુધર્મના ખોટા ઝનૂનનું અને હરિજનબંધુઓ પ્રત્યેના આપણા ક્રૂર વર્તનનું. હિન્દુ મહાસભાના અગ્રણીઓને હિન્દુ પદ પાદશાહી સ્થાપવાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. એ ભયાનક ઝેરનો સામનો ન થાય તો દેશમાં યાદવાસ્થળી જ સ્થાય.

ત્રીજું ઝેર પેદા થયું દેશના ભાગલાને પરિણામે. અનિવાર્ય એવા એ ભાગલાને લીધે આપણા હજારો બાંધવો દુઃખના દાવાનળમાં હડસેલાઈ ગયા. એ અમાનુષી યાતનામાંથી વૈરવૃત્તિનું એક ત્રીજું ઝેર પેદા થયું. શરણાર્થીઓના દિલમાં એ ઝેર સમસમી રહ્યું.

આઝાદી તો આવી પણ આ બધાં ઝેરોનું નિવારણ આપણે કરવાનું હતું. ભગવાન શંકર વિના, એ ઝેર કોણ પીએ? એ ત્રણ પ્રકારનાં રાષ્ટ્રવ્યાપી ઝેરોએ કાળમુખી 'ત્રણ' ગોળીનું રૂપ લીધું અને હિન્દના એ પ્યારા બાપુએ એ ત્રણે ગોળીઓને પોતાની છાતીએ જડી લીધી અને તેઓ અનંત સમાધિમાં પોઢી ગયા. બીજાઓ માટે અમૃત સીંચી ઝેરને હૈયે જડી લઈ સત્ય, પ્રેમ અને શાંતિનો એ પયગંબર, સત્ય, પ્રેમ અને શાંતિની પરમમૂર્તિ, પ્રભુમાં સમાઈ ગયો. મૃત્યુ ધન્ય થયું!

ગાંધીજી અમર થયા. જેવું ધન્ય જીવન તેવું જ ધન્ય મૃત્યુ. રાષ્ટ્રના એક મહામુશ્કેલ પ્રશ્નના ઉકેલ અર્થે, મહાત્માએ અંતિમ બલિદાન દીધું. પણ એ બલિદાન અને એ ખૂનીની એ ત્રણ ગોળીઓ આપણને ત્રણ પ્રશ્નો પૂછયા જ કરશે. ૧) આપણે મુસ્લીમો પ્રત્યેની કોઈપણ જાતની ઘૃણાનો કેટલે અંશે ત્યાગ કર્યો છે? ૨) અસ્પૃશ્ય ગણાતા આપણા બાંધવો અથવા તો કોઈ પણ મનુષ્ય આપણા કરતાં ઊતરતો છે એ ભાવના કેટલા પ્રમાણમાં દિલમાં હજી સંઘરી રાખી છે? ૩) શરણાર્થી પ્રત્યેની આપણી સહાનુભૂતિ કેટલી છે? આ ત્રણ પ્રશ્નોના સંતોષકારક જવાબ આપીને જ આપણે એ મહાહત્યાનું પ્રાયશ્ચિત કરીએ. પ્રભુ આપણને સદ્બુદ્ધિ આપે એવી પ્રાર્થના.*

*(ગાંધી–શ્રધ્ધાંજલિ સપ્તાહ દરમિયાન, શાળાના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું પ્રવચન)

---

# શિક્ષણ

શિક્ષણનું આપણું ચરમ ધ્યેય સત્યમ્, શિવમ્ અને સુંદરમને પહોંચવાનું છે. પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ, સંપદ્-વિપદ્ બધાંને આપણે આનંદ-હર્ષથી સ્વીકારીએ એ આપણી તપશ્ચર્યા હોવી જોઈએ. આપણી સંસ્કૃતિનો ઇતિહાસ, આપણા મહાન પુરુષોનાં જીવન એમ સાખ પૂરે છે કે જીવનને આટલું ઉન્નત બનાવવું એ બધાં માટે શક્ય છે. જગદીશ્વર આપણને એ શક્તિ આપો એટલું પ્રાર્થીશ.

—શ્રી. જયંતીલાલ દાણાવાળા.

Our Students at Madh Island : — By Shri D. T. Shukla



Our Students Cooking during the Gandhi Week : By Shri D. T. Shukla

# લોનાવાલા

રૂપચંદ હરખચંદ શેઠ
ધોરણ સાતમું.

લોનાવલા એટલે સૌંદર્યનું ધામ! ત્યાં કુદરતે ને કળાકારોએ ચારે હાથે પોતાની કળાનો છૂટથી ઉપયોગ કર્યો છે. તેની આજુબાજુ સુંદર કલાત્મક, સૌંદર્યપૂર્ણ રચનો આવેલાં છે. એ સ્વર્ગના જેવું લોનાવલા જોવાની તક મને મળી. એ કુદરતની ગોદમાં હું ખૂબ નાચ્યો, કૂદયો, દોડયો, ને જાણે માતાની ગોદમાં ન રમતો હોઉં એવું મને લાગ્યું. ખરેખર જેણે માતાને ન જોઈ હોય, તેની મીઠી ગોદનો અનુભવ જેણે ન કર્યો હોય, તેનું વાત્સલ્ય જેણે ન અનુભવ્યું હોય, તેને તે એ બધી ખોટ કુદરત જ પૂરી પાડે છે, કુદરત તેની માતા બનીને વાત્સલ્ય ને મીઠી ગોદનો અનુભવ કરાવે છે, કુદરત તેનો પિતા બનીને તેના હૃદયને આશ્વાસન આપે છે. તેવાં અનાથ બાળકોને કુદરત જ તેના જીવનમાં સાલતી ઊણપો પૂરે છે. એવા એ કુદરતી ધામને જોઈને કયો મનુષ્ય પોતાના જીવનને ધન્ય ન માને?

લોનાવલાથી થોડે દૂર 'બહેરામજી-પોઇંટ' આવેલું છે ત્યાં સુંદર ઘટાદાર વનવૃક્ષો, ભૂરા નીલ પહાડો ને એની પાસે તમ્મર આવે એટલી ઊંડી ખીણો આવેલી છે. સાંજના તો ત્યાંનું વાતાવરણ અદ્‌ભુત રંગોથી રંગાય છે. એ નીલવર્ણા પહાડો પર, વટવૃક્ષો પર, ને એ ઊંડી ખીણ પર જ્યારે સંધ્યા દેવી પોતાની રંગબેરંગી ચુંદડીની ભાત પાડે છે, ને તેની એ કળાત્મક ચુંદડી પર, તેના ઘાટીલા આછા નીલા શરીર ને તેના મદભર નયન પર જ્યારે અસ્ત થતો સૂર્ય પોતાની નજર આથમતાં આથમતાં મંડે છે, ને તેની તેજસ્વી આંખોમાંથી સરતી તેજસ્વી કિરણોની ટશરો આ સંધ્યાદેવીની ચુંદડી પર, તેના દેહ પર પડે છે, ત્યારે તો ખરેખર ત્યાંનું વાતાવરણ મસ્તીમય ને બેનમૂન બને છે. એ મસ્તીથી આજુબાજુનું વાતાવરણ જીવંત બને છે. પક્ષીઓ કિલકિલાટ કરી મૂકે છે, ને તેના કોમળ સૂર આજુબાજુના વાતાવરણને નવો જ ઓપ આપે છે. એ સૂરના પડઘાઓ દૂર દૂર સંભળાય છે. હું મારી જાતને ભૂલી ગયો, ને મને થયું કે ખરેખર સ્વર્ગ હોય તો તે અહીં જ છે ને ઇશ્વરનો સાક્ષાત્કાર અનુભવવો હોય તો કુદરતમાં જ અનુભવાય છે. ક્યાંક વાંચેલું વાક્ય યાદ આવ્યું કે, "દેખીતી સૃષ્ટિદ્વારાજ ઇશ્વર પ્રકટ થાય છે." તેનો ખરેખરો અર્થ મને અહીં સમજાયો.

તેનાથી થોડે દૂર, 'ડ્યૂકનોઝ' આવેલું છે. તે પણ ખરેખર સરસ છે. સ્થાનો ડુંગર નાકના આકારનો છે, આથી તેનું નામ, 'ડ્યૂકનોઝ' પડયું છે. એમ ત્યાંની લોકવાયકા છે. અમે તો ઠેઠ તે નાક સુધી પહોંચ્યા, નાકની દાંડી પર ઊભા રહ્યા. માનવામાં પણ ન આવે તેવું અદ્‌ભુત દૃશ્ય

✱

જોયું, આજુબાજુ ઊંચા, નીચા, અનેક જુદી જુદી આકૃતિવાળા, રંગોવાળા પહાડો છે. નાનામોટા વાંકાચૂંકા રસ્તાઓ છે. તેની પર ઝડપથી સરી જતી મોટરો ને ખટારાઓ લાગે, જાણે નાનાં ગલુડિયાં ફરતાં ફરતાં ન હોય !!! નાનાં નાના ઝરણાંઓ,ને તેમાં પણ દશ્ય જોતા ધરાતા જ ન હોય તેવી રીતે જતે જતે. પણ પોતાની ઝોક નાના અને મોટા વચ્ચેથી કાઢે છે ત્યારે ખરેખર તે આજુનું વાતાવરણ તેજોમય બને છે. અને ઈંદર આણું સ્મરણ કરાવે છે. !

સોનાવલાથી પાંચ માઈલ છેટે કાર્લાની ગુફાઓ આવેલી છે. અહા ! શું તેનું નકશી શી તેની કળા ! સુંદર કોતરણીવાળા સ્થંભો એક મોટા ખંડમાં આવેલા છે. તેની ઉપર પહેરવેશ, ને આભૂષણોમાં સજ્જ થયેલી કલાત્મક મૂર્તિઓ જોઈ જરૂર આપણને આગળની સં અને જૂના સમયની કળાનો ખ્યાલ આવે. આગળની આર્યસંસ્કૃતિ કેટલી ઉચ્ચ કક્ષાએ હતી, તેની કળા કેટલી બધી વિશાળ પાયા પર વિકસી હતી તેની સમજ આપણને આ આપે છે. આ કળા જોઈને મારું મસ્તક ગર્વથી ઊંચું થઈ ગયું ને મને લાગ્યું કે જો આ ભંડાર, આપણી સંસ્કૃતિનો ખજાનો પરદેશના લોકોને બતાવવામાં આવે, તો અંગ્રેજોની નથી કે આપણને 'જંગલી' કહી શકે. તમને નથી લાગતું કે આપણું રહ્યુંસહ્યું નાક આ આ સંસ્કૃતિએ રાખ્યું છે...? એ કળાએ જ આપણી થતી બદનક્ષી બચાવી છે એમ મને

કળાત્મક મૂર્તિઓ જોઈને, અને તેણે પહેરેલાં આભૂષણો જોઈ આપણને આગળની જાહે લાલીનું ભાન થાય કે પહેલાં પણ અત્યારના આધુનિક ફેશન અને શોખ'ને શરમાવે તેવાં પહેરવે ને અલંકારો હતા. દરેક મૂર્તિએ જુદી જુદી જાતનાં અલંકારો, આભૂષણો, ને વસ્ત્રો પરિધાન ક હતાં. અલંકારોની આકૃતિ (ડીઝાઈન) આપણે જોતાં ભૂલીએ તેવી ન હતી. તેની વસ્ત્રો પહેરવા ઢબ કોઈ ઓર જ હતી. બેસવાની ઢબ પણ કળાત્મક હતી. દરેક મૂર્તિ જુદીજુદી રીતે (પોઝથી) બેઠેલી હતી. તેનો નળીક આકર્ષક હતો. આગળના વખતમાં પણ 'ફેશનપરસ્તી' જે કંઈક હશે, એમ મને લાગ્યું. તેની આજુબાજુ નાના મોટા ખંડો આવેલા છે. દરેક ખંડમાં એક ચોરો કે ઓટલો છે. આથી સહેજે લાગ્યું કે એ ઓટલાનો ઉપયોગ પથારી તરીકે થતો હશે દરેક ઓરડામાં નાના સુંદર તાકા છે. તાકાની ઉપર, એક ખાડો છે. તેનો ઉપયોગ કોડિયા મૂકવા માટે થતો હશે. ત્યાં એક માતાનું મંદિર છે. આજુબાજુ એક વિશાળ મેદાન જેવું છે તેમજ અંદરના ભાગમાં, પાણીના ટાંકા પણ આવેલા છે. જે મોટા ઓરડામાં, મૂર્તિઓ આવેલી છે તેની બહાર એક અશોક-સ્થંભ પણ છે. આથી મને લાગ્યું કે આ સ્થળ અસલના જમાનામાં બુદ્ધ સાધુઓનું હશે ત્યારે આ સ્થળ કેટલું સુંદર લાગતું હશે ! જ્યારે અહીં સંસ્કૃત શ્લોકોનો મંત્રોચ્ચાર થતો હશે ને તેના પડઘાથી આજુબાજુની ખીણો ગાજતી હશે ત્યારે વાતાવરણ કેટલું પવિત્ર

શુદ્ધ બનતું હશે. !!! ગમે તેવું હિંસક વૃત્તિનું પ્રાણી આવ્યું હોય તો પણ તે અહિંસક બની જાય. આવું રમણીય ને પવિત્ર સ્થળ છોડવું ને ઊઠવાનું કયા મનુષ્યને મન થાય ? પણ લાચાર ! મહા પરાણે મારે તે છોડવું પડ્યું. પણ મારા સારા નસીબે તેવાં જ બીજા રમણીય સ્થળમાં હું જઈ ચડયો.

ત્યાંથી થોડે દૂર ભાજા ગુફા આવેલી છે તે પણ સરસ છે. તે કાર્લા ગુફા જેવી જ છે. ત્યાંનું પાણી અમૃતનો સ્વાદ આપે તેવું મીઠું ને ઠંડું છે તેની ઉપર લોહગઢ ને રાયગઢ નામના બે ગઢો આવેલા છે. તે ખૂબ જ ઊંચે છે. અમે તો ત્યાં પહોંચ્યા. નીચે જોયું તો જાણે હમણાં જ ચક્કર આવશે, તેની કેડી પણ છે. મને થયું કે શિવાજી મહારાજ આટલે ઊંચે પોતાના ઘોડા ને સૈનિકો કેવી રીતે ચડાવતાં હશે...? એ વાત તો કલ્પનાની પણ બહાર લાગી. તેમના સૈનિકો ને ઘોડાઓ કેવા હશે. !!! જાણે હનુમાન જેવા હશે ! બિચારા મોગલો તો એમની પાસે મચ્છર જેવાં લાગતાં હશે.

લોનાવલાથી થોડે દૂર, 'ટાઈગર્સ-લીપ' કરીને એક રમણીય દૃશ્ય આવેલું છે. ત્યાં પણ નાના મોટા ડુંગરો ને ટેકરીઓ આવેલાં છે. ખીણો પણ પુષ્કળ છે. ધનરાશીથી ભરી પડેલો આ પ્રદેશ આંખોને ઠંડક આપે છે. ત્યાં મેં ખૂબ જ જોરથી 'જય હિંદ' કરીને ત્રાડ પાડી, તો તે ભીષણ ગૌરવશીલ અવાજને વધારી લેતો તેવો જ પડઘો પડયો ને આજુબાજુનું વાતાવરણ 'જયહિંદ'ની ઘોષણાથી ગાજી ઊઠયું. શિવાજી મહારાજના વખતમાં પણ આ ખીણો "હર હર મહાદેવ"ના અવાજથી કેવી ગાજતી હશે !!! હું મહા મુશ્કેલીથી આ રમણીય સ્થળ છોડીને, કુદરતનું ધામ ત્યજીને, આપણી કળાને વંદન કરીને, યુરોપ ને અમેરિકાની ગંદકી જ્યાં આવેલી છે તેવાં કૃત્રિમ ધામ મુંબઈમાં આવ્યો. હજુયે એ દૃશ્ય આંખ આગળ આવે છે ત્યારે હું મારી જાતને ભૂલીને તેમાં તન્મય બનું છું. ખરેખર, ઈશ્વરની ને કળાકારોની કળા લોનાવલા પર જ વરસી છે. એવા એ કળા ને કુદરતના ધામમાં જો કોઈ પરદેશી આવે તો હિંદની કળા પર જરૂરથી આશ્ચર્યના ઉદ્ગાર કાઢે !

* * * *

"સૌંદર્યો પામતાં પહેલાં, સૌંદર્ય બનવું પડે,
સૌંદર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે."

—લે. કલાપી.



## પૂજારણું

ધનરાજ કેરસનદાસ ભાટિયા
ધોરણ ૭મું.

ચાલી પૂજારણુ પૂજા કરવાને
કુમકુમ પગલી પાડતી જી રે,
રૂમઝુમ રૂમઝુમ ચાલે જી રે,

ગોરૂં વદન વળી સાડી, રતુંબડી
નવલખો હાર સોહે કંઠે જી રે,

કરમાં કંકાવટી ને ફૂલોના હાર વળી,
પૂજાનો થાળ લઈ ચાલી જી રે,
હૈયે ઉલ્લાસ ભેર ધાતી જી રે,

હઈડું અધીર બને, જોવાને ફાળ ભરે,
બનતી એ બહાવરી દોડે જી રે,
પ્રભુની પાસ તે તો દોડી જી રે.....(૧)

આ રહ્યા નજીકમાં જ પ્રભુનાં ધામ છે.
વાંસા ભેદાં હશે, ગોપીઓ જી રે,
બે ડગ, પાંચ ડગ જોતી જી રે.

વાટલડી જુએ છે, મારી રાંકલડીની,
પહેરાવું કોટમાં પ્રેમમાળ જી રે,
હૈયું કરી વેગળું દોડતી જી રે.

જાય છે એ તીર વેગે, ઈશ્વરનાં ધામ પરે,
પગે અટવાય કાંઈ પ્રેમનાં ચીરે,
ખાતી ગોથડિયાં પડતી જી રે.

લેતી પ્રભુનાં નામ, પડતી એ રાંકડી,
વેરાયાં પ્રેમનાં ફૂલો જી રે,
ઢળતી એ દ્વાર પાસ પ્રભુનાં જી રે....(૨)

વેરાયાં ફૂલપાન, તૂટી એ પ્રેમમાળ,
તૂટ્યાં ન હૃદયતાર હૈયેથી રે
પહોંચ્યા એ રાંકસૂર હૈયે જી રે.

વેરાયેલ ફૂલ મહીં, એકાદ ફૂલ વળી,
પડતાં પોઢ્યો પ્રભુ ચર્ણે જી રે.
પહોંચી એ પ્રેમમાળ હૈયે જી રે.

વેરાયાં ફૂલ-પાન તૂટી એ પ્રેમમાળ,
તૂટ્યાં ના હૃદય-તાર હૈયેથી રે,
સાંધ્યા એ પ્રેમતાર ફૂલડે જી રે...(૩)

# મારી સહચરી

વિષ્ણુ હરિલાલ ઠાકર—
ધોરણ સાતમું.

મારી પ્રિય સહચરી મારી પાસે કેટલાંય વર્ષોથી હતી. કોઇ વખત તે મારાથી વિખૂટી પડી નથી. મારી સાથે કજિયો કર્યો નથી. હસીને કંઇક અજબરી તે તે મારી સાથે વખત નિર્ગમન કરતી. કોઈવાર હું તેને સાથે ન લઇ ગયો હોઉં તો તે મારા ટેબલ પર બેસી રુદન કરતી, અને મને જોઇને આતુરતાથી "મને તમારી સાથે લઇ જાઓ" એમ કહેતી. કોઇવાર તે મારાથી રીસાઇ નથી. રાત્રે હું સૂઇ જાઉં છતાં તે તો મારી સાથે વાત કર્યાજ કરતી. કોઇ દિવસ તેની વાતનો અંત જ આવ્યો નથી.

આજે એક માસ થવા આવ્યો, પરંતુ એ મારી પ્યારી સહચરીનો પત્તો નથી. ક્યાંય તેનું નામ નિશાન નથી. ઘણી ઘણી શોધ કરી પરંતુ કોઇજ સમાચાર નથી મળતા. મારા મનમાં કે આજે કદાચ સાતતાળીની રમત રમવાનો વિચાર થયો હશે એટલે ઘરના કોઇ ખૂણાખોચરામાં ભરાઇ હશે. ત્યાં પણ તપાસ કરી. એકેએક ખૂણો, એકેએક ઓરડી બરાબર તપાસી, પરંતુ તદ્દન નિષ્ફળતા મળી. ઘરના બીજા માણસોને તેની ભાળ માટે પૂછ્યું, પાડોશીઓને પૂછ્યું કે મારી સહચરી ક્યાં ગઇ! કોઇ મને કહેતું નથી, તેમ જવાબ પણ નથી આપતું. આખા ગામમાં તપાસ કરી. મારા મનમાં કે કોઇ ઉપાડી ગયું હશે. માટે વર્તમાનોમાં પણ મોટા શિર્ષક સાથે છપાવ્યું. રૂ. ૧૦નું ઇનામ જાહેર કર્યું પરંતુ કોઇ આગળ પડી અથવા બીડું ઝડપી મને મારી પ્રિય સહચરી પાછી મેળવી આપતું નથી. શું કરું ? મેં તપાસમાં કશી જ ખામી રાખી નથી પરંતુ નિષ્ફળતા વગર મને કશુંજ જણાતું નથી. ઘરના ખૂણા જોયા. તે નાની હોવાથી કદાચ કબાટમાં તો નહિ ભરાઈ હોય. એવી આશાથી ઘરના કબાટ તથા મોટી પેટીઓ પણ જોઈ. કહો, હવે કહો કે ક્યાં શોધ કરું ?

શું એ મારી પ્રિયતમા સહચરીએ મારી જોડે રીસામણાં તો નહિ લીધાં હોય ? કેટલી સુંદર તેનાં વાણી અને દેખાવ હતાં ! ખરેજ, અદ્દભુત. મને તેના વગર સહેજ પણ ચેન પડતું નથી. તે ક્યાં છુપાઇ હશે અથવા ક્યાં ગઇ હશે ! કદાચ આટલાં વર્ષોથી તે મારી પાસે હતી તે—અતિપરિચયા દવજ્ઞા...એ સિદ્ધાંત મુજબ તેને મારી ઉપર તિરસ્કાર તો નહિ આવ્યો હોય ! ઘણી ઘણી શોધું છું. મેં તેની સાથે ખરાબ વર્તન કર્યું નથી. મેં તેને ખાવાનું આપવાનું બંધ કર્યું નથી, છતાં પણ તે ક્યાં ચાલી ગઇ !

સૌંદર્યમૂર્તિ તે મારી સાથેજ રહેતી. વાતો કરતી. તેને મારા વિના ગોઠતું નહિ અને તેના વગર મને ગોઠતું નહિ. પરંતુ એકાએક આ પ્રસંગ બની ગયો. કદાચ માર્યા રૂપવતી શત્રુ।

એ સૂત્રને આધારે કોઈ તેને ઉપાડી તો નહિ ગયું હોય ! ખરે તે મારી સમાનજ હતી. ખાતાંપીતાં, સૂતાં બેસતાં, ભણતાં, બહાર જતાં, બહારગામ જતાં, પણ મેં તેને ત્યજી નથી. પરંતુ એક નજીવી ભૂલ થતાં તે કદાચ જતી રહી. તે આટલી બધી ચંચળ હશે એમ મને જાણ્યું હોત તો જરૂર હું તેને પળવાર પણ છોડત નહિ. ઘરમાં કોઈ ના હોય, ત્યારે હું તેની સાથે વાતો કરી વખત પસાર કરતો. તેની ગોળ ફરવાની ક્રિયા મને બહુજ ગમતી. હમેશાં તે ચક્રમાં ફરતી અને વાતો કરતી. સહેજવાર પણ થાકતી નહિ. નિદ્રા તો તેની દુશ્મનજ હતી, નિદ્રા તેને ગમતી જ નહિ. હમેશા તે સતેજ જ રહેતી. હું પણ તેને વખતસર નિયમિત ખોરાક આપતો.

આજે એ ચાલી ગઈ છે. હું તેના વિહોણો થયો છું. મને એકલવાયાને સૂઝતું નથી કે કેમ વખત પસાર કરું ? તેના વિના મારું જીવન નીરસ છે. હું જરૂર નહીં જીવી શકું. મને સર્વ ચીજ વગર ચાલશે. રોજ સવારમાં દૂધ પીધા વગર ચાલશે પરંતુ મારી સાહેલડી વગર મને સહેજવાર પણ નહીં ચાલે. શું કોઈ મને તે નહિ શોધી આપે ? ખરે, મારી સ્થિતિ વિરહી પક્ષી જેવી થઈ છે: માદા જતી રહી અને હું અભાગી નર જીવતો રહ્યો. હવે શું કરું ? તેને ક્યાં શોધું ? કોઈ જોષિયો પણ રસ્તો બતાવતો નથી, એક ભયંકર કોયડામાં હું પડ્યો છું. બહાર નીકળાતું નથી.

શું પ્રભુ મારા પર રહેમ નહીં કરે ? મને મારી પ્યારી સહચરી 'ઘડિયાળ' પાછી નહીં મેળવી આપે ?



## એ કમનસીબ પળ

યોગેન્દ્ર લક્ષ્મીદાસ શાહ
ધોરણ પાંચમું.

સાંજનો સમય હતો. વિદ્યાર્થીઓ મેદાન તરફથી ખેલતાં કૂદતાં ચાલ્યા આવતા હતા. શિયાળાનો ઠંડો પવન સુસવાટા કરતો શરીરમાંથી સોંસરો નીકળતો હતો. એકાએક મનમાં કંઇ સ્ફૂરી આવ્યું અરે પવન ! આજે તારી રોજની એકધારી ગતિ ક્યાં મૂકી આવ્યો ? આજે તું ઉદાસ શા માટે ! તારો ઉલ્લાસ અને તનમનાટ ક્યાં ગયા ? તું શું રડે છે ! તારા ધ્રુસકા મને પ્રુજાવે છે. એકસરખા વિચારોની આ પરંપરાએ હું મુંઝાઈ ગયો અને શંકાએ પ્રવેશ કર્યો.

આનંદમાં ને આનંદમાં અમે સૌ નક્કી કરેલાં સ્થળે આવી પહોંચ્યા બીજા દિવસના કાર્યક્રમ વિષે કંઈક સૂચના મળશે એમ મેં તો ધારેલું પણ......આ શું ? દરેકના મોઢા પર શંકા અને ભયની લાગણીઓ પથરાયેલી હતી. હમેશના તોફાની અને બેદરકાર દેખાતાં મુખો પણ ગંભીરતા ધારણ કરી બેઠાં હતાં. અણધાર્યા આ ફેરફારથી હું અકળાઈ ઊઠ્યો, રૂમમાંથી અને બીજી જગ્યાએથી

ચાલ્યા આવતા શિક્ષકબંધુઓની પણ આજ દશા! ખરેખર! કોઇ દુઃખદ ઘટના બની હોવી જોઇએ પવન બિચારો ખાલી રુદન નહિ કરતો હોય.

ત્યાં તો બાજુમાંથી કોઈ બોલી ઊઠયું: ગાંધીજીનું અવસાન...હું ઝબકી ઊઠ્યો. આ હું શું સાંભળું છું! સ્વપ્ન તો નથી? પણ બીજેથી પણ એનું સમર્થન થયું. અરે ભાઇ! આ તો અફવા છે. એવું કાને અથડાયું. દૂર દૂર આશાનું કોઇ કિરણ ફૂટી નીકળતું હોય એમ લાગ્યું.

મારી નજર ફરી, પાછળથી પૂજ્ય ધીરુભાઈ અને બીજા એક બે ભાઇઓ ઊંધું ઘાલી ચાલ્યા આવતા હતા. શંકાએ જોર પકડયું. શ્રી. ધીરુભાઇ આવી ઊભા અને બે મિનિટ સઘળે સ્મશાનવત્ શાંતિ પથરાઇ ગઇ.

ઊંડે ઊંડે, કોઇ ગુફામાંથી અવાજ આવતો હોય તેમ તેમનો ધીરગંભીર સ્વર સંભળાયો. "મિત્રો! હમણા એક અફવા આવી છે કે પૂજ્ય મહાત્મા ગાંધીજી પર ગોળીબાર કરવામાં આવ્યો છે, અને તેમનું અવસાન થયું છે." અમે 'ઑલ ઇંડિયા રેડિયો' સ્ટેશને અને જન્મભૂમિ કાર્યાલયમાં ટેલિફોન કર્યો છે."

તેઓ પાછા ગયા.

તેમના પાછા આવવાની અમે કાગને ડોળે રાહ જોવા લાગ્યા. એ એક એક પળ અમને એક એક યુગ સમી લાગતી હતી.

તેઓ જ્યારે અમારી સામે આવી ઊભા ત્યારે તેઓનું નિસ્તેજ મુખ કહે પણ બોલવાને અશક્તિમાન હોય એમ લાગ્યું. અહા! બે ક્ષણમાં કેટલો બધો ફેરફાર! (પણ એવીજ બે ક્ષણોએ હિંદને નબાપુ બનાવી દીધું હતું તે કોણ જાણતું હતું?) મહાપ્રયત્ને તેઓ બોલ્યા, "વેલી વાત સાચી છે."

પણ મારા કાન હજી પણ સાંભળવાને તૈયાર નહોતા. મન નહોતું માનતું અને કહેતું હતું કે એ મહાપુરુષનો કોણ દુશ્મન હતો અને જો વાત સાચી હોય તો ઓ પવન, તું કાં સ્થંભી જતો નથી! આકાશમાં એક તારા પર નજર પડતાં દિલ બોલી ઊઠયું, તું હજીયે ટમટમે છે? ઓ રાષ્ટ્રધ્વજ, તારા પિતાનો શોક તને સાલતો નથી શું? પણ તે બધા તો એમજ રહ્યા. મારા કરતાં તેઓ કાંઇક વિશેષ જાણતા હતા. મને કયાં ખબર હતી કે પૂજ્ય બાપુનો અમર આત્મા તો હમેશ અમારી સામે જ છે.

★



ncil Sketch —By Chandravadan R. Painter, Std. VI



A Sketch of Gandhiji—By Rajnikant B. Mastar Std. VII.



l man under the burden.—By Ch Painter, Std. V



Students giving Guard of Honour, at Kandivli — By Shri R. C. Painter



Our Students participating in Sports at Kandivli —By Shri R. C. Painter

# "વિશ્વજ્યોતિ ગાંધીજીને અંજલિ"

શ્રી. ભગવાનજી મોહનજી નાયક

[ઝૂલણા]

અચળ એ આત્મને
અમર આયુષ દઈ
શુભ્ર પથે ભમો,
સાથ અર્પો

જીવન છે દીવડું પુનિત પંખીતણું,
ઊડવા શાંતિ ગગને મથંતું,

સહાય થા, સાથી થા
કષ્ટમય પગથીએ
તજીશ ના એકલો
એ હુ પથે.

---

સર્વના હૃદયમાં પ્રજ્વળતી જ્યોતિ એ
વિશ્વને શાંતિને પંથ દોરે.

મૃત્યુ વહેને ધમી જાય જનતા, હવે બંધ ઉપવાસ પર જે વિરમશે,
આત્મની વેદના સુરચિત બંધ પર લુપ્ત સૌજન્ય પાછું પમરશે.

દોરશે વિશ્વને દિવ્ય ગિરિશૃંગ પ્રતિ,
જ્યાં નથી આત્મની ગ્લાનિ, લઘુતા.

વિશ્વને આંગણે વેરશે કુસુમદલ, જે સુવાસે સદા હૈયું ભરે,
તાર હૈયા તણા ધ્રુજાવીને જગવશે શાંતિનો મૃદુલ સ્વર કોણ કેહશે.

ઉંમરે જગુનું લગ્ન થયું. પોતાની જ ઉંમરની રંભાને જોઈને તે તો આશ્ચર્યમુગ્ધ બની ગયો. વળી વિચિત્રતા તો એ હતી કે જ્યારે પોતે અભ્યાસમાં ખૂબ આગળ વધવાની તમન્ના ધરાવતો હતો ત્યારે રંભા તો એક અજ્ઞાન ગામડિયણ હતી. ભવિષ્યમાં પોતે તેની સાથે સંસારસાગરમાં ડૂબકાં મારીને જીવન-નાવને કેવી રીતે પાર કરશે તે પ્રશ્ન તેને મુંઝવવા લાગ્યો. સમાજનું સુકાન ફેરવવાના વિચારે તેના મગજમાં જુદા જુદા પ્રશ્નો સ્થાન લઈ રહ્યા હતા. પરિણામે, અભ્યાસની બાબતમાં તે જોઈએ તેટલું ધ્યાન આપી શક્યો નહિ.

તે જ વર્ષે, તેને મુંબઈ ભણવા જવાની તક મળી. તેનો એક મિત્ર મુંબઈમાં ભણતો હતો. તેને ત્યાં રહીને અભ્યાસ ચાલુ રાખવાનો તેનો વિચાર હતો. ઘણી આનાકાનીને અંતે, પૂંજીએ તેને મુંબઈ જવાની રજા આપી. દૈવયોગે મુંબઈ જતાં જ, જગુને કોઈ કોઈ સંસ્થાઓમાંથી શિષ્યવૃત્તિ મળવા લાગી અને આમ માતપિતાને ભોગવવો પડતો ખર્ચનો બોજો પણ તેણે ઓછો કર્યો.

* * *

અભ્યાસમાં આગળ વધી રહેલા જગુએ બી. એ. ની પરીક્ષા આપી. સમાજ-સુધારક બનવાની તેની તમન્નાએ હવે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. પોતે બાલ્યાવસ્થામાં અનુભવેલા સમાજના સર્વ સડાઓનો નાશ કરવા તે તલપી રહ્યો હતો. આ કાર્યમાં સાથ આપી શકે તેવા તેના પિતા લખમણનું તો બે વરસ પહેલાં અવસાન થઈ ચૂક્યું હતું. હવે તો તેની મા અને સસરા ઉપર જ તેણે ગુસ્સો ઉતારવાનો હતો. દરવખત રજાઓમાં, તે ઘેર જતો ત્યારે તેની માતા રંભાને તેડી જ લાવી હોય, તે રંભા પ્રત્યે સ્નેહથી નહિ પણ મોહથી તો જોતો જ હતો. અભ્યાસમાં તે પાછળ પડતો હતો એ બીના તે સારી રીતે જાણતો હતો. છતાં શું થાય? પરંતુ હવે તે શાહુકાર સસરા કે અન્ય સગાસંબંધીઓની લાજ રાખવા તેમના હાથ તળે દબાઈ રહે તેવો ન હોતો.

તે ઘેર આવ્યો. રંભાને જોતાં જ તેનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. પણ તેમાં રંભાનો શો દોષ? દોષિત તો હતા તેના (રંભાના) પિતા, પોતાની માતા, અને સામાજિક રૂઢિબંધનો. તેથી રંભાને દુઃખી નહિ કરવાનો વિચાર આવ્યો. તેને થોડીઘણી કેળવણી આપવાનો વિચાર કર્યો. પરંતુ અધોગતિએ પહોંચેલા સમાજમાં તેમ કરવાને તે નિષ્ફળ નિવડ્યો. આવા સડેલા સમાજના સંસારમાં જીવવા કરતાં તો તેને મરવાનું ઇષ્ટ લાગ્યું. રંભાને સુધારવાના પ્રયાસો છતાં તે તો ગામડિયણ જેવી જૂના વિચારની જ રહી. જગુ પ્રત્યે તેને મોહ હતો, સ્નેહ નહોતો. જગુ શુદ્ધ સ્નેહમય જીવન જીવવાનાં સ્વપ્ન સેવતો હતો. છતાંયે "પડી પનોતી નિભાવી લેવી" એવો જગુએ નિશ્ચય કર્યો.

દિવસો જતાં, તેનું જીવન વધારે ને વધારે ખારું બનવા લાગ્યું. છતાંયે આવી નિરાશામાં

તેને એક આશા હતી કે પરીક્ષાનું પરિણામ સારું આવે અને કોઈ સારી કોલેજમાં દાખલ થઈ, પોતે આગળ અભ્યાસ કરી શકે તો સારું. એ આશાએ; તે પરિણામની રાહ જોવા લાગ્યો પણ કોને ખબર હતી કે સમાજને સુધારવામાં નિષ્ફળ નિવડેલો આ યુવાન હવે પરીક્ષામાં યે નિષ્ફળ જશે ! પરિણામ આવ્યું–ધાર્યા કરતા ઘણાજ ઓછા ગુણ આવ્યા. તેને માટે વિદ્યાલયનાં બારણાં હવે બંધ થયાં. જગુની એકની એક આશા પણ પડી ભાગી ! બસ, થઈ રહ્યું. પોતાનું જીવન તેને શુષ્ક–રણ જેવું લાગ્યું, કયાંયે જળાશય દેખાતું ન હોતું ! સમાજનો ઉદ્ધાર કરવાની મહેચ્છા ધરાવેલો યુવાન આજે પોતે જ સમાજનો ભોગ બની ગયો. બીજે દિવસે વહેલી પ્રભાતે ગામની નદીના ભયંકર ધોધ પર તે સ્નાન કરવા ગયો. અને તેણે ધોધના ઊંડા જળમાં અનંત વર્ષો સુધીની ડૂબકી મારી.

તે જ દિવસે, પ્રભાતમાં, ધોધ પાસે, મોટી માનવમેદની ઊભરાઈ હતી. સહેજ દૂર શાંત જળમાં, જગુનું ખમીશ દષ્ટિગોચર થતું હતું. પૂજ્ય અને રંભાના ગાલ પર થંભી ગયેલાં અશ્રુબિંદુઓ રવિદેવના સોનેરી કિરણોથી ઝબકી રહ્યાં ! ! !

---

# પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ

હરગોવીંદ વિઠ્ઠલદાસ માકેચા
ધોરણ સાતમું

આજે આપણે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના કાળમાં રહીએ છીએ. વિદેશીઓ હિંદ પર આવ્યા અને ઘણાં વર્ષો સુધી રહ્યા એટલે આપણા માનસને પશ્ચિમની સંસ્કૃતિથી રંગતા ગયા.

પૂર્વની સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિની ખેંચતાણમાં, આપણે ઘડીમાં પશ્ચિમની સંસ્કૃતિ પ્રમાણે જીવન જીવવાની તૈયારી કરીએ છીએ તો ઘડીમાં, પૂર્વની સંસ્કૃતિ આપણને આકર્ષે છે.

પૂર્વની સંસ્કૃતિ જીવન સફળ બનાવવાનું કહે છે. પૂર્વની સંસ્કૃતિ દુઃખને આવકારે છે કારણ કે દુઃખ જ ખરું સુખ છે. દુઃખ વિના, સુખનો અનુભવ થતો નથી. પૂર્વની સંસ્કૃતિ જીવન સામે યુદ્ધ ખેલવાનું કહે છે. આ મનુષ્ય દેહ પ્રાપ્ત થયો તો તેને નિષ્ફળ જવા દેવો નહિ. આ આપણો અવતાર તે જીવની પરાકાષ્ઠા છે. આપણે અત્યાર સુધી જેમ તેમ જીવન જીવતાં આવ્યા છીએ તે હવે મનુષ્યજીવનમાં પૂરેપુરૂં સફળ રીતે જીવવું જોઈએ, નહિ તો ફરી આપણે તે ને તે જ સ્થિતિ પ્રાપ્ત કરીએ છીએ. અહિંસા એ આ સંસ્કૃતિનો આદર્શ છે. ગમે તે ભોગે, અહિંસાને છોડવી નહિ એમ આ સંસ્કૃતિ કહે છે. વળી આ સંસ્કૃતિ શાંતિને પોતાનું ધ્યેય ગણે છે. શાંતિ હોય તો જ બધાં કાર્યો કરી શકાય એમ તે સંસ્કૃતિ કહેવા માગે છે. વળી આ સંસ્કૃતિ આખી પૃથ્વીને કુટુંબ તરીકે માનવાનું કહે છે. આ સંસ્કૃતિ 'ગીતા'ને અનુસરીને છે. આ સંસ્કૃતિ ભ્રાતૃભાવમાં માને છે.

આ સંસ્કૃતિ આજ અને અત્યારે ઊભી રહી છે, કારણ કે તેના આદર્શો ઉપર વર્ણવ્યા પ્રમાણે વિશાળ અને ઉચ્ચ છે. તે બધી સંસ્કૃતિઓને પોતાનામાં સમાવી લે છે. આ જ આ સંસ્કૃતિનું વિજયચિન્હ છે.

પશ્ચિમની સંસ્કૃતિ, જીવન મળ્યું છે, તો મોજશોખથી જીવવાનું કહે છે. મનુષ્યનો અવતાર ફરી ફરી પ્રાપ્ત થતો નથી તેથી આ અવતારમાં પૂરેપૂરો આનંદ લૂંટી લેવો એમ તે સંસ્કૃતિ આપણને કહે છે. આ સંસ્કૃતિ યેનકેનપ્રકારેણ પોતાની ઉન્નતિ શોધે છે. આમ કરવામાં કોઈને શું થશે તે વિચાર આ સંસ્કૃતિ કરવા બેસતી નથી. આમ આ સંસ્કૃતિ આપણને જીવનમાં સુખ શોધવા તરફ ખેંચી જાય છે. આ સંસ્કૃતિ પણ અનેકાવતારમાં માને છે, પરંતુ અનેકાવતાર પછી આ જીવન પ્રાપ્ત થાય છે તો આનંદથી જીવન જીવવું એમ આ સંસ્કૃતિ કહે છે. જ્યારે પૂર્વની સંસ્કૃતિ દુઃખ ભોગવી ભગવાનનો આવિષ્કાર કરવા કહે છે. આ સંસ્કૃતિ પોતાનો પ્રચાર કરવા પ્રયાસો કરે છે. પોતાના સંસ્કૃતિ બધે ફેલાય તેમ તે સંસ્કૃતિના પ્રચારકો ઇચ્છે છે. પરંતુ ખરી સંસ્કૃતિનો ફેલાવો કરવાનું રહેતું નથી. એ તો પોતાની બળથીજ ફેલાય છે. જેમ ગુલાબની સુગંધ ક્યાંય અછતી રહેતી નથી તેમ સંસ્કૃતિની સુગંધ પણ પોતાની મેળેજ બહાર ફેલાય છે અને એજ ખરી સંસ્કૃતિનું ચિન્હ કહેવાય.

પશ્ચિમની સંસ્કૃતિ દેશપ્રેમને બહુ મહત્વ આપે છે. પરંતુ તે પોતાના જ દેશ પ્રત્યેના પ્રેમમાં માને છે જ્યારે પૂર્વની સંસ્કૃતિ તો સમસ્ત વિશ્વને માટે પ્રેમ રાખવાનો આદેશ આપે છે. આમ પૂર્વની સંસ્કૃતિ સમક્ષ વિશાળ કાર્ય હોઇ તે મોજશોખમાં માનતી નથી. તે તો કહે છે આત્માને ઓળખો. આત્માને ઓળખવાથી બધુજ સફળ કરી શકાય છે. તેથી આ સંસ્કૃતિ આત્મકલ્યાણ અને મોક્ષને આવકાર આપે છે.

મનુષ્યસ્વભાવ સુખ માટે સર્જાયો છે, એમ તો આપણે પણ માનીએ છીએ, પરંતુ પૂર્વની સંસ્કૃતિ દુઃખને વધારે મહત્વ આપે છે એટલે દુઃખ આવે ત્યારે આપણે તેને આવકારવા તૈયાર થઈએ છીએ; ત્યાં આપણા પરની પશ્ચિમની સંસ્કૃતિની અસર આપણને સુખ ભોગવી લેવાનું કહે છે. આમ આપણે સુખ અને દુઃખ બંને ભોગવીએ છીએ મહાપુરુષોની ઉન્નતિનું કારણ દુઃખ હોય છે. દુઃખ પડવાથી જ માણસને પૂરેપૂરા અનુભવ મળે છે અને એ અનુભવ વડેજ મનુષ્ય ખરું જીવન જીવવાને સમર્થ બને છે. આમ પૂર્વની સંસ્કૃતિ આપણને વધારે આકર્ષે છે પરંતુ જેમના પર પશ્ચિમની સંસ્કૃતિની અસર રહી ગઇ હોય છે તેઓ દુઃખ સહન કરી શકતા નથી, હતાશ થઇ જાય છે અને જીવન જેમ તેમ પૂરું કરવાના પ્રયત્નો આદરે છે.

ઘણા લોકો આત્મઘાત કરે છે તેનું કારણ માત્ર આજ હોઈ શકે. તેઓ દુઃખને સહન કરી શકતા નથી અને સુખ પાછળજ ફર્યા કરે છે એટલે જ્યારે દુઃખ આવે છે ત્યારે પોતાનો



Shri Shantilal Shah, M. L. C. On the Annual Sports Day —By Shri R. C Painter

Dewan Bahadur K. M. Jhaveri & Sheth Charandas Megji on the Annual Sports Day —By Shri R. C. Painter

આત્મઘાત કરી બેસે છે. આ મૃત્યુ તે બંને સંસ્કૃતિના ઘર્ષણને અવલંબીને જ છે. આવા આત્મઘાત પાછળ પશ્ચિમની સંસ્કૃતિનો દોષ વધારે પ્રમાણમાં છે કારણ કે તે દુઃખ સહન કરતાં શિખવાડતી નથી. આપણને સુખના સામ્રાજ્ય તરફ ખેંચી જાય છે. તેમાં દુઃખાનુભવ માત્રને સ્થાન નથી.

પૂર્વની સંસ્કૃતિ જાળવનાર કોઇને કોઈ જન્મ લે છે. તેના હમણાંના રક્ષક મહાત્મા ગાંધીજી હતા. હવે તો તેઓ ચાલ્યા ગયા. હવે કોણ તેનું રક્ષણ કરવા આવશે !

મહાત્માજીએ તો આ સંસ્કૃતિ મુજબજ જીવન ઘડયું હતું અને તેથી જ તેઓ અમર થઇ જશે.

આવી વિશાળ સંસ્કૃતિને, તેના રક્ષકોને, તેના રક્ષણમાં મદદ કરનાર સૌને આપણે વંદન કરીએ.

## 'બાપુ' ગયા 

ચંદ્રકાન્ત જમનાદાસ મહેતા.
ધોરણ ચોથું

મારા બાપુ ગયા મને ત્યાગી અરે !
નહિં દર્શન દેવાના ક્યાંય થશે !...મારા.

પૂજ્ય ગાંધી ગયા, ભારત ભોમ ત્યજી !
કોને બોલાવીશું "રાષ્ટ્રપિતા" કહી !...મારા.

હિંદી "રાષ્ટ્રપિતા" પોઢયા, જઈ ચિર શાન્તિની ગોદે,
થોકે થોકે લોક ઉમટે, યમુનાના તીરે.

આજે ભારતનો સૂર્યરાજ ડૂબ્યો,
સઘળે અંધકાર છવાઇ ગયો....મારા.

ભૂલ્યું ભારત સત્ય, અહિંસા, બંધુતા, માનવતા,
"ગાંધીજી"ના દેહોત્સર્ગે, આંખે આંસુ છવાતા.

હરિજનનો એ તારણહાર ગયો,
સત્ય, અહિંસાનો એ પૂજારી ગયો....મારા.

કેંક કષ્ટો સહ્યાં પછી, અંતે આવી આઝાદી,
ખંડિત થયું ભારત રે, જતાં "રાષ્ટ્ર દેવ" દુનિયાથી.

ગયો સન્યાસી આજે છોડી અમને,
બંધનમુક્ત કરી માતૃભૂમિ જેણે...મારા.

વલ્લભ રૂએ, જવાહર રુએ, રુએ જનતા ભારત તણી.
બાપુ જતાં દુનિયાભરમાં, હાહાકાર રહ્યો છે મચી...મારા.

# આટલું જાણી લો

શ્રી. ડાહ્યાભાઈ કસનજી પટેલ
બી. એ.; બી. ટી.

૧. કલાકના ૬૦ માઈલની ઝડપે દોડતી આગગાડીને અહીંથી સૂર્ય પાસે પહોંચતાં ૧૭૫ વર્ષ લાગે છે.

૨. સૂર્યનું ગુરુત્વાકર્ષણ એટલું ભયંકર છે કે ત્યાં માણસનું વજન બે ટન જેટલું થઇ જાય છે.

૩. સૂર્યનો પ્રકાશ ૧૫૭૫ પછી ૧૮ મીંડાં ઉમેરીએ તેટલી મીણબત્તીઓના સામટા તેજ જેટલો છે.

૪. પૃથ્વીની ઉમર ૩૦ અબજ વર્ષની છે.

૫. ચંદ્ર ઉપરના ઊંચામાં ઊંચા પર્વત લિબનિઝની ઊંચાઇ ૨૪૯૭૦ ફૂટ છે અને પિપેડિલસ બાજુની ઊંડાઈ ૧૯૦૦૦ ફૂટ છે.

૬. સૌથી ઊંડામાં ઊંડો દરિયો (૩૫૪૦૦ ફૂટ) ફીલીપાઇન્સ અને જાપાન વચ્ચે છે.

૭. સૌથી ઊંચામાં ઊંચું સ્થળ (૨૯૧૪૧ ફૂટ) હિમાલયનું માઉન્ટ એવરેસ્ટ શીખર છે.

૮. જગતમાં સૌથી વધુ ધમાલવાળું સ્ટેશન કલે હામ (ઇંગ્લન્ડમાં) છે. ત્યાં ૨૪ કલાકમાં ૨૫૦૦ ગાડીઓ આવજા કરે છે.

૯. જગતમાં સૌથી લાંબામાં લાંબો બોગદો સીમ્પ્લનમાં (સ્વીટઝર્લેન્ડ) છે. તેની લંબાઇ ૧૨ માઇલથી સહેજ વધારે છે.

૧૦. જગતમાં લાંબામાં લાંબુ પ્લૅટફૉર્મ સોનેપુર (હિન્દુસ્તાન) સ્ટેશનનું છે. તેની લંબાઇ ૨૪૧૫ ફૂટ છે.

૧૧. હિંદમાં આગગાડીની શરૂઆત ઈ. સ. ૧૮૪૯ માં મુંબઇ અને થાણા વચ્ચે થઇ હતી.

૧૨. પહેલી વિજળી આગગાડી હિંદમાં મુંબઈ અને કુર્લા વચ્ચે ઇ. સ. ૧૯૨૫ માં ખુલ્લી મુકાઇ હતી.

૧૩. જગતમાં સૌથી મોટામાં મોટું અને જૂનામાં જૂનું વૃક્ષ કેલીફૉર્નિયામાં આવેલું છે. તેની ઉમ્મર ૫૦૦૦ વર્ષની ગણવામાં આવે છે.

૧૪. જગતમાં સૌથી વધુમાં વધુ સિનેમાગૃહો જર્મનીમાં છે (૭૭૯૭૭). હિંદમાં તે ૧૫૩૫ છે.

૧૫. જગતના દેશોની વસ્તીની સરખામણીમાં, હિંદ પહેલે નંબરે આવે છે.

૧૬. જગતના અશિક્ષિતોનો ⅕ ભાગ હિંદમાં છે. ૩૮ કરોડની વસ્તીમાંથી ૭ કરોડને લખતાં વાંચતાં આવડે છે.

૧૭. જગતની વસ્તી ૨૧ અબજ અને ૨૬ કરોડની છે, પૃથ્વી ૧૦ અબજની વસ્તીનું ભરણપોષણ કરવાને શક્તિમાન છે.

૧૮. હિંદના માણસોનું સરેરાશ આયુષ્ય ૨૭ વર્ષનું છે.

૧૯. યુક્તપ્રદેશમાં એક લાખ માણસની વસ્તી દીઠ ૮૮ ગાંડા હોય છે.

૨૦. અજમેર-મારવાડમાં એક લાખ માણસની વસ્તી દીઠ ૩૮૩ આંધળા છે.

૨૧. હિંદમાં પહેલવહેલું સિનેમાગૃહ કલકત્તામાં ઈ. સ. ૧૯૦૭ માં ખુલ્લું મુકાયું. મુંબઈમાં ઈ. સ. ૧૯૧૩ માં તેમ બન્યું.

૨૨. હિંદમાં પહેલવહેલી કાપડની મિલ કલકત્તામાં ઈ. સ. ૧૮૧૮ માં શરૂ થઈ હતી. મુંબઈમાં ઈ. સ. ૧૮૫૪ માં.

૨૩. ૭૫ વર્ષ પહેલાં યોકોહામા (જાપાનનું મુખ્ય બંદર)ની વસ્તી માત્ર ૫૭ માણસની હતી.

૨૪. ઈ. સ. ૧૮૮૩ માં ક્રાકાટોઆ (ઈસ્ટ ઈંડિઝ) માં સૌથી મોટો ધડાકો થયો હતો. એનો અવાજ ૨૦૦૦ માઈલ દૂર હિંદુસ્તાનમાં સંભળાયો હતો.

૨૫ આજ સુધીમાં ઝડપના રેકર્ડ નીચે પ્રમાણે નોંધાયા છે.

વિમાનનો રેકર્ડ કલાકના ૪૭૦ માઈલનો છે. વિમાનનો ઊંચાઈનો રેકર્ડ ૧૪ માઈલથી સહેજ વધારે છે.

આગગાડીનો રેકર્ડ કલાકના ૧૧૨ માઈલનો છે.

મોટરકારનો „ „ ૩૬૯ માઈલનો છે.

મોટરસાઈકલનો " " ૧૫૮ " છે.

# શંખ છીપલાં

શ્રી. દુર્ગેશ શુક્લ

"ચલો વીણીએ શંખ, છીપલાં રંગ રંગનાં ભાઈ."
કહી ઉમેશ દરિયાકાંઠે દૂર દોટ દીધ ક્યાંઈ
તટ રેતી પર પગલાં નાનાં રહ્યાં દોડી ઉલ્લાસે,
શંખ છીપલાં રંગબેરંગી ભર્યાં ઝોળીમાં હોંશે.
કહે આવી, 'લો, રૂમાલમાં ઘો બાંધી, કાલ સવારે,
ભાઈ, આપણું આંગણું રચવી રંગોળી છે મારે."
રૂમાલમાં લીધાં મેં બાંધી છીપ શંખલાં સાથે,
ચળક ચળકતાં, વિવિધ રંગી કે આંખ દેખતાં થાકે.

બીજી સવારે રમવાં ઊતર્યાં રવિકિરણો જ્યાં કૂંણાં,
ઉમેશ આવી કહે, "ભાઈ, ક્યાં છીપશંખલાં મારાં?"
ખોલી પોટકી, પડી નજર જ્યાં, મુખ પર છવાઈ ગ્લાનિ,
"અરે, બહુ આ તો છે ફિક્કાં, ચમક ઊડી ક્યાં આની?"

ઉદ્ગારે એના આ મારું ચિત્ત વિચારે તણાતું,
હશે બંધને પડતાં એનું તેજ શું આમ હણાતું?
નથી પૂર્વ ચળકાટ, તાજગી, કૂંણપ, રંગ મઝાનાં,
સાગરતટ જે ઝળક ઝળકતાં મ્લાન દીસતાં શાનાં!

મેં કહ્યું, "વાત જો કુદરત આ કહી જાય કાનમાં એવી,
પડે બંધને તેની શોભા, પ્રભા ઊડતી કેવી!
પશુ, પંખી, માનવને કાજે પિંજર રચ્યો ન કોઈ.
મુક્ત રહીને ભલે શોભવતાં વિશ્વ આંગણું ભાઈ."

"ખરું ભાઈ, સાગરકાંઠે જઈ મૂકી આવશું આને?"
મેં કહ્યું," ભલે, મુજને શો વાંધો, જો તારું મન માને."

તે સાંજે દરિયાખોળે જઈ શંખ છીપલાં મેલ્યાં,
છીપનયનમાં ફરી હર્ષનાં આંસુ રેલમછેલ્યાં.

---

# સ્વાતંત્ર્યમાતાને

રામજી હંસરાજ તારપરા
ધોરણ સાતમું.

મુક્તિમાતા આવ્યાં આજે, હિંદ તણા બારણીએ,
પૂજતા પૂજતા પૂછે હિંદી, "આવ્યા શા કારણીએ.

સુખ દેવા કે દુઃખ દેવા,
ભાઇ સાથે જુધ ખેલવવા ?"

"કામ નથી બેટા એ મારું", બોલ્યાં માતા મીઠું,
અંગ્રેજોના શોષણથી તવ મુખડું ફિક્કું દીઠું,

દોડીને આવી છું આજે,
પુત્રના રક્ષણને કાજે.

ભારતભૂમિના ખંડિયા ભાગો, ગમે નહિ એ મુજને,
ભાઇભાઇનું શોણિત દેખી, ચાપ નહિ કંઇ તુજને ?

બાળકો ભારતના કેવા !
બન્યાં શું દાનવના જેવા."

'છોરું કછોરું થાયે' તે સમજીને કોપ ન કરજો,
ભારતભોમમાં આજે માતા, અખૂટ સંપત ભરજો.

શાન્તિ, સંપ અને સુખથી,
બચાવો રક્ત તણી ભૂખથી.

બાપુજી ને અન્ય વીરોથી શોભે માનો અંક,
'સત્ય અને અહિંસાના પંથો મોથે' છે સૌ રંક.

માતા, દુઃખ હરી લેજે,
સુબુદ્ધિ સૌને તું દેજે.

ભાવભર્યો સત્કાર કરું છું, પ્રયાણ પાછું ન કરજે,
સૌને તારી ગોદમહીં લઇ, પ્રભાવ તારો ભરજે.

રહીને અનંતકાળ સુધી
હરી લે સૌની કુબુદ્ધિ.

---

# સ્વાતંત્ર્યમાતાને

રામજી હંસરાજ તારપરા
ધોરણ સાતમું.

મુક્તિમાતા આવ્યાં આજે, હિંદ તણા બારણીએ,
પૂજતા પૂજતા પૂછે હિંદી, "આવ્યા શા કારણીએ.

સુખ દેવા કે દુઃખ દેવા,
ભાઇ સાથે જુદ્ધ ખેલવવા ?"

"કામ નથી બેટા એ મારું", બોલ્યાં માતા મીઠું,
અંગ્રેજોના શોષણથી તવ મુખડું ફિક્કું દીઠું;

દોડીને આવી છું આજે,
પુત્રના રક્ષણને કાજે.

ભરતભૂમિના પડિયા ભાગો, ગમે નહિ એ મુજને,
ભાઇભાઇનું શોણિત દેખી, થાય નહિ કંઈ તુજને ?

બાળકો ભારતના કેવા !
બન્યાં શું દાનવના જેવા."

'છોરું કછોરું થાએ' તે સમજીને કોપ ન કરજે,
ભારતભોમમાં આજે માતા, અખૂટ સંપત ભરજે.

શાન્તિ, સંપ અને સુખથી,
બચાવો રક્ત તણી ભૂખથી.

બાપુજી ને અન્ય વીરોથી શોભે માનો અંક,
'સત્ય અને અહિંસાના પંથે પ્રાથે' છે સૌ રંક.

માતા, દુઃખ હરી લેજે,
સુબુદ્ધિ સૌને તું દેજે.

ભાવભર્યો સત્કાર કરું છું. પ્રયાણ પાછું ન કરજે,
સૌને તારી ગોદમહીં લઇ, પ્રભાવ તારો ભરજે.

રહીને અનંતકાળ સુધી
હરી લે સૌની કુબુદ્ધિ.

---

પેલો કાગડો ઘીવાળો, હરામખોર મને સાઠ રૂપિયે આજ ઘી આપતો હતો. મેં ન લીધું એટલે ઉપરથી ખિજાઇને મને લાકડી મારી," ચકલાકાકા બોલ્યા. પોપટરામ બોલ્યા, "અરે કાગડાભાઇએ તો કાળા બજાર કરીને મરીનલાઇન્સ પર મોટામોટા બંગલા ચણાવ્યા છે." "અરે લાવો જલદી ઘીનો ડબ્બો. તમારાં કાકી ઘેર રાહ જોતાં હશે." પોપટરામ ઘીનો ડબ્બો લેવા ગયા ત્યાં ચકલાકાકાએ પાકીટમાંથી પચાસ રૂપિયા કાઢી લીધા. પોપટરામે ડબ્બો આપ્યો અને ચકાકાકાએ પચાસ રૂપિયા આપ્યા. ડબ્બો લઈ કાકાએ ચની રોડ સ્ટેશનથી ચર્ચગેટની ટિકિટ કઢાવી. લોકલ ટ્રેનમાં ચડયા. ચકલાકાકાના પેટમાં કુરકુરિયાં દોડાદોડી કરતાં હતાં. એટલામાં તો ચર્ચગેટ સ્ટેશન આવ્યું. કાકાને ખૂબ ભૂખ લાગી હતી. ઉતાવળમાં ઘીનો ડબ્બો ભૂલી ગયા. બારણામાં કાકી તેમની રાહ જોતાં ઊભાં હતાં. કાકાને ખાલી હાથ હલાવતાં જોઇને પૂછ્યું, "ઘીનો ડબ્બો ક્યાં ?" કાકા ચમક્યા અને વિચાર કરી બોલ્યા, "એ તો હું ટ્રેનમાં ભૂલી ગયો." કાકી ચીડાઇને બોલ્યાં, "તમે તો ઘી લીધું ! લીધું !" કાકાનું મોઢું પડી ગયું. કાકી બોલ્યાં, "સારું થયું કે રસોઇ પૂરતું ઘી આ કબુતર બહેન પાસેથી લઇ આવી અને રસોઇ કરી નાખી. નહિ તો ભૂખેજ મરત. ચાલો, હવે જમી લો.".

ચકલાકાકા જમવા માટે રસોડા તરફ વળ્યા.

---

# એક ડોસાનાં પરાક્રમ

વાર્તા રચનારા : અશોક ઝવેરી,
(ઠાકોર પટેલ, (કરીટ પરીખ)
પ્રા. ધોરણ ૧ લું અને ૨જું.

એક ઘર હતું. તેમાં એક ડોસો અને એક ડોસી રહેતા હતાં, તેઓ ગરીબ હતાં. ઘરમાં ખાવાનું ન હતું એટલે ડોસો થોડા પૈસા લઇને દૂરના શહેરમાં, અનાજ લેવા જતો હતો. રસ્તે જતાં જતાં, મોટું જગલ આવ્યું. જંગલમાં એક મોટો વાઘ રહેતો હતો. તે ડોસાને સામો મળ્યો.

વાઘ–"ડોસા ડોસા, ઊભો રહે, તું ક્યાં જાય છે?"

ડોસા–"ઘરે ડોસી ભૂખી છે અને ભૂખે બૂમો પાડે છે: ડોસા ડોસા અનાજ લાવ, અનાજ રાંધી ખાવા દે, રાતી માતી થાવા દે."

એટલે હું તો ડોસી માટે અનાજ લેવા જાઉં છું.

વાઘ–"મને પગમાં કાંટો લાગ્યો છે. તે કાઢી દેને, મને બહુ પીડા થાય છે."

ડોસો–"ના, ભાઇ, તું મને કરડી ખાય."

વાઘ–"નહીં કરડું."

ડોસાને દયા આવી તેણે બેસીને, વાઘના પગમાંથી કાંટો કાઢી દીધો. વાઘ ખુશ થયો. તે ડોસાને જંગલ સુધી, પોતાની પીઠ ઉપર બેસાડી મૂકી આવ્યો. ડોસો શહેરમાં ગયો અને અનાજ લઇને પાછો ફર્યો. રસ્તામાં એક વન આવ્યું. ડોસો ગભરાયો. એક વરુ તેની સામે આવી ઊભું રહ્યું.

વરુ–"ડોસા, ડોસા ઊભો રહે; મને કકડીને ભૂખ લાગી છે. મને ખાઇ જવા દે." ડોસો તો ખૂબ ગભરાઇ ગયો; પરંતુ હિંમત રાખી બોલ્યો.

ડોસો–"હું તો ઘરડો થયો છું. મને મારીને તું શું કરશે ! તેના કરતાં તો, ચાલ મારી સાથે; હું તને સરસ શિકાર બતાવું."

વરુ–"નારે, ભાઇ, હું ક્યાં આવું ? મને તું છેતરે તો !"

-ડોસો–"તને શિકાર ન મળે તો મને મારી ખાજે."

વરુ તો ખુશ થતું થતું તેની સાથે ચાલ્યું. રસ્તામાં વાઘની બોડ આવી.

ડોસો–વરુ, વરુ, તારો શિકાર બતાવું !"

વરુ–"ક્યાં છે શિકાર ?"

ડોસો–"પેલી સામી બોડમાં જો, ત્યાં શિકાર બેઠો છે."

વરુ તો રાજી થતું થતું બોડમાં ગયું. વાઘ પીઠ ફેરવીને ઊંઘતો હતો. વરુએ બોડમાં વાઘને ઓળખ્યો નહિ. તેણે તો હરણ ધારીને, તેની ઉપર પંજો માર્યો. વાઘ તો ભૂખ્યોર થયેલો, તે આ પંજાના ઘાથી ખિજવાઇ ઊઠ્યો અને એક સપાટે, વરુને સાફ કરી નાખ્યું. ડોસો ખુશ થતો થતો ઘરે

ગયો. ડોસો ડોસી ખુશી થયાં. ખાઈપીને તાજાં થયાં. પછી ડોસો પેલા વાઘને મળવા ગયો. વાઘ તો બીજી બોડમાં હતો, ને પેલી બોડમાં અજગર હતો. અજગર ઊંઘતો હતો. અજગર તે ડોસાના અવાજથી જાગ્યો ને બોલ્યો.

અજગર-"ડોસા ડોસા, તને ખાઉં."

ડોસો-"હું તને એક સરસ શિકાર બતાવું; ને શિકાર ન મળે તો મને ખાજે."

અજગર ચાલ્યો; પેલા વાઘની ગુફામાં ડોસો તેને લઇ ગયો, વાઘ ઊંઘતો હતો. અજગરે જોયા વિના, વાઘ પર તરાપ મારી, વાઘ જાગ્યો; વાઘે અજગરને મારી નાખ્યો. ડોસો ખુશ થતો ઘેર આવ્યો. એના ગામના રાજાને તેણે બધી વાત કહી; રાજા ખુશ થયો ને ડોસાને મોટી નોકરી આપી. એટલે ડોસો ખુશ થયો, ખાઈપીને મઝા કરી. એક વખત તે શિકાર કરવા નીકળ્યો, રસ્તામાં ચાર વાઘ મળ્યા. ચારે વાઘે ડોસા પર તરાપ મારી પણ ડોસો બચી ગયો, કારણ કે તેણે એવાં તો તીર ચલાવ્યાં કે ચારે વાઘ મરણ પામ્યા; પછી ડોસાએ ખાઈપીને મોજ કરી કેવો પરાક્રમી ડોસો!

---

## દયાળુ રમણ

આ. પોરણ ત્રીજું.

એક હતો છોકરો. તેનું નામ રમણ હતું. તે બહુ જ ગરીબ હતો. તેને રહેવા એક નાની સરખી ઝૂંપડી હતી. તેનાં માબાપ ઘરડાં અને આંધળાં હતાં. તે રોજ, ઇલેક્ટ્રીક લોકલ ગાડીમાં મુસાફરી કરતા લોકો પાસે, સુંદર ગાયનો સંભળાવીને પૈસા માગતો. તેનો સૂર બહુ મધુર અને બધાને સાંભળવો ગમે તેવો સરસ હતો. રમણ ગાયનો ગાય એટલે લોકો તે સાંભળીને ખૂબ આનંદ પામતાં. ખુશ ખુશ થઈ જઇને તેને પૈસો, બે પૈસા દાનમાં આપતા.' આમ તે આશરે 'એક રૂપિયો ભેગો કરતો. એક રૂપિયો મળે એટલે તે વધારે લોભ કરતો નહીં', મળેલા પૈસામાંથી તે અનાજ લાવતો, ખાવાનું બનાવતો અને ત્રણે જણ સાથે બેસીને તે ખાતાં.

એક દિવસ રમણ ભીખ માગવા શહેરમાં ગયો, ત્યાં એચીંતું હુલ્લડ ફાટી નીકળ્યું. લોકો આમતેમ નાસભાગ કરવા લાગ્યા; કેટલાક બૂમો પાડવા લાગ્યા. રમણ જે ડબ્બામાં બેઠેલો હતો તેમાંથી લોકો ઊતરીને બહાર દોડી ગયા. દોડવામાં અને પોતાનો જીવ બચાવવાની ઉતાવળમાં ગાડીમાં એક બે વર્ષનો છોકરો પ્લેટફોર્મ ઉપર પડી ગયો. રમણ વહેલો વહેલો તેની મદદે દોડ્યો. પેલા છોકરાને તેણે ઊંચકી લીધો. રમણ તેને પોતાને ઘેર લઈ ગયો. તેને દોડતાં દોડતાં માથાં ઉપર

એક પથ્થર વાગ્યો, છતાં હિંમત ન હાર્યો. સલામત રીતે, રમણ છોકરાને ઘેર લઈ આવ્યો, તેને દૂધ પાયું, તેને રડતો શાંત કર્યો. છોકરો હસવા-રમવા માંડ્યો. પછી રમણે માથે પાટો બાંધ્યો.

રમણ આજે જે કાંઈ કમાયો હતો તે પૈસાનું તે દૂધ લાવ્યો હતો. તેનાં માબાપ અને તે ભૂખે પેટે સૂઈ ગયાં. પાંચ દિવસ પછી, શહેરમાં શાંતિ ફેલાઈ: આ બધા દિવસ રમણે પેલા નાના સુંદર છોકરાને દૂધ આપ્યું હતું. પોતાના પેટ પર કાપ મૂકીને થોડા પૈસા બચાવેલા તે તેણે દૂધ લાવવામાં વાપર્યા. કેવો ભલો, પરગજુ છોકરો! શહેરમાં શાંતિ થયા બાદ, રમણ પોલીસચોકીએ ગયો. પેલા છોકરાનાં માબાપ તે દિવસે પોલીસચોકી પર તપાસ કરવા ગયાં. પેલો છોકરો પોતાની માને જોઈ ખુશખુશ થઈ ગયો; તેણે હાથ પહોળા કરીને માને પાસે બોલાવી; માનું હૈયું આનંદ ભરાઈ ગયું.

છોકરાનાં માબાપ ઘણાં જ ધનવાન હતાં. તેઓ રમણને મોટરમાં બેસાડી પોતાને ઘેર લઈ ગયા. તેનો ખૂબ ઉપકાર માનવા લાગ્યા. તેમણે રમણને રૂ. ૫૦) નું ઇનામ આપ્યું. રમણે તે પૈસા લઈ, પેલા નાના ઘાયલ થયેલા છોકરાને આપી દીધા. માબાપે રમણને પૈસા લેવા બહુ સમજાવ્યો પણ રમણે તે ન જ લીધા.

શેઠ તો ઉપકારનો બદલો વાળવા માગતા હતા. શેઠે રમણને અને તેના અંધ માતપિતાને પોતાના બંગલામાં જ રહેવા માટે, એક ઓરડી આપી. રમણ હવે ભીખ માગવા જતો નહીં. શેઠ તેને તેમ કરવા દેતા નહીં. શેઠે એને અંગ્રેજીની પબ્લિક સ્કૂલમાં ભણવા મૂક્યો. રમણનો બધો ખર્ચ શેઠ આપતા. રમણ ભણવામાં બહુજ હોશિયાર હતો. એક વર્ષમાં, તો તેણે માસિક રૂ. ૧૨ાા ની (સ્કોલરશીપ) છાત્રવૃત્તિ મેળવી લીધી. શેઠનો ભાર હળવો થયો. રમણ ભણીગણીને ઘણોજ હોશિયાર થયો. બી. એ. થયા પછી, રમણ શેઠની મિલમાં મેનેજર થયો. આજે રમણ મેનેજર તરીકે ગરીબોની સેવા કરે છે, તેમને ઘણી જ મદદ કરે છે.*

*(અનિલ દેસાઈ, ઊર્મિલા માસ્તર, લલિત પટેલ, ઉષા દેસાઈ, નવનીત ગાંધી, દિનેશ કાપડીઆ, વિનોદ શાહ અને છોટુભાઈ પટેલ—આ બધાંએ ભેગા કહેલી વાર્તા.)

---

## બાળક, શિક્ષક અને સમાજ

અમૃતલાલ શિવરામ ભટ્ટ
સેકન્ડ પ્રાયમરી ટ્રેઇન્ડ.

આજનો વિદ્યાર્થી-બાળક એટલે ભવિષ્યનો નાગરિક, દેશનો સૈનિક, રાષ્ટ્રની સાચી દોલત. તેને અપાતી કેળવણી, તેના શારીરિક અને માનસિક વિકાસ પ્રત્યે, જે દેશ બેદરકાર રહે તેનો

વિનિપાત બહુ દૂર નથી.

આજના બાળ સ્વરૂપે ફરતાં ભૂલકાંમાં કેટલાક દેશના નેતા, રાજપુરુષો, કેળવણીકારો, કવિઓ અને યુગપુરુષો હશે. તેને કોણ ઓળખી શકે છે?

દરેક બાળકનાં સ્વભાવ, બુદ્ધિ, હિંમત અને ગુણો એકસરખાં હોતાં નથી. તેમના સદ્‌ગુણનો વિકાસ કરવામાં અને દુર્ગુણો દૂર કરવામાં શિક્ષક અને સમાજ કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે જોઈએ.

'આત્મા' અજર-અમર છે, તેનો કદી નાશ થતો નથી. છતાં તે દેહ ધારણ કરીને કર્મો કરે છે; તે વારંવાર દેહ બદલે છે. આજનો બાળક પહેલાં આ સૃષ્ટિ ઉપર ન હતો એમ આપણાથી કહી શકાય નહિ. એટલે કે આત્મા ભલે દેહ બદલે પરંતુ પૂર્વજન્મના સંસ્કારો કંઇક અંશે તેમાં રહી જાય છે. તે વાતની આપણા વેદો, અને પુરાણો સાક્ષી પૂરે છે. એટલે બાળક નાનપણથીજ તેના પૂર્વજન્મનાં સંસ્કારોનું પ્રાગટ્ય તેની રમતગમતમાં, વિદ્યાભ્યાસમાં અને વક્તૃત્વકળામાં, નાની આવૃત્તિ રૂપે રજૂ કરે છે.

બાળક જ્યારે માતાના ઉદરમાં હોય છે ત્યારે, માતાના હૃદયમાં ઊઠતા સારા માઠા વિચારોની છાયા બાળકના કુમળા માનસ ઉપર અંકાય છે. ધર્મભાવના અને ઉચ્ચ ચારિત્ર ધરાવતી માતાને પેટે ભાગ્યે જ કુલાંગાર, દેશદ્રોહી, દુષ્ટ પુત્ર જન્મ્યો હશે. એટલા માટેજ આપણાં શાસ્ત્રોમાં ગર્ભવતી માતાઓને ગીતા, રામાયણ, અને મહાભારત જેવાં, ધાર્મિક અને વીરત્વનાં પુસ્તકોનું મનન કરવા સુંદર ઉપવનોમાં ફરવા, આનંદમાં રહેવા કહેલું છે. જ્યારે હૃદયને આઘાત લાગે તેવા અવાજો ન સાંભળવા કે સુણાવવા, વાસી કે અતિશય ગરમ ખોરાક ન લેવા અને નબળા વિચારો ન કરવા કહેલું છે કારણ કે એક મીણનાં પૂતળાં ઉપર નાની સરખી ટકોર પણ અંકાઇ જાય છે. બાળક આ અવસ્થાએ બહુજ કોમળ હોઈ માતાને મળતાં પોષણ અને વિચારો તેના જીવનને ઘડે છે. એટલા માટેજ મહાન નેપોલિયને કહ્યું છે, કે

> 'કહે નેપોલિયન દેશને કરવા આબાદાન
> સરસ રીત તો એ જ છે કે દો માતાને જ્ઞાન.'

જે દેશની માતાઓ કચડાએલી, અક્ષરજ્ઞાનથી વિમુખ હશે તે દેશની પ્રજા સદાને માટે ગુલામ, બળહીન અને બુદ્ધિહીન હશે એટલું ચોક્કસ છે. હજાર સારા ગુરુ કરતાં એક સદ્‌ગુણી માતા વધુ સુંદર કામ કરી શકે છે.

બાળક પાંચ વર્ષનું થતાં સુધી ઘર અને શેરી એ એની શાળા છે. તે અવસ્થાએ બાળક આંખ અને કાનદ્વારા શિક્ષણ મેળવે છે. તે જે જે દૃશ્યો જુએ છે, જે જે વાત સાંભળે છે તેની છાપ કેમેરા અને રેકર્ડની માફક તેના મગજ ઉપર પડે છે અને ધીમે ધીમે, જોયેલાં દૃશ્યોનું અને સાંભળેલા શબ્દોનું, તેની રમતગમતમાં અને સામાન્ય વાતચીતમાં, પ્રાગટ્ય કરે છે. સારા અગર નઠારા તેના નિર્દોષ જણાતા વર્તનને માતાપિતા આ અવસ્થાએ બાળચેષ્ટા તરીકે ગણી તેને હસી કાઢે તો તે ગુણો દિનપ્રતિદિન વૃદ્ધિ પામી આખરે તેના જીવનમાં તે પચી જાય છે. માટે સદ્‌ગુણોને પોષવા અને દુર્ગુણોને દબાવવાની કાળજી, કેળવાયેલાં માતાપિતા જ લઇ શકે છે બાળક આખા દિવસ દરમ્યાન, જો વધુમાં વધુ સમય આશ્રય શોધતું હોય તો તે માતાનો જ છે. છતાં બાળકના જીવનઘડતરમાંથી પિતા પણ છેક જ મુક્ત રહી શકતો નથી. પિતાના ગુણો દેહની સાથે-વારસામાં ઉતરેલા હોય છે જ. બાળકને સ્વચ્છ ખોરાક, સ્વચ્છ હવા સંપૂર્ણ ઊંઘ મળતાં તે આનંદથી કલ્લોલ કરતું જણાય છે. માંદલું બાળક સ્વભાવે ચીડિયું અને શરીરે કંગાલ અને આખો વખત રડવામાં જ રચ્યુંપચ્યું રહે છે. પાંચ વર્ષની ઉંમર સુધીમાં તો બાળક ઘરમાંથી, ગામમાંથી અને શેરીનાં બાળકો પાસેથી ઘણી વાતો શીખી લે છે.

૭ વર્ષ પછી તેને પ્રાથમિક શાળાનાં પગથીઆં ચઢવાનાં હોય છે. બાળક સ્વતંત્ર હવામાંથી આ પાંચિયાર ઓરડામાં આવતાં એક પ્રકારની ગભરામણ અનુભવે છે, તેને પળેપળે નાસી છૂટવાની વૃત્તિ થાય છે, કારણ તેને કોઇ કામ ફરજ પાડીને કરવાનું કહે તો તેને તે ગુલામી સમજે છે અને ગુલામી કોઇને પ્રિય હોય તેવું જાણવામાં આવ્યું નથી. ખરી રીતે, તેને રમવાનું અને રમતાં રમતાં કામ કરવાનું ખૂબ પ્રિય લાગે છે, નવું નવું જોવું, તેના વિષે જાણવું, એની નકલ કરવી એ તેને ખૂબ પ્રિય છે. એટલા માટેજ મૉન્ટેસોરી પદ્ધતિ રમત ઉપર રચાયેલી છે. બાળક પૂછે છે, શિક્ષક તેને માર્ગદર્શન કરે છે. પ્રાથમિક શાળામાં બાળકને બહારની દુનિયાની રમતો રમવા મળે તે હિતાવહ છે.

બાળક નાનું હોય છે તે વખતે તે કોઇને પોતાનું ગણતું હોય તો તે માતાને જ. તેની દુનિયા ફક્ત "ઘર"માંજ પૂર્ણતા પામે છે. ઉમ્મરની વૃદ્ધિ સાથે તેનું ભૌગોલિક જ્ઞાન વધતું જાય છે. તે માતા, પિતા, ભાઇ, બહેન સિવાય બીજા ઘણાના પરિચયમાં તે આવે છે અને પોતાના અનુભવે પોતાના અને પરાયાના ભેદ પાડે છે.

બાળક શીખવામાં નબળો રહે તો તેને માટે શિક્ષકને લોકો જવાબદાર ગણે છે. તે બાબત સત્યથી તદ્દન વેગળી છે. એક માળી છોડના વિકાસ માટે યોગ્ય ખાતર, યોગ્ય જમીન અને જરૂરી પાણી પાઇ યોગ્ય ભૂમિકા તૈયાર કરે છે. તેવી જ રીતે શિક્ષક બાળકની જિજ્ઞાસાવૃત્તિને-પોષીને તેના વિકાસના માર્ગને સરળ બનાવે છે. બાકી વર્ગના દરેક બાળકને શિક્ષક એક સમાન

ધોરણથી પાઠ આપે છે. પરંતુ દરેક બાળકની ગ્રહણશક્તિ એકસરખી હોતી નથી, તેમની બુદ્ધિનો વિકાસ એક સરખો થયેલો હોતો નથી. તેથી જ આજે શિક્ષણની બાબતમાં સઘળે અસમાનતા જોવામાં આવે છે.

બાળક જે સમાજમાં રહેતો હોય તેના સામાજિક રીતરિવાજો, બાળકની આર્થિક પરિસ્થિતિ, તે જે વાતાવરણમાં રહેતો હોય ત્યાંની પરિસ્થિતિ અને વંશાનુગત બુદ્ધિનો ભાગ તેના જીવનને ઘડે છે.

બુદ્ધિશાળી બાળક બચપણથી જ અનુપમ કૌશલ્ય દાખવી કેટલીક વાર શિક્ષકોને પણ મુગ્ધ કરી દે છે અને ભવિષ્યના તેના ઉજ્જવળ ભાવિની કલ્પના કરાવી દે છે. તેનાં દૃષ્ટાંતો, સ્વ. ટિલક સ્વ. ગોખલે, સ્વ. ગાંધીજી, સ્વ. રાજચંદ્રજી, તેમજ સ્વ. સુભાષચંદ્ર બોઝ, શ્રી. વીર જવાહર, શ્રી. સરદાર પટેલ વગેરે અનેકનાં જીવનચરિત્રો જોવાથી જણાઈ આવશે.

આપણો દેશ હવે સ્વતંત્ર છે. તેના ઘડવૈયાઓને દેશનાં બાળકોની ઉન્નતિ થાય તો જ દેશની આઝાદી ટકી રહે એ સત્ય સમજાતું જાય છે. ભારતનો પ્રાચીન કાળનો આથમેલો સુવર્ણયુગ ફરીથી પૂર્ણકળાએ પ્રકાશે તે માટે બાળકેળવણીમાં સરકાર ખૂબ રસ લઈ રહી છે. ગામડે ગામડે એક પણ માણસ અક્ષરજ્ઞાન રહિત ન રહે તે માટે પ્રાથમિક શિક્ષણ ફરજીઆત બનવાનું છે. દેશનો દરેક યુવાન દેશનો સૈનિક બને અને તે માટે દરેક બાળકનાં શરીર સુંદર અને સુદૃઢ બને તે માટે ફરજીઆત લશ્કરી તાલીમ આપવા સરકાર વિચારી રહી છે. તે પ્રશંસાપાત્ર છે. ખરેખર જ્યારે દેશની દોલતનો ઉપયોગ વ્યક્તિગત સ્વાર્થને બદલે ભાવિ પ્રજાને ઘડવાના અર્થમાં થશે ત્યારે દેશનો સિતારો દુનિયાભરમાં ચમકતો થશે તે વાત ચોક્કસ જ છે.

આજની બાળકના ઘડતરમાં સારા અગર માઠા સંસ્કારો સિંચવામાં સમાજ અને શિક્ષક કરતાં પણ બહુ વધુ ભાગ આજે રજૂ કરવામાં આવતી ફિલ્મોએ ભજવ્યો છે. ગુલામી અવસ્થામાં ભલે તે પ્રત્યે આંખમીચામણાં કરી આપણી સાથે આપણાં બાળકોને એ નશો ભલે કરાવ્યો. પરંતુ આજના આપણા સ્વતંત્ર ભારતમાં એ પ્રેમલા-પ્રેમલીનાં શબલાં બાળપ્રજાને કદી જ બતાવી શકાય નહિ. તેને માટે તો વીરત્વની, સ્વદેશભક્તિની ભાવનાના, કર્તવ્યનિષ્ઠા અને બલિદાનના આદર્શો રજૂ કરે તેવી વાર્તાનાં ચલચિત્રો તૈયાર કરાવી ગામે ગામે શાળાઓમાં બાળકોને બતાવવામાં આવે તોજ આપણે ગુલામીના પંકમાંથી બહાર આવ્યા એમ લેખાશે. બાકી તો આપણી માનસિક ગુલામી જ્યાં સુધી નીકળી નથી, બદલાઇ નથી ત્યાં સુધી તો આપણે અંગ્રેજોએ વારસામાં આપેલી ગુલામીના વારસદાર છીએ તેની કોઇનાથી ના કહી શકાય તેમ નથી. જય હિંદ.

---

# સાંધેલાં હૈયાં

વનરાજ કરસનદાસ ભાટિયા
ધોરણ ૭ મું

"બેટા ! એક જ ટીપું પાણીનું દે. બસ એક જ ટીપું." તાવમાં તડફડતો મેઘો લવી ઊઠ્યો.

"બાપુ, વૈદ ના પાડી ગયા છે," બેટાએ નરમાશથી જવાબ આપ્યો.

"ફક્ત એક જ ટીપું. મારો જીવ બહુ મુંઝાય છે," મેઘાએ કરગરતી આંખો ફેરવતાં કહ્યું. જવાબ ન મળ્યો. બધે શાંતિ પથરાઈ હતી. અંધારાનું સામ્રાજ્ય જામ્યું હતું. બહાર જવાનો પગરવ સંભળાયો.

"બેટા ! દ્વાર ના મેલતો. હુલ્લડનો બહુ ભો છે," બાપાએ પગરવ સાંભળી કહ્યું.

"બાપુ ! તમ તમારે સુઇ જાવ ને. હું હમણાં આરે (પાસે) જઇને આવું છું."

મેઘા અને 'જીવા' એ બાપદીકરા વચ્ચેનો પ્રેમ અજબ હતો. હાલ તો સંસારમાં તેમનું કોઇ નહોતું. બાપ દીકરાની આશાએ જીવતો હતો. પહેલાં તો મેઘાને પાંચ પુત્રો હતા પણ બધાં એક પછી એક ચીરનિદ્રાધીન થયા. આ એક જ બાકી રહેલો. પોતાનું સર્વસ્વ જતું જોઇને તેને લાગી આવ્યું અને તે બોલી ઊઠેલો, "મારું બધું ગયું પણ એક તું જ જીવ્યો." આમ પ્રેમથી પોતાના પુત્રને 'જીવો' કહી બોલાવતો. તેના પર મેઘાને અપાર મમતા હતી. સંજોગવશાત્ મેઘો હમણાં તાવમાં ટળવળતો હતો. ..

એ સમયે હિંદમાં ઠેરઠેર કોમી રમખાણ થાતું હતું. 'જય હિંદ' અને 'જય પાકિસ્તાન'ના નાદો બધે ગૂંજતા હતા, છરીઓ ઉછળતી હતી, આગો પ્રગટતી હતી અને આ ફાની દુનિયા છોડીને જતા નિર્દોષ લોકોના આર્તનાદો હવામાં ઓસરતા જતા હતા.

બધા લોકો બી ગયા હતા. ઘરની બહાર નીકળતા એટલે લોકોના જાન જોખમમાં આવતા. ઘેરથી નીકળેલો માણસ જ્યાં સુધી જીવતો જાગતો પાછો ન આવે ત્યાં સુધી બધાંનાં મન ઊંચાં રહેતાં. આવે સમયે જીવો પોતાના બાપને મૂકીને બહાર નીકળ્યો. ચારેકોર શાંતિ હતી.

'જય હિંદ' અથવા 'જય પાકિસ્તાન'નો અવાજ ક્યારેક ઊઠતો હતો. સિપાઇની લાઠીનો ઠબકાર ક્યારેક સંભળાતો હતો. ત્યાં દૂરથી 'જય પાકિસ્તાન'નો કર્કશ અવાજ આવ્યો. જીવાને પણ અવાજ કરવાનું મન થયું. તેણે 'જય હિંદ'નો જવાબ વાળ્યો.

બે પળ નહિ વીતી હોય ત્યાં 'ખચ'ના અવાજ સાથે જીવો નીચે પડયો. તેના શરીરમાં છરીનો ઘા પડયો હતો, તેમાંથી લોહીની ધારા વહેવા લાગી. બાપુને સાદ પાડતો તે બેભાન બન્યો.

* * * * *

મેઘો તાવમાં તરફડતો હતો. પોતાના બહાર ગયેલા પુત્રના જ વિચારમાં હતો. દિલ કહેતું હતું કે કંઈક ખોટું થાય છે. ડાબી આંખ ફરકી. અશુભની નિશાની વર્તાઈ. મેઘાના અંગમાં ભયંકરતાની ધ્રુજારી પસરી. ત્યાં પોતાના નામની બૂમ સાંભળીને તે ચમકયો. એ જીવાનો અવાજ હતો.

"મારો જીવો કયાં છે ? એ મારી આશાનો તારક" કહેતોક મેઘો ઊભો થઈને બહાર આવ્યો. ખડકી તરફ દોડયો. 'જીવા'ની બૂમ બધે ફેંકી પણ પડઘા સિવાય કંઈ નહોતું. શરીરમાં તાવ ધીકતો હતો. શકિત નહોતી. જેમ વખત જતો હતો તેમ હૃદયમાં ચીરા ઊઠતા હતા.

'એક...જ...ટીપું પાણીનું" દૂરથી શમતો અવાજ આવ્યો. તે દિશામાં તે દોડયો. અને રસ્તામાં કંઈક અટવાતાં પડયો. એ હતો 'જીવો'.

"કોણ જીવો !" અંધારામાં આંખો પહોળી કરીને જોવા તેણે પ્રયત્ન કર્યો. "આ ભીનું ભીનું શું છે ?" શરીર પર હાથ ફેરવીને બોલ્યો. બધી સમજણ પડી ગઈ હતી. માથા પર જાણે વજાઘાત થયો. "શા માટે ત્યાં ગયો હતો ? ના નહોતી પાડી ?" આમ કહીને શરીર હચમચાવ્યું. "તરસ...પાણી,...એક જ" જીવાના છેલ્લા શબ્દો જાણે બોલાતા ન હોય.

"જીવા, ઓ જીવા." જવાબ નહોતો. પણ અવાજથી આજુબાજુના ત્રણચાર પાડોશીઓ ભેગા થયા. પાડોશીઓએ અરેરાટી છોડી, અને મેઘા પર પ્રશ્નોની ઝડી વરસાવી મૂકી. મેઘા પાસે જવાબ નહોતો. એક પાડોશી આગળ આવીને જીવાને તપાસીને બોલ્યો, "હજુ જીવે છે; દવાખાને લઈ જાવ"

'પણ ત્યાં કોણ જાશે ?'

'મરવું નથી'. પાડોશીઓની વાણીધાર છૂટવા લાગી. આવાં વચનો મેઘાનાં હૃદયમાં ચીરા પાડતાં હતાં. દવાખાનું તો સામે હતું. પેલે પાર પાકિસ્તાની હદમાં લઈ જવું એટલે જીવ સટાસટનો મામલો.

'શું કામ મોકલ્યો ? બુઢ્ઢામાં અક્કલ નહોતી કે આવા કટાણે છોકરાને મોકલ્યો ? એક પાડોશી તડૂકયો. પાડોશીઓ વિખેરાતા હતા. જીવાની છેલ્લી ઘડીઓ હતી. મેઘાએ જીવાને ઊંચકયો અને ચાલ્યો પેલી પાર. દોટ મૂકતાં એ પોતાના પાંચ પુત્રો જે ચેહમાં સૂતા હતા તેને યાદ કરવા લાગ્યો.

ચારેકોર અંધારું હતું. રસ્તા શુન્યવત્ હતા. થોડે થોડે દૂર મ્યુનિસિપાલિટિના દીવાઓ ઝૂલતા હતા. ત્યાં દૂરથી 'જય પાકિસ્તાન'નો નાદ સંભળાયો. મેધાને તેની પરવા નહોતી. ત્યાં સામેથી 'જય હિંદ'નો અવાજ આવ્યો.

ખલાસ. ગેરસમજમાં એક છરી આ મેધાની પીઠ પર આવીને પડી અને મેધો નીચે પડયો. લોહીની ધારા ચાલી અને ધૂળમાં મળતી જતી હતી. તે બેભાન બન્યો અને લવી ઊઠયો, "બેટા જીવા, પાણીનું એક જ ટીપું દે; બસ, એક જ ટીપું. છેલ્લો શ્વાસ લઇને તે ચિરશાંતિ પામ્યો.

દૂરથી વળી એક વાર 'જય હિંદ' અને 'જય પાકિસ્તાન'નો નાદ ગુંજી વળ્યો.+

(+મહાવીર ગૃહના હસ્તલિખિત અંક 'મુકુલ'માંથી)

---

## સાગરને ખોળે

દાઉભાઈ કાનજીભાઈ ભાડેલા
ધોરણ સાતમું.

૨૦ મી ઑક્ટોબરે અમને દિવાળીની રજા મળી. આ રજા ચાર અઠવાડિયાની હતી. અમે સર્વે વિદ્યાર્થીઓ પોતપોતાને ગામ ગયા. હું પણ મારે ગામ દમણ ગયો. સાથે મારો મિત્ર મુકુંદ પણ હતો.

બીજા બધા ઘેર ગયા બાદ બીજાં ગામો તથા ઐતિહાસિક શહેરો જોવાં ગયા હશે, પરંતુ હું તો દમણમાં જ રહ્યો. આ રજામાં આપણા હિન્દુ ધર્મના ઘણા તહેવારો આવે છે. બધા વિદ્યાર્થીઓએ તે આનંદપૂર્વક ઉજવ્યા હશે. મેં પણ એમાં ઓછો આનંદ મેળવ્યો ન હતો. પરંતુ એના કરતાં તો મને અમારું વહાણ 'કાશીપ્રસાદ' હંકારવા જવામાં વધારે આનંદ પડયો હતો. એ આનંદ કોઇ ઓર હતો. મારી ઘણા વખતથી વહાણ હંકારવા જવાની ઇચ્છા હતી. જયારે અમારાં વહાણો હંકારાય છે તે સમય દરમ્યાન, મારા અભ્યાસને લીધે મારે મારા ગામથી બહાર જ રહેવું પડતું હતું.

એ વહાણ દમણથી નવાગોવા બંદર જવાનું હતું. પિતાશ્રીએ ટંડેલને ૨૪ મી ઑક્ટોબરની રાતે ખાવા માટે આમંત્રણ આપ્યું. અમે સૌએ ટંડેલ સાથે ખાણું લીધું. આ સમયે મારું પણ નવાગોવા જવાનું નક્કી થયું. ટંડેલ વિદાય લઇ ઘેર ગયા. અમારી બધી વસ્તુઓ તૈયાર હતી,

બાની રજા ન હોવા છતાં પિતાશ્રીએ કબૂલ રાખ્યું એટલે અમે તૈયાર થયા. ર૫મીની વહેલી સવારે અમો ઊઠ્યા. અમારા ટંડેલ પણ આવી પહોંચ્યા. ટંડેલને યોગ્ય સલાહ આપી ચાંદલો કરી નાળિયેર આપ્યું. એક નાની હોડીમાં બેસી અમો વહાણ પર ગયા. બધા ખલાસીઓ પણ આવી ગયા હતા. અમો વહાણ પર ચઢીને વહાણના તૂતક પર બેઠા.

ટંડેલે વહાણ પર ચઢતાં ખલાસીને લંગર ઉપાડવા હુકમ કર્યો. ખલાસીઓ એકી સાથે દોરડા ખેંચવા લાગ્યા. તેઓ અભાવણી ( દોરડા ખેંચતી વેળા ગવાતું ગીત ) ગાતાં હતા. તેઓ પ્રભુને મદદ કરવા પ્રાર્થના કરતા હતા. એવામાં સૂર્યદેવે પૂર્વદિશામાં કિરણો ફેલાવ્યાં. ટંડેલની આજ્ઞા અનુસાર, ખલાસીઓએ સઢને છૂટા કર્યા. એ સમયે ભૂખરવા (જમીનની લહેર) ચાલુ હતી. અમારાં વહાણો સાગરમાં ઝંપલાવ્યું. બીજી બાજુ પૂર્વમાં સૂર્યદેવ એનાં કિરણોથી વહાણને આશા આપી રહ્યા હતા. આ વખતનું દૃશ્ય ઘણું સુંદર લાગતું હતું. વહાણના એક પછી એક એમ પાંચ સઢ ચઢવા લાગ્યા (બે મુખ્ય સઢ, એક મીરઝમ, એક પુરસલ, અને એક ગાફલ) વહાણનો સુકાની હોકાયંત્ર સાથે સુકાન પકડી બેઠો હતો. ખલાસીઓ બીજે ગામ જવા માટે ઉત્સુક જણાતા હતા, વહાણ દીવાદાંડી પાસેથી પસાર થયું. દીવાદાંડી પાસેનો ધ્વજ શુભેચ્છા વ્યક્ત કરતો લાગતો હતો. એવી જ રીતે વહાણ પર ફરકતો ધ્વજ એનો આભાર માની રહ્યો હતો.

વહાણ બારામાંથી સાગરમાં પ્રવેશ્યું. આ જગ્યાએ પાણીમાં ખૂબ લાંબી ફીણવાળી રેખા દેખાવા લાગી. આ સમયે મારા પિતાશ્રી તથા સગાંઓ આપના સાથે આવેલા માણસો હોડીમાં ઊતર્યા અને તેમની શુભેચ્છા વ્યક્ત કરી ઘર તરફ રવાના થયા. હવે સમુદ્રના નવા અનુભવો અમને થવા લાગ્યા. વહાણ ચાલતું હોય ત્યારે પાછળ પાણીમાં પટ્ટા પાડે છે એ જોવાની ખરેખર ખૂબ મઝા પડી. અમો બારાથી છ સાત માઇલ દૂર ચાલી ગયા ત્યાંથી બારું ખૂબ નાનું લાગતું હતું, અને ઘરો તો દેખાતાં જ બંધ થઇ ગયાં હતાં. બાળક પોતાના માતાના ખોળામાં રમે તેમ અમારું વહાણ સમુદ્રના ખોળામાં રમવા લાગ્યું. વાયુદેવ અમને દૂર દૂર હંકારી જતા હતા. ધીમે ધીમે બારું પણ દેખાતું બંધ થઇ ગયું. ચારે તરફ પાણી અને ઉપર આકાશ એ સિવાય બીજું કાંઇ ન હતું, સુકાની યુક્તિથી સુકાન આમ તેમ ફેરવી વહાણને આગળ ધપાવ્યે જતો હતો. વહાણને પણ પોતાનો સાથીદાર સમુદ્ર મળવાથી સરસ રીતે તે વહી જતું હતું.

બીજે દિવસે ચંદ્ર પૂર્ણ કલાએ પ્રકાશતો પૂર્વ દિશામાં આવ્યો. એક બાજુ સૂર્યદેવ ક્ષિતિજમાં અસ્તાચળે જઈ રહ્યા હતા અને બીજી બાજુ ચંદ્રનો ઉદય થયો હતો. આ સમયે પૂર્વ દિશા કઇ હશે એ પણ થોડીવાર ન જાણી શકાયું. આમ જ્યારે સાગર ઉપર હોઇએ ત્યારે કુદરતનો આનંદ માણી શકાય છે. થોડી વારમાં સૂર્યદેવ ક્ષિતિજમાં મળી ગયા, ચન્દ્ર એના ઠંડા શાંત પ્રકાશથી

સમુદ્રને ચકચકિત કરવા લાગ્યો. રાત્રી રમણીય ને શાંત હતી. અને આખો સમુદ્ર ચાંદીના રસ જેવો બની ગયો હતો. આવા પાણી પર અમારું વહાણ સરતું હતું. આ વખતનું દૃશ્ય અતિ આહ્‌લાદક હતું. કોઇ કલાકાર હોય તો એનું ચિત્ર તૈયાર કરે અથવા કવિ કાવ્ય લખી નાખે, પરંતુ હું તો મારા દિલના ઉંડાણ અંદર જ સમાવીને બેસી રહ્યો. પાણીનાં મોજાંને લીધે ચંદ્રનો પ્રકાશ પાછો ફેંકાતો હતો. હાલતાં પાણીનાં મોજાં પર નાચતાં ચંદ્રનાં કિરણો ઝગમગતા તારા સમા દેખાતા હતાં. કુદરતના ખોળે જ સાચો આનંદ પામી શકાય. મુંબઇ જેવા શહેરના કૃત્રિમ જીવનમાં તે ક્યાંથી મળી શકે ?

દમણથી નવાગોવા છસોથી સાતસો માઇલ છે. અમો એટલી મજલ આઠ દિવસમાં કરી હતી. પવન અમારી તરફેણમાં હતો એટલે પહેલા ચોવીસ કલાકમાં તો અમે મુંબઇના બારા સુધી આવી ગયા હતા. બાકીના સાત દિવસોમાં અમારે કેટલેક સ્થળે રોકાવું પડયું તો કેટલીક વાર પવનની અનુકૂળતા પ્રમાણે રાત્રે પણ વહાણ હંકારવામાં આવતું. રસ્તે અમને કેટલાંક વહાણો મળતાં, સાધારણ રીતે તેમને સવાલ પુછાય છે, "તમો ક્યાંથી આવો છો ?" શું ભર્યું છે ? ક્યાં જવાના છો ?" "ખૂબ દૂરથી આવીએ છીએ અને ખજાનો ભર્યો છે." એમ રિવાજ પ્રમાણે જવાબ મળતો હતો. આઠ દિવસ પછી, અમે નવાગોવાના બારામાં દાખલ થયા. અમારા હર્ષનો પાર ન રહ્યો.

આમ, વહાણની આનંદભરી પહેલી મુસાફરીમાં મેં ઘણા અનુભવો મેળવ્યા. આનંદ એ જ જીવનસંગીત છે, એની પ્રાપ્તિ એ જ જીવનકલા છે. આવી મુસાફરી જીવનને કેટલું ભર્યુંભર્યું બનાવે છે !



# આપણો ધર્મ

બાળક બહુ ચપળ (active) હોય છે. એનું વિકાસ પામવા મથતું મન તેમજ શરીર થનગનાટ કરી રહ્યાં હોય છે. શિક્ષક, માબાપ વગેરે સૌએ એના એ થનગનાટનો વિરોધ ન કરતાં એને આવિષ્કૃત થવા માટે યોગ્ય વાતાવરણ રજા કરી એને સાહાય્ય કરવી જોઇએ તેમજ ઉત્સાહ આપવો જોઇએ, ઘણી વેળા બાળકને 'શીખવી' દેવાની વૃત્તિથી આપણે એને દબાવીને એના વિકાસનો અવરોધ કરીએ છીએ, બાળકની આંતરડી ઘણી વેળાં બોલી ઊઠે છે કે 'મને બહુ' મારી જાતે જ ફરવા દો.'

શ્રી. ધીરુભાઈ દેસાઈ,

# "કેવો ગાંડો છોકરો!"

ચંદુલાલ હેમરાજ બેરાઈ
ધોરણ પાંચમું.

ઘણાં વર્ષો પહેલાંની વાત છે. રશિયા અને જાપાન વચ્ચે ભયંકર યુદ્ધ ખેલાતું હતું. બન્ને એક બીજાના કટ્ટા દુશ્મન બન્યા હતા. કોઈવાર જાપાની સૈન્યો રશિયા પર આક્રમણ કરતાં, તો કોઇ વાર રશિયન સૈન્યો જાપાન પર આક્રમણ કરતાં. આ રીતે બન્ને-વચ્ચે સંહારલીલા રમાઈ રહી હતી.

રશિયામાં પર્વતની તળેટીએ એક નાનું સુંદર ગામડું વસેલું હતું. ત્યાં કેટલાક રશિયન કુટુંબો રહેલાં હતાં. આ ગામડામાં રશિયન સૈન્યનું મથક રાખવામાં આવ્યું હતું. જાપાની સૈન્યો કેટલાય વખતથી આ મથક કબજે કરવા મથી રહ્યાં હતાં. પરંતુ રશિયન સૈન્યો તેમને ખૂબ બહાદૂરીથી પાછાં ઠેલતાં હતાં. આ રીતે જાપાનીઓ નિષ્ફળ જતા.

ગામડામાં વસતાં કુટુંબોમાં એક ભરવાડનું સુખી કુટુંબ પણ રહેતું હતું. આ કુટુંબમાં કુલ પાંચ માણસો હતા. તેમાં એક નાનો બારેક વર્ષનો છોકરો પણ હતો. આ છોકરો આખા કુટુંબમાં સૌથી લાડકો હતો. તેના લટકાથી સૌ મુગ્ધ બનતા. તેના ખાલખાલાટથી સૌ હસતા. આ રીતે આ છોકરો આખા કુટુંબમાં માનીતો થઈ પડયો હતો.

સવાર પડે, સૂર્ય ઊગે અને પિતા પોતાના પુત્ર સાથે ગાયો તેમજ બીજા પ્રાણીઓ ચરાવવા પહાડ પર ચઢે. કુદરતના ખોળે ઉછરેલો આ છોકરો ખરેખર મજબૂત અને સુંદર હતો. તેના કંઠમાં કુદરતે ખરેખર સુંદર સંગીત મૂક્યું હતું કુદરતે તેને તિક્ષ્ણ બુદ્ધિ આપી હતી. આટલો અનુભવી આ છોકરો એના પિતાને ખૂબ જ ઉપયોગમાં આવતો.

હવે તો તે પંદર વર્ષનો થયો. સવાર પડે અને આ છોકરો હવે એકલો જ ગાયો ચરાવવા જવા લાગ્યો. ઝાડની ડાળીએ બેસી બંસીને બદલે મોઢેથી જાતજાતના અવાજો કાઢવા લાગ્યો. ગાયોને કેમ પાછી બોલાવવી, પક્ષીઓના અવાજ મોઢેથી કેમ કાઢવા તેનો તે અભ્યાસી થયો. કોઇ જગ્યાએથી કોયલ ટહૂકે તો તરત જ તે પણ તેના જેવો જ અવાજ કાઢતો. ત્યારે કોયલ પણ ડોક ઊંચી નીચી કરી જોતી કે 'આ વળી કોનો અવાજ હશે!' એમ કોયલને પણ મુગ્ધ બનાવે એવો તેનો કંઠ હતો.

ચોમાસું બેસે અને મોર ટહૂકા કરે, ત્યારે તે પણ તેવી જ જાતના ટહૂકા બોલાવતો. રાત

પડે કે ઘુવડ કે ચામાચીડિયાના અવાજો કરી લોકોને તે ગભરાવતો. આમ આ છોકરો ઘણો જ રમતિયાળ અને કસાયેલો બન્યો. તે પોતાના પિતા પાસેથી ફક્ત લખતાં, વાંચતાં જ શીખ્યો. તેના દિલમાં દેશાભિમાન પેદા થયું. દેશ માટે મરી ફીટવાની તેનામાં હિંમત આવી.

વખત જતાં તેણે તે ગામને સૈન્યમથકે જઈ સૈનિક તરીકે પોતાનું નામ નોંધાવ્યું. ત્યાંના વડાએ તેને પૂછ્યું કે 'તું આટલો નાનો વળી સૈનિક તરીકે શું કામ કરી શકીશ ?' ત્યારે તેણે હિંમતભેર કહ્યું કે 'મારાથી જેટલું કાર્ય થઈ શકશે તેટલું કાર્ય કરવા હું હંમેશાં તત્પર બનીશ.' પેલા વડાએ આ છોકરાની આટલી હિંમત અને બુદ્ધિ જોઈ કંઈ કામ લાગશે એમ ધારી તેનું નામ નોંધ્યું.

વખત જતાં, એક દિવસ જાપાની સૈન્યો આ ગામડા પર ચઢી આવ્યાં. ઓચિંતા હુમલાથી સૌ નાસભાગ કરવા લાગ્યા. ભયની સીટી વાગી. ગામના સૈનિકોએ જાહેર કર્યું કે 'સૌ કુટુંબો આ પહાડ પાછળ ચાલ્યાં જાઓ, નહિતર તમારા જાન ભયમાં છે.' થોડી વારે સારૂં ગાજતું ગામ ઉજ્જડ બન્યું. સૌ જાન બચાવવા પહાડ બાજુ દોડયા.

સૈનિકોમાં પેલો છોકરો પણ કામ કરી રહ્યો હતો. તેણે સર્વ સૈનિકોને કહ્યું કે તમે સૌ પણ ત્યાં સંતાઈ જાઓ. જાપાની સૈન્યો મોટી સંખ્યામાં છે અને આપણે થોડા છીએ, પણ જ્યારે હું મોરના ટહુકા બોલાવું ત્યારે તમે તરત જ આવી, જાપાનીઝ સૈન્યો પર તૂટી પડજો. બીજા ટહુકા પર ધ્યાન ન આપજો. મારી ફીકર ન કરશો.

આખું રશિયન સૈન્ય પહાડ પાછળ શિસ્તબદ્ધ ઊભું. જાપાનીઓ ભૂખ્યા વરુઓની જેમ ગામડાં પર તૂટી પડયા. પરંતુ આખા ગામમાં કોઈ માણસનું નામનિશાન નહિ. ક્યાંક અવાજ નથી, ક્યાંક પક્ષીઓ દેખાતાં નથી, ક્યાંક માણસ દેખાતા નથી. આ બધું જોઈ જાપાનીઓ સમજી ગયા કે રશિયન સૈન્ય ચેતીને પહેલેથી જ નાસી ગયું છે. જાપાનીઝ સરદારે પોતાના સૈન્યને ઊભું રાખ્યું અને બેસવા માટે રજા આપી.

પેલો છોકરો ક્યારનો આ બધું જોઈ રહ્યો હતો કે જાપાનીઓ શું કરી રહ્યા છે. અંતે તેણે કોયલના ટહુકા બોલાવવા માંડ્યા. કેટલાક જાપાનીઓ ચમક્યા કે 'આવા વેરાનમાં કોયલ ક્યાંથી?' પછી તો છોકરો ઝાડ પર બેસી ખૂબ જોરથી ટહુકાઓ કરવા લાગ્યો. ત્યારે જાપાનીઓની નજર ઉપર ગઈ કે આ કોયલ નથી પણ કોઈ છોકરો અવાજ કાઢે છે ત્યારે તેઓએ તેને નીચે ઊતરવાની ઈશારત કરી અને તે એક જ કૂદકે સામે આવી ઊભો.

જાપાનીઝ સરદારે તેને રશિયન ભાષામાં પૂછ્યું કે ગામના લોકો ક્યાં ગયા છે? ત્યારે તેણે આસ્તેથી શિયાળના જેવો અવાજ કાઢ્યો અને બધા જાપાનીઓ હસવા લાગ્યા. વળી પેલાએ પૂછ્યું કે 'રશિયન સૈન્ય ક્યાં ગયું છે? ત્યારે છોકરાએ કોયલનો લાંબો ટહુકો કર્યો, ત્યારે બધા સમજ્યા કે આ કોઇ ગાંડો છોકરો લાગે છે. ચાલો, આપણે પાછા ફરીએ, ફરી મોડા જોઇ ચડાઇ કરશું અને તેઓ ઉજ્જડ ગામના રસ્તે પાછા ફરવા તૈયાર થયા. તેમની આશા અધૂરી જ રહી. મોટી મોટી આશાના કિલ્લા જમીનદોસ્ત બન્યા અને તેઓએ પાછી કૂચ શરુ કરી.

ત્યાં તો પેલા છોકરાએ જોર જોરથી કોયલના ટહુકા બોલાવ્યા અને હાથ ઊંચો કરી જાણે જાપાનીઝ સૈન્યને વિદાય આપતો હોય તેવા દેખાવો કરવા લાગ્યો. જાપાનીઓ હસતાં હસતાં જવા લાગ્યા. પછી તો કોઇ તેની સામે જોતું પણ નહિ. તેઓ તો એમ જ સમજ્યા કે આ કોઇ ગાંડો છે તેથી સૌ તેને અહીં મુકી ગયા છે.

જાપાનીઝ સૈન્ય પહાડથી થોડે દૂર ગયું કે તરત જ પેલો છોકરો નિશાની મુજબ જોર જોરથી મોરના ટહુકા કરવા લાગ્યો. પહાડ પાછળ સંતાયેલું રશિયન સૈન્ય ચુપચાપ બહાર નીકળ્યું અને આસ્તેથી પીછે હઠ કરી રહેલા જાપાનીઝ સૈન્ય પર તૂટી પડ્યું અને ખૂનખાર લડાઇ થવા લાગી. આખરે જાપાનીઝ સૈન્ય હાર્યું અને શરણે આવ્યું. રશિયનોનો વિજય થયો. કોનાથી? પેલા ગાંડા છોકરાથી જ! કેવો ગાંડો છોકરો!



## તૂટેલું

ઠાકોરલાલ દયાળજી નાયક.
ધોરણ ૭ મું.

"તૂટેલું" શબ્દ જોતાંજ ઘણાને એમ થશે કે આ કોઇક પ્રેમની વિગત પર લખેલો લેખ હશે, પરંતુ એવું નથી. પાંચ છ મિત્રો હતા. તેમની મૈત્રી એવી હતી કે કોઇની પણ હિંમત નહોતી કે જે એ લોકોની મિત્રાચારી પર કાપી ધા લગાડી શકે.

મૈત્રી કોને કહેવી? અંગ્રેજીમાં કહ્યું છે, કે "A Friend in need is a friend indeed." એ જ પ્રમાણે દુઃખ વખતે જે મદદ કરે તે જ ખરો મિત્ર. अमित्रस्य कुतः सुखम्। એ નિયમને અનુસરીને દરેકને મિત્ર તો હોવોજ જોઇએ. ગુજરાતીમાં કહેવત છે, "સોબત તેવી અસર." એટલે મિત્ર એવો હોવો જોઇએ કે જેની પાસેથી આપણને કંઇક નવું જાણવાનું મળે.

આપણા કરતાં તે મોટો કે નાનો હોય તો પણ તેની પાસેથી કંઈક પણ ગ્રહણ કરવાનું હોય છે જ. દરેકમાં કોઈક તો સારો ગુણ હોય છે જ. સારા ગુણો ગ્રહણ કરી તેને જીવનમાં ઊતારવા પ્રયત્ન કરવો જોઈએ.

પાંચ છ મિત્રોની આ ટૂકડી હતી. બધાં એકબીજાથી ચઢી જાય એવા હતા. તેમાં જે બધાંથી મોટો હતો તેને તેમણે 'દાદા'નું વહાલસોયું ઉપનામ આપ્યું હતું અને નાનાને 'બાબો' કહેતા હતા. દાદા ને બાબાની જોડી કોઇ અજોડ હતી. બંનેનાં દિલો એક થયાં હતાં. દાદા થોડા વખતમાં જ ટૂકડી સાથે જોડાયા હતા. બધા મિત્રોનો પરિચય એમણે મેળવ્યો નહોતો. પરંતુ બાબાનો એને સારો પરિચય હતો અને એટલા જ ખાતર એ આ ટૂકડી સાથે જોડાયા હતા.

સૂર્યોદય થયો. મૈત્રીરૂપી દૈવી વિમાનમાં ઊડીને આ પોતાના સુખી દિવસો વિતાવવા લાગ્યા. સૂર્યોદય થયા પછી જેમ જેમ સૂર્ય પ્રખર થતો જાય છે તેમ તેમ આ મિત્રોની મૈત્રી પણ પ્રખર થઈ ગઈ. એકબીજાને જોયા વગર ખાય પણ નહિ. દિવસમાં આ ટૂકડી એક વખત તો ભેગી થવાની જ અને તે વખતે કોઇ ઓર આનંદ જામે.

આ ટૂકડીની છાપ કોઇને પણ થાય એમાં નવાઇ નથી. પરંતુ કોઇની બોલવાની હિંમત ચાલે નહિ. પાછળ બધાં બોલે; પરંતુ હાથીની પાછળ હજારો કૂતરાં ભસ ભસ કરે તેમાં હાથીનું શું જાય ? એમ આ લોકો આંખ આડા કાન કરીને ચાલ્યા જાય. કોઇને જવાબ જ આપે નહિ. "ન બોલ્યામાં નવ ગુણ" એ પ્રમાણે શાંત ચિત્તે સાંભળ્યા કરે.

નદીના પાણીના તટ પર મૈત્રીરૂપી નાવ ચાલી જતી હતી. ધીમી ધીમી ગતિએ હોડી આગળ અને આગળ જતી હતી. હજારો નાનાં મોટાં મોજાંઓને ગણ્યા વગર તે પ્રગતિ સાધી રહી હતી.

માણસને અનેક પરીક્ષામાંથી પસાર થવું પડે છે. કુદરત મનુષ્યની પરીક્ષા ઘડીએ ઘડીએ અને પળે લે છે. પરંતુ હિંમતથી માણસ એનો સામનો કરે તો તે સહેલાઇથી પાર થઈ શકે છે અને જો તે એનો માર્ગ ચૂકે તો તેને માટે આ પૃથ્વી પર રહેવા માટે સ્થાન પણ નથી. દુઃખમાં હિંમત રાખી તેનો સામનો કરવો એજ મનુષ્યનું કર્તવ્ય છે. ગાડીના આરાની માફક સુખ પછી દુઃખ આવ્યા જ કરે છે.

આ મિત્રોને પણ અનેક પરીક્ષામાંથી પસાર થવું પડયું. હિંમત ન હારતાં એમણે મુશ્કેલીનો સામનો કર્યો. આમાંથી એક મિત્ર છૂટો પડી ગયો, એટલે પાંચ જ મિત્રો રહ્યાં. 'પંચ ત્યાં પરમેશ્વર' એમ માની અમે અમારા વિખૂટા પડેલા મિત્રને આશ્વાસન આપી વસમી વિદાય લીધી.

મૈત્રીનો આ તેજસ્વી દીપક જળી રહ્યો હતો. અત્યારે એનો મધ્યાહ્ન હતો. પૂર્ણ રીતે આ દીપક પોતાની જ્યોતથી પ્રકાશ આપી રહ્યો હતો. હમેશાં માણસ પર સુખ આવે ત્યારે સામટું જ આવે છે, અને તેવી જ રીતે દુઃખ પણ એકી સાથે જ આવે છે. બાબા અને દાદાની પ્રીતિ અખૂટ જામી હતી. સમુદ્રને પાર કરી સ્વર્ગમાં જવાની તેમની તમન્ના હતી. આશા અમર છે, એને લીધે આશા રાખી આ મિત્રો દિવસો ગુજારે રાખતા હતા.

એક દિવસ એવો આવ્યો, કે જે દિવસે બીજા બે મિત્રો પણ વિખૂટા પડયા. એક બાજુ આમ અંધારૂં થતું હતું. પરંતુ દીવા પાછળ અંધારૂં જ હોય છે. પારકાની ઇર્ષાને લીધે આ મિત્રો ભોળવાયા, બીજાઓએ આ લોકોને ચઢાવ્યા. અમારા વિષે ખોટું ખોટું ભેરવ્યું એટલે ભોળપણને લીધે આ મિત્રો તેમની જાળમાં ફસાણા અને અમારી મૈત્રીનો તેમણે ત્યાગ કર્યો. સંતોષસુખ માનીને હિંમતથી અમે સહન કર્યું. પોતાની મા અથવા બાપ મરી જાય અને જેટલું લાગે તેટલું જ આજે અમને લાગ્યું. અશ્રુથી આંખ ભરાઈ ગઈ. મુશળધાર વરસાદ આંખમાંથી વરસ્યો, આંખો બંધ પડી ગઈ. વિચારમાં ને વિચારમાં થોડા દિવસો ગુજાર્યા. શું કરવું તેની સમજ પડતી નહોતી. ઇશ્વરને ઠપકો આપતાં પણ ડર લાગે. પાછો વિચાર કર્યો કે ત્રિપુટીએ મૈત્રી જારી રાખવી. અસ્તવ્યસ્ત થવાની અણી પર હતા પરંતુ સરદાર વલ્લભભાઈની માફક દાદાની અક્કલ દોડી અને ત્રણે જણે સંપીને ચાલી મૈત્રીરૂપી દીપકને વધારે પ્રગતિશીલ કરવાની ધગશ રાખી, સત્યના માર્ગ પર પ્રયાણ કર્યું. મૈત્રીરૂપી હોડી ચાલી જતી હતી. નદીને પાર કરી સંગમ પાસે આવી. દરિયો વિકરાળ દેખાતો હતો. હિંમત ચાલતી ન હતી, નદી અને દરિયાના સંગમ આગળ તોફાન હોવાથી વિચારને ચગડોળે આ લોકો ચઢયા. આગળ જવું કે ન જવું. એકવાર સત્યનો માર્ગ લઈ તેને મૂકી દેવો એ પણ યોગ્ય ન હતું. સત્યનો માર્ગ કષ્ટથી ભરેલો છે. એ માર્ગમાં આનંદ માણવા મળતો નથી. પરંતુ જ્યારે આ માર્ગને શિખરે પહોંચીએ છીએ ત્યારે શાશ્વત સુખ મેળવીએ છીએ. આથી આ જ માર્ગે પ્રયાણ કરવાનો એમણે પણ વિચાર કર્યો.

ત્રિપુટી દિવસે દિવસે પ્રગતિ સાધી રહી હતી. સંગમ આગળ હોડી વમળમાં ફસાઈ. મહા-મહેનત કરવા છતાં પણ નીકળી ન શકી. આખરે એક ગયો! કયાં ગયો? શું થયું? તેની સમજ પડતી નહોતી. શા માટે ગયો તેની પણ ખબર નહોતી. કારણ જાણવાજ ન મળ્યું. દાદાની આંખમાં અશ્રુ ઊભરાયાં. ગતસ્મરણો યાદ આવ્યાં. છમાંથી ફક્ત હવે બે જ રહ્યા હતા. જોડને ખોડ નહિ. પરંતુ ચાર ચાર મિત્રોને વળાવ્યા પછી, મિત્રને લાગે જ એમાં કંઇ અતિશયોક્તિભર્યું નથી. દાદા રડયા. ખૂબ રડયા. દુઃખસાગર તેમજ શોકસાગરમાં તે ડૂબ્યા. શોકગ્રસ્ત હૃદયે દાદા બાબા પાસે ગયા. વાતો કરી. બંને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા. બધાને સમજ પડતી નહોતી કે શું થયું; દુઃખથી

ઘેરાયેલું એમનું ભારી હૃદય ખોલી શકતું નહોતું. માણસો સમજાવવા લાગ્યા. પરંતુ કોઈની વાત એમને ગળે ન ઉતરી. રુદન બનાવીને ઈશ્વરે એક મોટું હથિયાર આપ્યું છે. રડયા પછી માણસનું હૃદય હલકું થાય છે. આંસુ સારવાં બંધ કરી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. હજી બે છે એમ માની આગળ પ્રગતિ સાધવા માંડી. દાદા હોશિયાર ખરા. એમને પ્રતીતિ થઈ ગઈ કે આ બે મિત્રો પણ એક દિવસ જૂદા પડવાના છે. શોકમાં ને શોકમાં દિવસો પસાર થવા લાગ્યા.

સંગમને વટાવી પ્રશાંત સાગરમાં વાર્તાવિહારે હોડીએ પ્રગતિ સાધી. દાદા ને બાબાની જોડી જામી હતી. પરંતુ બંને શોકમય રહેતા હતા. ગતસ્મરણો યાદ લાવી લાવીને આંસુ સારતા હતા. હિંમત રાખી આગળ પ્રયાણ કર્યું.

*પ્રસંગ જતાં—વખત જતાં—બંનેનાં હૃદય ખાલી થઈ ગયાં. બંને, જાણ્યા એકબીજાથી* જૂદા પડવા લાગ્યા. પરંતુ દાદા એમ છોડે તેમ ન હતા. દાદાએ બાબાને ખૂબ સમજાવ્યો. મૈત્રીરૂપી કળશ અખંડ રાખવાની પ્રતિજ્ઞા કરી.

હજી બીજા માણસોને આ જોડીની અદેખાઈ આવતી હતી. દાદા પાસે બોલવાની કોઈની હિંમત નહોતી; પરંતુ તેમણે ભોળા બાબા પાસે આવીને, દાદા વિરુદ્ધ કાન ભંભેરવા માંડયા. બાબાને કંઈ પણ અસર થતી નહોતી. પરંતુ ભોળું બાળક કેટલું સહન કરે? બાબો સહન ન કરી શકયો. તે વિચારસાગરમાં ડૂબ્યો. દાદા પાસે તે દોડી ગયો. પરંતુ દાદાને પણ ભૂત ભરાયું હતું. પૂતળાંની માફક બંને ઊભા હતા, બોલતા નહોતા, જીભ ઉપડતી નહોતી. હૃદય ભરાઈ આવવાથી દાદા રડી પડયા.

બાબાની સ્થિતિ જુદી થઈ. તેણે દાદાને કટુ વચનો કહી તેને હલકા પાડયો. પ્રશાંત સાગરને વિતાવી હોડી ભયંકર મોજાંઓની અગડાઈને ડામાડોળ થતી હતી. તે ગુરુત્વ મધ્યબિન્દુ ગુમાવવાની અણી પર હતી, અને આખરે——ગુમાવ્યું. કટુ વચનો રૂપી મોજાંઓએ દાદાને ઉગ્ર બનાવ્યા. ક્રોધાયમાન થઈ બાબાને પણ તેટલા જ જોરથી કટુ વચનો તેમણે કહ્યાં. બંનેની મિત્રાચારી તૂટી. હોડી ડૂબી ગઈ. કવિએ ગાયું છે.

"ઘોડો ભાંગ્યો ઠેકતાં, મન ભાગ્યું કવેણ<br>
મોતી ભાગ્યું વીંધતાં, નહિ સાંધો નહિ રેણ."

હૃદય તૂટયાં. વમળમાં ફસાયેલી હોડી સદાને માટે દરિયામાં ડૂબી ગઈ. ખરાબ વચનોથી તૂટેલાં હૃદયો એક ન થઈ શકયાં. ધીરે ધીરે છતાંયે એક પણ મિત્ર ન રહ્યો.

દાદાએ વિચાર કર્યો. પરંતુ પાણી વહી ગયા પછી પાળ બાંધવાનો અર્થ નથી. દાદાને પસ્તાવો થયો. દાદાનું સ્વપ્ન ખરૂં પડયું. હૃદય ભાંગ્યું. દાદા રડયા. તૂટેલાં હૃદયે, દાદાએ બીજાનાં હૃદયને પણ તોડયાં. દાદાનું તૂટેલું હૃદય..........

ઇશ્વર ! શું મિત્રો વચ્ચે આવુંજ બને છે ? મિત્રો હોય તો એવા હજો કે જે મૈત્રીરૂપી કળશ સદાકાળ અભંગ રાખે.



## એક યાદગાર અકસ્માત

વનરાજ ચરણદાસ રૈપરાણી
ધોરણ સાતમું.

પ્રભાત થયું. સૂરજદાદા ધીરે ધીરે ઉપર આવવા લાગ્યા. હું પથારી તજી ઊભો થયો. દાતણ-પાણી ઇત્યાદિનું કામ પતાવી હું ચા પીવા બેઠો. અને There's many a slip between the cup and the lip પ્રમાણે, હું જેવો રકાબીને હોઠે અડાડવા ગયો તે જ વખતે ટપાલી આવી મને તાર આપી ગયો અને હું રકાબી નીચે મૂકી તાર વાંચવા બેઠો. મારું હૃદય ધબકવા લાગ્યું. હું જલદીથી તાર વાંચવા બેઠો. તેમાં મને કલકત્તા આવવા લખ્યું હતું. મેં તારની પહોંચ ઉપર સહી કરી. મેં નોકરને નાવા માટે પાણી કાઢવા કહ્યું અને ઝડપથી ચા પી લઈ મેં બિસ્તરા તૈયાર કર્યા. સારા નસીબે મારા એક મિત્ર પણ કલકત્તા જવાના હતા અને તેમની સાથે મને જગા મળી ગઇ.

હું વિમાનઘર પર પહોંચ્યો. વિમાનઘર પર બીજા ઘણાં નાનાં મોટાં વિમાનો હતાં. ત્યાં એક સુશોભિત ઉપવન હતું. તેમાં સુંદર રંગબેરંગી પુષ્પો હતાં. ઘણા મધુકરો તેમાંથી મધુપાન કરતા હતા. તે પુષ્પોની સુગંધ નાકને અને તેનો રંગ આંખને આનંદ આપતાં હતાં. ત્યાં મેં રાસબરી વડે જીવને પણ સંતોષ આપ્યો. થોડા વખતમાં મને ત્યાંની ઑફિસમાં બોલાવવામાં આવ્યો ત્યાં મારા સામાન ઉપર તે વિમાન કંપનીનો બિલ્લો મરાયો. ત્યાર પછી મને વિમાનમાં દાખલ થવા કહેવામાં આવ્યું અને મેં તે પ્રમાણે કર્યું. હું બારી પાસેની સીટ ઉપર બેઠો. થોડી વારમાં ધુ...ર...ર...ર અવાજ કરી, થોડા આંટા મારી વ્યોમમાં તે ચઢવા લાગ્યું. થોડી વારમાં અમે વાદળાં ઉપર સવાર થઈ ગયા.

આકાશ સ્વચ્છ હતું. એક પણ વાદળું આકાશમાં ન હતું. તેથી અમારૂં વિમાન સડસડાટ કરતું અડચણ વિના જઈ રહ્યું હતું. તેથી અમને બધા ઉતારૂઓને તેમજ પાઇલોટને એમ હતું કે

અમે કલકત્તા વખતસર પહોંચી જઈશું. પણ માણસનું ધાર્યું કંઈ થાય છે?

થોડી વારમાં હજાર નેત્રવાળો ઈંદ્ર પોતાના વાદળાંઓની સવારી લઈને અમારા તરફ ચઢી આવતો જણાયો. સૂર્યનાં કિરણો તેમના ઉપર પડવાને લીધે વાદળાં રૂપેરી લાગતાં હતાં. પાઇલોટના મોઢા ઉપર વિષાદ છવાયેલો જોઈને બધા ઉતારૂઓમાં પણ ગભરાટ ફેલાયો અને થોડા વખતમાં જ જોરથી પવન ફૂંકાવા લાગ્યો, વિમાન ડગમગવા લાગ્યું. સાથે સાથે પાઇલોટ અને ઉતારૂઓનું દિલ પણ ડગમગવા લાગ્યું. આખરે જોરથી ફૂંકાતા વંટોળિયાએ આકરૂં સ્વરૂપ ધારણ કર્યું. પાઇલોટ વિમાન કઈ તરફ જતું હતું તેનું અનુમાન ન કરી શક્યો. વળી સામે એટલું બધું અંધારૂં ફેલાઈ ગયું હતું કે સામે શું છે તે પણ સમજી શકાતું ન હતું. વિશાળ કુદરત સામે અમારૂં એ બચુકડું વિમાન વધારે વખત સુધી ન ટકી શક્યું અને જોરથી ફૂંકાતા પવનને લીધે ચક્કર ચક્કર ફરવા લાગ્યું, તેથી પાઇલોટ સમતોલપણું ન જાળવી શક્યો. વિમાન નીચે ને નીચે આવતું ગયું. અને આખરે રેતીમાં પટકાઈ પડ્યું. અમે બધા બેભાન બની ગયા. હું તે અવસ્થામાં કેટલી વાર રહ્યો તેની મને ખબર નથી, પણ આશરે અડધો કલાક રહ્યો હોઈશ. પછી હું મહામહેનતે ઊભો થયો. મેં બારીમાંથી જોયું તો સુંદર સ્વચ્છ આસમાની આકાશ મારી નજરે પડ્યું. પણ તે સૌંદર્ય જોવાનો મને વખત ન હતો. હું જલદીથી બારીમાંથી કૂદકો મારી વિમાનની બહાર કૂદી પડ્યો. મને સખત ભૂખ લાગી હતી. મેં આસપાસ નજર કરી, તો ચારે તરફ માત્ર રેતીના જ દર્શન થયાં. પછી મેં વિમાન તરફ નજર કરી તો તે રેતીમાં ઘૂસી ગયું હતું. પછી હું બારી વાટે પાછો વિમાનમાં ગયો. મેં આજુબાજુ નજર કરી તો બધાય ઉતારૂઓ મૂર્છામાં નજરે પડ્યા. મેં વોટર બેગમાંથી થોડું પાણી કાઢી બધા ઉતારૂઓના મોઢા ઉપર છાંટ્યું. આથી કેટલાકની મૂર્છા વળી અને તેઓ ઊભા થયા. અમારે અંગે ઉઝરડા પડ્યા હતા. છતાં અમે મહામહેનતે રેતીમાં ઘૂસી ગયેલા વિમાનનો આગલો ભાગ બહાર કાઢ્યો. આથી તે વિમાનનો પાછલો ભાગ જમીન ઉપર પડ્યો અને વિમાન સીધું થઈ ગયું. તેનો આગલો ભાગ તૂટી ગયો હતો. અમે પાયલોટની તપાસ કરી, તો ત્રણ પાયલોટમાંથી એક મરી ગયો હતો, બીજાને ખોપરીમાં ઊંડો જખમ થયો હોવાથી તેની પણ જીવવાની આશા ન હતી, પણ ત્રીજો બચી જાય તેવી સ્થિતિમાં હતો. ઘણી સારવાર કરી છતાં બીજો પાયલોટ બચ્યો નહીં, અને અમને દુઃખમાં છોડી તે પરલોકમાં ગયો. મને થોડું થોડું અંગ્રેજી આવડતું હતું, તેથી મેં પાયલોટ પાસેથી વિમાન બાબતની સર્વ હકીકત મેળવી લીધી. તેણે વાયરલેસ તરફ આંગળી ચીંધી, એટલે તે શું કહેવા માગતો હતો તે હું જાણી ગયો અને મેં વાયરલેસ હાથમાં લીધું. મને પહેલાં કંઈ પણ ખબર પડી નહીં. પણ પાછળથી ઘણી મહેનત પછી હું વાયરલેસમાં બોલ્યો, "અમારૂં વિમાન તૂટી પડ્યું છે, માટે જલદી આવો." અડધા કલાકમાં પાસેના વિમાનઘર- પરથી બે વિમાનો આવી પહોંચ્યાં. તેમણે વધુ સમય ન બગાડતાં, ઘાયલ માણસોને પાસેનાં વિમાની મથક પર ખસેડ્યા અને ત્યાંથી અમને હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યા.

મેં કલકત્તા તાર કરી મારા મિત્રોને બધી બાબતોથી વાકેફ કર્યા. કલકત્તાથી મારા મિત્રે મને ત્યાં આવવા તાર કર્યો. પણ ડૉક્ટરે મારી તબિયત ગંભીર હોવાથી, મને જવાની ના પાડી. આખરે એક મહિના પછી મને છૂટો કરવામાં આવ્યો અને હું કલકત્તા ગયો.

હજી હું વિમાન જોઉં છું ત્યારે મને તે પ્રસંગ યાદ આવે છે અને મને બચાવી લેવા માટે હું પ્રભુનો પાડ માનું છું.

---

## અષાઢની રાત

દિનકરરાય દુર્લભજી રાવલ
ધોરણ છઠ્ઠું.

મધુર રજની હતી. ચાંદનીના દિવસો હતા. ચંદ્ર હજી પૂરો વિકસિત થયો ન હતો. તારા પણ હજી પૂર બહારમાં ખીલ્યા ન હતા. એ સમયે, ગગનમાં અચાનક કોઈ ચઢી આવ્યું. ચંદ્ર અને તારકમંડળોનાં કોમળ શરીરો આવા જુસ્સાદાર આક્રમણનો સામનો ન કરી શક્યાં અને દબાઈ ગયાં.

ધીરે ધીરે આ આક્રમણ વધતું ગયું અને આખરે સમસ્ત ગગનમાં પોતાનું સામ્રાજ્ય તેણે જમાવ્યું. ચંદ્ર અને તારકમંડળોને તેણે પૃથ્વીથી દૂર કર્યાં. પૃથ્વીથી આ વિયોગ સહન ન થયો, એને આ આક્રમણ ઘણુંજ કરુણ લાગ્યું પણ પોતે લાચાર હતી. આજે એ વિયોગિની બની હતી. એને ગયેલા દિવસો યાદ આવવા લાગ્યા. ત્યારે ચંદ્ર તો ગગનમાં વિહરતો અને રૂપેરી પછેડીમાં પૃથ્વીને જોઈ એ ફક્ત હાસ્ય જ કરતો. પૃથ્વીનું મન એ મૃદુ હાસ્યથી આનંદમાં આવી જતું અને એને નીરખવામાં જ, એનું મૃદુહાસ્ય ઝીલવામાં જ પૃથ્વીની આખી રાત્રી વહી જતી. પણ હવે એ દિવસો ફરી આવશે નહિ એનોજ વિચાર પૃથ્વી કરતી હતી, ત્યાં એક ભયંકર અવાજ થયો. એ અવાજ ઉપરથી જ આવ્યો હતો. ગગનમાંથી જ આવ્યો હતો. "ગગનોદ્યાનમાં ખીલતાં ચંદ્રકમળને અને તારક પુષ્પોને ખૂંદી નાખતા આ આક્રમણકાર કોણ હશે ? આવા ભયંકર અવાજ શા માટે કરતા હશે ! શાંતિથી સૂતેલી મારી આ પ્રજાને આવા ભયંકર અવાજોથી શા માટે ભય પમાડતા હશે ! ખરેખર એ કોઈ દુષ્ટ હોવો જોઈએ." આવા આવા વિચારો કરતી એ પૃથ્વી અંધકારની ગાઢ પીછોડી ઓઢી, શાંતિથી નિદ્રા લેવા મથતી હતી. પણ આજે તે શાંત રીતે નિદ્રા લઈ શકે એમ ન હતું. જેવી તે નિદ્રા લેવા જતી હતી ત્યાં તેનાં અંગો ઉપર ઝીણાં ઝીણાં બિંદુઓ ટપકવા લાગ્યાં પૃથ્વીના મનમાં વિચાર આવ્યો "અરે, આ બિંદુઓ ક્યાંથી ટપકવા લાગ્યાં ? શું ખરેખર આ કોઈના આંસુ હશે ?" ત્યાં ફરી પહેલાના જેવી જ ભયંકર ગર્જના આવી અને એ સાથે જ એ બિંદુઓની

ધારા વહેવા લાગી. પૃથ્વીની એ ધારણા ખરી હતી.

આ નવા જ પરણી આવેલાં દંપતી હતાં. એ બન્નેનાં નામ પણ કેવાં હતાં! મેઘ અને વાદળી. આ જોડું સુખી ન હતું. પિતાએ જબરજસ્તીથી મેઘ જેવા પ્રૌઢ માનવી સાથે એના વિવાહ કર્યા અને એ મેઘ પોતાની પત્નીના ઉપર ગુસ્સે થતો. કદી એને મારતો પણ ખરો. આજે એ વાદળીના ઉપર તેને ઘણો ગુસ્સો થયો હોય એમ લાગતું હતું કારણ કે એ ભયંકર અવાજ કરતો હતો. વાદળી અવાજેથી ડરતી પણ લાચાર હતી.

આખરે ગર્જના કરીને થાકી ગયેલો મેઘ વાદળીને મારવા લાગ્યો. વાદળીથી આ માર સહન ન થયો અને એની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં. એ આંસુઓ ધરતીની છાતી પર પડવા લાગ્યાં. ધરતી ધ્રૂજી ઊઠી. ત્યાં અચાનક એક ઝબકારો થયો. ધરતીની આંખો અંજાઈ ગઈ. પણ એ સાથેજ એના અંગ ઉપર એ વાદળીની આંખોમાંથી નીકળતી આંસુઓની ધારા વહેવા લાગી. મેઘ કેટલો દુષ્ટ હતો! પોતાની પત્નીનાં આંસુથી પીગળવાને બદલે એ વધુ ઉશ્કેરાયો. વિજળીથી એનાં અંગો ઉપર માર મારવા લાગ્યો.

આવો માર સહન કરતી એ વાદળી મૃત્યુની જ રાહ જોઈ રહી હતી પણ મૃત્યુ રસ્તામાં પડ્યું ન હતું. આખરે એ દુઃખદ રાત્રી આવી રીતે માર ખાઈને અને આંસુ વહાવીને પસાર થઈ ગઈ. સવારમાં સૂર્ય દેવનાં કિરણોથી મેઘનો ગુસ્સો શાંત થયો અને એ મૂઢ બની ગયો. થોડા સમય માટે વાદળીની આંખો આંસુ વગરની બની; પણ ધરતીની આંખે આંસુની ધારા જ વહેતી હતી અને એ ધારા સાગરને જઈ મળતી હતી.

---

## બાપુનું ઘડિયાળ

નટવરલાલ મોરારજી પટેલ
ધોરણ ચોથું.

પૂ. બાપુજીના અવસાન પછી, દેશ ભરમાં ૧૩ દિવસ શોક પાળવામાં આવ્યો. બાપુજીના દુઃખદ અવસાનથી પીડિત બનેલું મારું મન એક રાત્રે સ્વપ્નામાં મને દિલ્હી લઈ ગયું. દિલ્હી જઈ હું બિરલાભવન ગયો.

બાપુજી વિના સૂના પડેલા તેમના ઓરડામાં મેં પ્રવેશ કર્યો. મહાત્માજીના ફોટા પાસે દીવો

સળગતો હતો અને બાજુમાં જ ગાંધીજીનો પ્યારો રેંટિયો, તેમની પેન, ચૂંકદાની, પાવડી, ચંપલ, ઘડિયાળ વગેરે પડ્યાં હતાં. ગાંધીજીના અવસાન પછી જળવાઈ રહેલાં બાપુના રોજંદા ઉપયોગનાં આ બધાં સાધનો મુંગા મુંગા રૂદન કરી રહ્યાં હતાં.

આ બધામાં બાપુજીની કમર પર હરહમેશ લટકનાર ઘડિયાળ સાથે મેં વાત કરી. બિચારું કેટલું દુઃખી હતું! બાપુજીની સાથે તેણે વરસો ગુજાર્યાં હતાં. અનેક દેશો જોયા હતા. અનેક મોટાં માણસોની મુલાકાત વખતે પણ સદા તે બાપુજીની કમર પર જ રહ્યું હતું. નોઆખલીના પ્રવાસ પ્રસંગે તેમજ લંડનની ગોળમેજી પરિષદ વખતે બાપુજીના એક અંગ સમા બની રહેવાનું સૌભાગ્ય તેને મળ્યું હતું. દુનિયાના સૌથી મહાન પુરૂષનું ઘડિયાળ બનવા બદલ તેને અભિમાન હતું. અનેક ભક્તજનો ગાંધીજીને ઉત્તમમાં ઉત્તમ ઘડિયાળો ભેટ ધરતાં. પણ બાપુ પોતાના આ પ્યારા ઘડિયાળને છોડી શકતા નહિ અને છેવટે બીજાં ઘડિયાળોને હરિજન ફંડના ફાળામાં ઉમેરાવું પડતું.

મેં તેને ધીરજ આપી કહ્યું અને જણાવ્યું કે હવે તારી કિંમત વધી ગઈ છે. તું સદા બાપુની સાથેજ રહેલું હોવાથી તારી કિંમત લાખો રૂપિયાની થઈ જશે.

મારી આ વાત તેને ન ગમી. તેણે જણાવ્યું કે જે મહાપુરૂષની સાથે તે ફર્યું, જેલોમાં ગયું, અને જેની અંતિમ ઘડી સુધી તે તેમની સાથેજ રહ્યું તેની સાથેજ તેણે પણ દેહત્યાગનો નિર્ણય કર્યો અને જાહેર કર્યું કે બાપુના હાથ વડે દેવાયેલી ચાવીની શક્તિ પૂરી થયા બાદ તે કોઈના હાથથી ચાલુ થનાર નથી. બાપુના મૃત્યુ બાદ, બંધ પડેલા હૃદયવાળું તેનું મુડદું ભલે સચવાઇ રહે. બાપુજીના અવસાનની સાથે પોતાનો દેહ પાડનાર માણસોની માફક ગાંધીજી તેને પોતાના મુલાકાતીઓ સાથે વાત કરાવતા, નક્કી કરેલા વખત કરતાં વધુ સમય થાય કે કોઇ મુલાકાતીને દર્શાવતા અને ઘડિયાળ કહેતું, 'ચાલો હવે આપનો વખત પૂરો થયો.' આવા પ્રકારની વાત તે રોજ કરતું. ગાંધીજી સાથે રહી છેવટની વાત તેણે હિંદના નાયબ વડા પ્રધાન શ્રી. વલ્લભભાઈ પટેલ જોડે કરી હતી. તા. ૩૦ મી એ ચાર વાગ્યાથી બાપુજી સરદાર વલ્લભભાઇ પટેલ જોડે વાત કરતા હતા. પાંચ વાગતાં બાપુએ તેને હાથમાં લઈ શ્રી. પટેલને પ્રાર્થનાનો વખત થયાનું જણાવ્યું હતું.



# મહાબળેશ્વર

શ્રી. દુર્ગેશ શુક્લ

ઘેરી ઊભાં શિખર શિર ઉત્તુંગ ચોપાસ કેવાં !
લીલાં પર્ણે ખચિત તરુના ઝુંડ ડોલંત રૂડાં.
ને વાયુની સુખદ અલકાથી વહે લહેરખી ન્હા !
ઠંડા મીઠા કલરવ કરંતા વહંતા ઝરા હાં.

સામે શો ગૌરવ ગઢ[1] શિવાજીતણો ભવ્ય ઊભો
આવ્યો કેરો વિમલ ભગવો ફરફરંતો શું ઝંડો !
ધારે શોભા રવિ ઉદય ને અસ્તની ધીર કેવો !
'બ્હેતા થાયે ઝરણ વરષાકાળું આવ્યે' કહેતો. ૨

રાત્રી સૂની, ગહન પથરાઇ રહે ભવ્ય શાન્તિ,
ઝંપી જાયે સકળ ઉરની એષણા કેરી ક્લાન્તિ.
ગાતું થાયે હૃદય મહિમાગીત ભાવે દ્રવંત,
વાતે રાતો વિલય કરતી માનવીગર્વ ક્ષુદ્ર. ૩

ઊંડી ખીણો, સઘન વન પંખી ટહુકે સજીવ.
વેના, કૃષ્ણા, સરિતાજળ જ્યાં કોયનાનાં કવંત.
આ સૌન્દર્યે હૃદય ઠર્યું તારું શું હે ગરુડ,
માળો શોધી મૃદુ હૃદયના મેઘનો તું વસંત ?[2] ૪

---

૧. પ્રતાપગઢ.
૨. શેઠશ્રી. મંગળજીભાઇ મથુરાદાસના બંગલાનું નામ છે;
ગરુડ-માળો (ઇગલ્સ-નેસ્ટ).

'ઇગલ્સ નેસ્ટ,' મહાબળેશ્વર.
૨૩-૩-'૪૮.

# શેતરંજનાં સોગઠાં.

હિંમત ચુનીલાલ કવાવાલા
ધોરણ સાતમું.

ઘણી વખત શહેરના માણસોને એકાંત મળે છે, તે તેમને નથી ગમતું. તેવું જ મારું થઈ ગયેલું. એક વખત મારે કામ અંગે કલકત્તા જવું હતું. ગાડીમાં બેઠો. જેવી ગાડી ઊપડી કે મારા ડબ્બામાં બેઠેલા એક ભાઇ બોલ્યા, "હમ પાકિસ્તાન લેકર હી રહેંગે." તરત જ ખાદીમાં સજ્જ થયેલા એક ભાઇએ મોટે અવાજે કહ્યુ, "અખંડ હિન્દુસ્તાન." ગાડી ઉપડવાની તૈયારીમાં હતી.

ગાડી ઉપડયાને હવે ઘણો વખત થઈ ગયો. હું એકલો જ હતો. એકાંત મને ગમ્યું નહીં. કોઇ વાતો કરે નહિ એટલે મને બધું અટૂલું લાગ્યું.

મારી જમણી બાજુએ પેલા ખાદીમાં સુસજ્જ થયેલા ભાઈ અને ડાબી બાજુએ બીજા પેલા મુસ્લીમ ભાઈ બેઠા હતા. તેમની બાજુમાં જ એક ચીના ભાઈ તા-ઇ-રૂ બેઠા હતા. મારી સામે એક આરબ ભાઈ હસન બેઠા હતા. તેમજ એક બર્મી (મા-પુ) અને એક આફ્રિકન ભાઈ પણ હતા.

થોડીવાર થઈ ને અમે વાતોએ ચડયા. મેં વાત આગળ ધપાવવાનો વિચાર કર્યો. મેં કહ્યું, "જુઓ, ભાઇઓ, આપણે બધાએ કલકત્તા સુધી જવું છે. આપણી પાસે વખત ઘણો છે. તેનો સારો ઉપયોગ કરીએ તો ઠીક. આપણે નક્કી કરીએ કે સૌ કોઈ પોતાના દેશની વાત કહે."

મારો ઠરાવ હર્ષપૂર્વક સર્વાનુમતે પસાર થયો. અનુક્રમે, એક પછી એક બોલવાનું ઠરાવ્યું.

પહેલો વારો હતો ભાઈ તા-ઇ-રૂ (ચીના ભાઇ)નો. તેણે શરૂ કર્યું.

"ભાઇઓ મારા દેશનું નામ તો તમને ખબર જ હશે. મારા દેશનું નામ છે ચીન. અમારા દેશમાં બે મોટા પક્ષો કેટલાય વર્ષો થયાં લડયા જ કરે છે. ઉત્તર ચીનમાં કૉમ્યુનીસ્ટ પાર્ટી છે. તેને રશિયા મદદ કરે છે. તેમજ દક્ષિણ-ચીનમાં કૉમિન્ટાંગ નામનો સરકારી પક્ષ છે. તેના પ્રમુખ છે ચાંગ-કાઇ-શેક. તેમને અંગ્રેજો અને અમેરિકનો મદદ કરે છે.

હું કૉમ્યુનીસ્ટ પાર્ટીમાં માનું છું. આ ગોરા લોકો અમને બહુ હેરાન કરે છે. અમે કૉમ્યુનીસ્ટો અમારા દેશમાં કૉમ્યુનીઝમ ફેલાવવાનો તેમજ તેમને અહીંથી કાઢવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. અત્યારે ભલે ચીનમાં કૉમ્યુનીસ્ટ અને કૉમિન્ટાંગ પક્ષો લડતા હોય, પરંતુ હિંદુસ્તાનના

મોટા પક્ષો (કોંગ્રેસ અને લીગ)ની જેમ નથી કરતા. જ્યારે જ્યારે બીજા દેશની સાથે લડવાનું હોય છે, ત્યારે મારા દેશના આ બે પક્ષો એક થઈ જાય છે.

તેથી હું તો એમ જ કહું છું કે આપણે એશિયાના વતનીઓએ આ યુરોપિયનોના તેમજ બીજા દેશના લોકોના ગુલામ બનીને ન રહેવું જોઈએ.

તા-ઇ-ફુનું ભાષણ પૂરું થતાં આરબ ભાઈએ પોતાની વાત શરૂ કરી.

"જુઓ, હું પેલેસ્ટાઈનનો વતની છું. અમે આરબ લોકો કહીએ છીએ કે આ પેલેસ્ટાઈન અમારું છે. યહુદીઓને જર્મનીમાંથી કાઢી મૂક્યા એટલે હવે તેઓ કહે છે, 'પેલેસ્ટાઇન અમારું છે.' 'ધારો કે તમારા દેશમાં તેઓ આવે તો તે તમને ગમે કે?' તે દયામણે ચહેરે બોલ્યો. એક મણિયું માથું હલાવી અમે તેને આશ્વાસન રૂપે નકારની નિશાની કરી. તેણે આગળ ચલાવ્યું, "તેઓને હાંકી કાઢવા અંગ્રેજો અમને ઠીક ઠીક મદદ કરે છે. પરંતુ અમે અને યહુદીઓ લડીએ તે તેમને બહુ ગમે છે. તેથી જ તેઓ અમને લડાવે છે અને મદદ કરી રહ્યા છે. માટે હું તો એમ જ કહું છું કે આપણે તેમની ઉપર આધાર રાખીને કોઈ કામ ન કરવું. 'પારકી આશ સદા નિરાશ'. આપણે તો સંપ કરવો જોઈએ અને પશ્ચિમવાસીઓને એશિયામાંથી હાંકી કાઢવા જોઈએ."

પછી અમે બર્મી ભાઈને તેની હકીકત કહેવા આગ્રહ કરવા લાગ્યા. તે ઊંડા વિચારની ગુફામાંથી બહાર આવીને બોલતો હોય તેમ તેણે શરૂ કર્યું.

"ભાઈઓ, મારો દેશ હિંદુસ્તાનની સમીપ છે. તે હવે આઝાદીની રાહે આવી ગયો છે. અમારી ઉપર અત્યાર સુધી બ્રિટિશ સલ્તનત હકુમત ચલાવતી હતી. પરંતુ દરેક ચીજને હદ હોય છે. તેઓ હવે જતાં જતાં પોતાના છેલ્લા પાસા ફેંકતા જાય છે. અમારા દેશમાં તેમણે બે પક્ષો ઊભા કર્યા છે. એકનું નામ 'એન્ટી-ફાસીસ્ટ લીગ'. તેના પ્રમુખ છે ૨૩ વર્ષના જુવાન શ્રી. ઓનસાંગ. જ્યારે બીજો પક્ષ સરકારી છે.

અમારી બાજુના દેશ હિંદી-ચીનમાં પણ અત્યાર સુધી તો અંગ્રેજોના ભાઈ જેવા ફ્રેન્ચો રાજ કરતા હતા. પરંતુ હવે તો ત્યાં એક 'વીએટનામ' નામનો સરકારી પક્ષ ઊભો થયો છે. તે પક્ષે ફ્રેન્ચો સાથે હાથોહાથની લડાઈ પણ કરી છે. જેને માટે હિંદુસ્તાનમાં મોટાં શહેરોમાં વિદ્યાર્થીઓએ હડતાલ પણ પાડેલી ને પોતાની છાતી ઉપર ગોળી પણ ઝીલેલી.

અમારી પાસે બીજો એક દેશ આવ્યો છે. તેનું નામ છે ઈન્ડોનેશિયા. હું તમને એના વિષે થોડું કહું. ઇન્ડોનેશિયામાં ત્યાંની પ્રજા ડચ સરકાર સામે સ્વતંત્રતા મેળવવા લડી રહી છે. તેમના

પ્રમુખ છે ડૉ. સૌકાર્નો. ત્યાં મોટા ભાગની સ્વતંત્રતા તો મળી ગઇ છે. ડૉ. સૌકાર્નોએ થોડા વખત પહેલાં હિંદુસ્તાન દેશના પંડિત જવાહરલાલ નહેરૂને પોતાના દેશ બોલાવેલા. પરંતુ તેમને રજા ન મળી, હવે તો હિંદુસ્તાનને ઘણીખરી સત્તા મળી છે. પરંતુ તેના જે બે મોટા પક્ષો પડી ગયા છે, તેને લીધે જ તેને પૂરેપૂરી સ્વતંત્રતા નથી મળતી. જો કોંગ્રેસ અને લીગ એક થઇ જાય તો તરત જ હિંદુસ્તાનને સ્વતંત્રતા મળે.

મલાયા પણ એવો દેશ છે. જે એશિયામાં જ છે. બિચારી ત્યાંની પ્રજા બહુ જ દબાયેલી છે. જો આપણા બધાય દેશો સ્વતંત્રતા મેળવે તો આપણે તેને મદદ કરીએ. જો પહેલો કોઇપણ દેશ સ્વતંત્ર થઇ શકે એમ હોય તો તે હિંદુસ્તાન જ છે."

હું વિચાર કરતો હતો કે મારે શું બોલવું? એટલું સારું હતું કે મારો વારો સૌથી છેલ્લો હતો. પછી આફ્રિકન ભાઇએ પોતાની કહાણી કહેવા માંડી, "હા, ભાઈ હા. અમારે ય આથે કાંઇ ઓછાં દુઃખ છે. આફ્રિકા દેશ અમારો છે. પશ્ચિમની પ્રજાએ બધું પોતાના હાથમાં રાખી લીધું છે. અમને તેઓએ પોતાના નોકરો બનાવ્યા છે. એટલું જ નહીં પણ તેમના પાદરીઓ અમને ખ્રિસ્તી બનાવે છે ને વટલાવે છે. માટે હું તો કહું છું કે એ પ્રજા ઉપર તો જરાપણ વિશ્વાસ રાખવો નહિ.

•

હવે સૌ કોઇ સાંભળવાને આતુર થયા, કેમકે લીગવાદી ભાઇએ પોતાનું બોલવાનું શરુ કર્યું. "જુઓ, તમે સૌ કહો છો કે અમે કોંગ્રેસ સાથે મળી જઇએ પણ કોંગ્રેસ પક્ષપાતી છે. હિંદમાં મુસ્લીમો બહુ ઓછા છે, તેથી તો અમારે આમ કરવું પડે છે. અમારા નેતા કાઇદે આઝમ મહમદઅલી ઝીણા અમારે માટે કેટલું કરી રહ્યા છે? વળી અમારો તો જુદો જ દેશ થશે. ને તે.... પાકિસ્તાન! અમારા સ્વતંત્ર દેશમાં અમારો જ વેપાર રોજગાર ચાલશે અને અમે જ અમારું રાજ્ય બંધારણ ઘડીશું. અમે પાકિસ્તાન લઇશું જ, બસ લઇશું". તેને વચ્ચેથી અટકાવીને કોંગ્રેસી ભાઇએ કહ્યું "જુઓ, હું તમારી સાથે લડવા નથી માગતો. જો આપણે બંને ઝઘડશું તો તેનો લાભ અંગ્રેજો તેમજ બીજા પશ્ચિમવાસીઓ ઉઠાવશે. આપણે સ્વતંત્ર થઇ શકીશું નહિ. પૂજ્ય માહાત્માજી એટલા જ માટે નોઆખલી જઇ હિંદુ–મુસ્લીમ ઐક્ય માટે તનતોડ મહેનત કરી રહ્યા છે. માટે તમારે પાકિસ્તાન માટેનો મોહ છોડી દેવો જોઇએ." "એય મિસ્ટર, સંભાળીને બોલજો." લીગવાદી ભાઈ પોતાની બાંયો ચડાવતા બોલ્યા. બસ, હવે મારે શું બોલવું તે મને સૂઝી ગયું. હવે મારો જ વારો હતો. મેં કહ્યું, "ભાઇઓ, આપણે એક બીજાથી ડરવાનું નથી. આપણે અંદર અંદર લડીએ છીએ તેથી અંગ્રેજો ફાવી જાય છે. હિંદુઓ અને મુસ્લીમો તો હિંદુસ્તાનની બે આંખો જેવા છે. જો તેમાંથી એક આંખ ફૂટી જાય તો શરીર (હિંદુસ્તાન)ને કેટલું નુકસાન પહોંચે!"

તે જ વખતે, અમારી ગાડી એક જંક્શન પાસે આવીને ઊભી રહી. મારી નજર ત્યાં ગઈ. સામી બાજુએ એક બીજી રેલ્વે ઊભી હતી. તેના એક ડબ્બાના બારણામાં બે બાળકો બહુ જ લડી રહ્યાં હતાં. શા માટે તે લડતાં હતાં તે તો હું જાણતો નથી. તે ડબ્બાની અંદર, એક અંગ્રેજ ટિકિટ ચેકર ટિકિટ તપાસી રહ્યો હતો. જેવો તે બારણા પાસે આવ્યો કે મોટા છોકરાએ નાનાને ધક્કો મારી નીચે ઉતારી પાડ્યો ને પછી તે હસવા લાગ્યો. ટિકિટ ચેકર નાના છોકરા આગળ ટિકિટ માગતો હતો. તે રડતો રડતો મોટા છોકરા તરફ આંગળી કરતો ઊભો રહ્યો. અંગ્રેજ ટિકિટ ચેકરે તેનો કાન આમળી એક લાફો મારી તેને નીચે ઉતારી મૂક્યો. પોતે પણ નીચે ઊતરી ગયો. ત્યાં અમારી ગાડી ઊપડી. હું હવે શું થાય છે, તે જોવા બારીમાંથી ડોકાયો. સૌ કોઇ આ દૃશ્ય જોતાં હતાં. ત્યાં તો મારી બાજુમાં બેઠેલા મુસ્લીમ ભાઈએ મને પૂછ્યું, "નીચે ઉતરીને તેણે શું કર્યું"!"

મેં કહ્યું, "ઓહ, તમે પણ જોતા હતા! જુઓ, ટિકિટ ચેકરે નાના છોકરાને પછીથી કાનમાં કાંઈક કહ્યું. નીચે ઊતરી ગયેલા મોટા છોકરા પાછળ તે દોડ્યો. મોટો છોકરો તેના હાથમાંથી છટકીને પેલી બાજુએ દોડવા ગયો કે તરત જ ટિકિટ ચેકરે તેને પકડી લીધો ને તેને પણ પ્રસાદી ચખાડી. ત્યારે નાનો છોકરો હસવા લાગ્યો. પછી તો ગાડી વધુ આગળ જતાં દેખાયું નહીં. પરંતુ આ ઉપરથી આપણને એક ચીજ જાણવા નથી મળતી? તે ભાઈ ઉત્સુક થઈને બોલ્યો, 'શું?' મેં કહ્યું, "જુઓ, પેલા બે લડતા હતા તે હિંદુ અને મુસ્લીમ. અંગ્રેજો એકની પીઠ થાબડી બીજાને ધક્કો દે છે ને પછી બીજાની પીઠ થાબડી પહેલાને ધક્કો દે છે. માટે આપણે ભાઈઓએ તો લડવું જ જોઈએ નહિ. અંગ્રેજો 'શેતરંજનાં સોગઠાં'ની જેમ, પોતાની મરજી પ્રમાણે, આપણને-એશિયાની પ્રજાને રમાડે છે."

બધાં ઉપર મારા બોલવાની બહુ જ સુંદર અસર થઈ. ત્યાં એક સંતરાવાળો "એક એક આનેકા" કરતો આવ્યો. મુસ્લીમ ભાઈએ તે સંતરાં ખરીદ્યાં ને અમને બધાને એમાંથી ભાગ આપ્યો. આમ ભ્રાતૃભાવમાં વાવેલાં બીજનાં મીઠાં ફળ આવ્યાં.*

(* હિન્દના ભાગલા પડ્યા તે પહેલાં લખાયેલી વાર્તા.)

---

# શિસ્ત

શ્રી. મણિભાઈ નિછાભાઈ નાયક
બી. એસસી.; બી. ટી.;
ડ્રાન્સોમાઈન રીઝીયલ એજ્યુ. (કાંદિવલી)

'શિસ્તપાલન' શબ્દ આજે ખૂબ જ વ્યાપક બની ગયો છે. દેશનેતાઓ આજે પ્રજાજનોને શિસ્તપાલન માટે આગ્રહ કરી રહ્યા છે. કોંગ્રેસમાં શિસ્તપાલન અંગે શિથિલતા આવી ગયાનાં લખાણો અવરનવર પેપરોમાં વાંચીએ છીએ. સમાજમાં શિસ્તનો ભંગ કરનારને યોગ્ય નસિયત કરવામાં આવે છે. લશ્કરમાં તો શિસ્તપાલન માટે ઘણા કડક નિયમો હોય છે. મિલમાં કે રેલ્વેમાં નોકરી કરતો મજૂર, બેન્કમાં કે વીમા કંપનીમાં કામ કરતો કારકુન અને હાથ નીચેના નોકરો સામે શિસ્તભંગ માટે વારંવાર પગલાં (Disciplinary action) ભરવામાં આવે છે. છેલ્લે છેલ્લે શાળાના વિદ્યાર્થીઓના ઉપર પણ એ દંડા-ઝપાટો ડગલે ને પગલે વીંઝાતો આપણે જોઈએ છીએ, ત્યારે સ્વાભાવિક વિચાર થાય કે આ શિસ્તપાલન એટલે વળી શું હશે ! મન માની મઝા કરવી ? સ્વતંત્ર (સ્વછંદી !) જીવન ગાળવું ? સમાજ, રાષ્ટ્ર કે બીજાઓને ભોગે પૈસો કે સત્તા પ્રાપ્ત કરવી-વગેરે ? જેમને દરરોજનો વ્યવહાર થઈ ગયો હોય તેમને આવા શબ્દના ઉચ્ચાર માત્રથી ઘૃણા ઉપજે છે. કુદરતનું નિરીક્ષણ કરનારને તો જરૂર માલૂમ પડશે કે ખુદ કુદરત પણ શિસ્તનું બરાબર પાલન કરે છે. સૂર્ય અનિયમિત રીતે ઊગે તો શું થાય ? ગમે તે ઋતુમાં વરસાદ પડે અથવા બિલકુલ વરસાદ ન પડે તો કેવી સ્થિતિ ઊભી થાય ? પ્રાણીઓમાં પણ શિસ્તપાલન જોવામાં આવે છે. આપણે માત્ર શાળાના શિસ્તપાલન સાથે સંબંધ છે એટલે એ દૃષ્ટિથી વિચાર કરીશું.

શિસ્તપાલન એટલે અમુક સમાજ, કુદરત, સંસ્થા, રાજ્ય, સમૂહ વગેરેએ નક્કી કરેલા નિયમો, ધારાધોરણો વગેરેનું પાલન. શિસ્ત બે પ્રકારની હોય છે. એક સ્વયંપ્રેરિત અને બીજી બળજબરીથી પળાવાની શિસ્ત. એ બંને પ્રકારની શિસ્ત વિષે, મહાન લેખક એડમંડ હોમ્સના વિચારો જોઈશું. "બળજબરીથી ઉત્પન્ન કરેલી કવાયતી શિસ્ત (આજ્ઞાધીનતા) તથા અંદરથી ઊગતા આત્મસંયમ વચ્ચે આસમાન જમીનનું અંતર છે. કવાયતમાંથી જન્મતી ટેવ એટલી તો યાંત્રિક હોય છે કે એમાં સપડાયેલો માણસ પૂતળાં જેવો બની જાય છે. એ પૂતળું બહાર બેઠેલા સૂત્રધારોની આજ્ઞાનો દોર ખેંચાય છે, તેમ નાચવા માંડે છે. આ ભૂમિકાએ પહોંચેલા માણસની કિલ્લી ચાવી પારકાના હાથમાં હોય છે તથા એનું આત્મસંયમનું બળ ખપી ગયું હોય છે. "આ જાતની કવાયતી શિસ્ત (આજ્ઞાધીનતા) ગુલામો ઉપર અને પાળેલાં પશુઓ ઉપર લાલચની અને શિક્ષાની મદદથી લાદવામાં આવી હોય છે. નિશાળો, લશ્કરો, કામદાર સંઘો તથા ધાર્મિક પંથો એ બધાં એવી શિસ્ત લાદવાનાં કવાયતખાનાં છે."

ઉપરના લખાણ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે બળજબરીથી લદાયેલી શિસ્ત ઘણીજ નીચી કક્ષાની હોય છે. શાળામાં એવું વાતાવરણ ઊભું કરવું જોઈએ કે વિદ્યાર્થીઓ શિસ્તપાલન રાજીખુશીથી કરે.

શિસ્ત વિષે જુદી જુદી વ્યક્તિઓના વિચારો પણ જુદા જુદા હોય છે. વળી સમયના ફેરફાર સાથે, શિસ્તના અર્થમાં પણ ફેરફાર થતો હોય એમ લાગે છે. હું જ્યારે નાનો હતો ત્યારે જોતો કે ગુરુજીને દૂરથી આવતા જોઈને બધા વિદ્યાર્થીઓ નાસી જતા. માબાપ પણ છોકરાંએ રમવાનો ભયંકર ગુનો કર્યો હોય તેમ ગુરુજી આગળ ફરિયાદ નોંધાવતાં અને પરિણામે વિદ્યાર્થીને મેથીપાક આપવો પડતો. અત્યારે જમાનો બદલાયો છે. શિક્ષકો સાથે રહીને વિદ્યાર્થીઓને રમત રમાડે છે, એટલું જ નહિ પણ વિદ્યાર્થીઓ ભેગાં રમે પણ છે. વર્ગવ્યવસ્થાની બાબતમાં પણ કેટલાક માણસો વિદ્યાર્થીઓ વર્ગમાં સહેજ પણ અવાજ કરે તે સહન કરી શકતા નથી. તેને શિસ્તપાલનની ખાતરી તરીકે લેખવામાં આવે છે. જ્યારે કેટલાક કેળવણીકારો માને છે કે વર્ગમાં વિદ્યાર્થીઓએ માત્ર પૂતળાં માફક બેસી ન રહેતાં પોતાનાં વિચારો, લાગણી છૂટથી પ્રદર્શિત કરવાં જોઇએ. છોકરાઓ શિક્ષક સાથે હસે તેમાં શો વાંધો હોઇ શકે? "They may laugh with the teacher and not at the teacher." અભ્યાસ દરમ્યાન વર્ગમાં એવી ઊર્મિની છોળો ઊછળી આવે કે જેને રોકવાવાળા, બાળકોની લાગણીને દુભાવે છે. કેટલાક લોકો હાસ્યની સ્વયંભૂ છોળો અને ઘોંઘાટ વચ્ચેનો ભેદ સમજી શકતા નથી. પરિણામે બાળકોને સહન કરવું પડે છે.

કેટલીક વખત શાળામાં એવા નિયમો કર્યા હોય છે કે જે પાળી શકાતા નથી, એવી બાબતમાં શિસ્તપાલનનો ભંગ થતો હોય તો તેની જવાબદારી વિદ્યાર્થીઓની નહિ પણ શાળાના સંચાલકોની છે. એવા નિયમો બનાવતાં પહેલાં ખૂબ વિચાર કરવાની જરૂર છે.

કેટલીક વખત જાણીબૂઝીને નિયમનો ભંગ થતો હોય છે. પણ સંજોગો એમ કરવા એમને પ્રેરે છે. છે. શાળામાં કોઇ વ્યક્તિ અંગ્રેજીમાં ભાષણ કરતી હોય અને નાના વિદ્યાર્થીઓને સમજ ન પડવાથી કંટાળો આવે અને પરિણામે અવ્યવસ્થા–અંધાધૂંધી માલૂમ પડે. તેમાં કોનો વાંક? નાનાં બાળકોનો કે આવી પરિસ્થિતિ ઊભી કરનાર વ્યક્તિનો?

કેટલીક વખતે વિદ્યાર્થીઓને વર્ગમાં શિક્ષક શીખવે તે ન સમજાતું હોય અને શિસ્તના ખોટા ખ્યાલે વિદ્યાર્થી પોતાની મુશ્કેલી શિક્ષક આગળ રજૂ ન કરી શકે તો પછી ઘોંઘાટને બદલે બીજું શું થાય? શિક્ષકોએ પોતાના વિષયોનું બરાબર જ્ઞાન સંપાદન કર્યા ઉપરાંત એ જ્ઞાન કેવી રીતે આપવું તે પણ જાણવું જોઇએ. તે શીખીને તેનો અમલ કરવો જોઇએ.

આપણે હમેશાં આપણી દૃષ્ટિએ વિચાર કરીએ છીએ, એટલે અંશે આપણે બાળકોને શીખવવામાં નિષ્ફળ જઈએ છીએ. બાલમાનસનો અભ્યાસ કરી, બાળકની દરેક પ્રવૃત્તિને આપણી દૃષ્ટિએ નહિ પણ બાળકની દૃષ્ટિથી વિચારતાં બધાએ શીખવું જોઈએ. આપણું આખું દૃષ્ટિબિન્દુ બદલીએ તો અત્યારે શિસ્તભંગના જે બનાવો આપણે જોઈએ છીએ તે મહદ્ અંશે દૂર થઈ જાય. અસ્તુ.

---

## માણસાઈનો દીવડો

શ્રી. એચ્છવલાલ ચીમનલાલ પરીખ
બી. એ.; બી. ટી.

ગુજરાતી સાહિત્યના લાડીલા અને કોડીલા ભક્તને આજ હતો ન હતો થઈ ગયે દિવસો પણ થઈ ગયા! છાપાંઓનાં પાનાં સૂકાવા લાગ્યાં છે! દિવસો વહી જતાં એમાંથી એ અદૃશ્ય પણ બનશે! મહિનાઓ જશે, વર્ષો જશે, યુગો આથમશે; પણ આ 'સરસ્વતીનો લાડકવાયો' જ્યાંસુધી ગુજરાતી સાહિત્ય ટકશે ત્યાંસુધી તો તે અમર થઈ ગયો છે કારણકે એણે જે કાંઇ કર્યું કારવ્યું છે એ કરવા કારવવાની ન હતી બીજામાં રતિ, શક્તિ કે ભક્તિ. ગયે વર્ષે આપણે રાસ સાહિત્યનો પ્રચારક અને ઉદ્ધારક ગુમાવ્યો અને ગૂજરાતનું અનોખું રાસસાહિત્ય વાંઝિયું થયું. આ વર્ષે આપણે લોક-સાહિત્યનો અનોખો પ્રચારક અને ઉદ્ધારક ગુમાવ્યો અને આપણું લોકસાહિત્ય વાંઝિયું થયું. ન્હાનાલાલ ગયે ગૂજરાતી કવિતાદેવીનાં કુંકુમ અક્ષત ઊડી ગયાં. મેઘાણીભાઈ ગયે કવિતાદેવીનાં સાજ અને સંગીત તૂટી ગયાં. આ પ્રસંગે આપણે મેઘાણીભાઈના જીવન ઝરમરની ઝાંખી કરીશું તો ઉચિત જ ગણાશે. મને એમના અંગત જીવન વિષે તો બહુ ઓછી માહિતી છે પણ એમના કવનમાં જીવનની જે સર્વાંગ તસ્વીરો ઝીલાઈ છે તે પિછાનવા આપણે પ્રયત્ન કરીશું. ગોતરફ 'આજે માનવતાનો હ્રાસ થયેલો માલૂમ પડે છે, દુનિયાની 'અલબેલી નગરીઓ' આજુબાજુના જીવનની પરવા કર્યા વિના પોતાના જ તાનમાં મસ્ત રહે છે, બાહ્ય શિષ્ટાચારનાં ચીંગડાંમાં જ રાચે છે ત્યારે આપણા જીવનમાં માણસાઈના દીવા પ્રગટાવવા 'માણસાઈના દીવા' અને એવું બીજું ઘણું ઘણું માનવપ્રેમી મેઘાણીએ આપણને આપ્યું છે. જેનાં મૂલ્ય તો એના સરખો કોઈ સાચો માનવપ્રેમી જ મૂલવી શકે.

હવે આપણે કવિજીવનના કેટલાક રંગો જોઈએ. કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના અમલદાર કાળીદાસ દેવચંદને ત્યાં ઇ. સ. ૧૮૯૭ ના ઑગસ્ટની ૧૭ મી તારીખે ચોટીલાના ડુંગરોમાં આપણા ઝવેરચંદભાઈનો જન્મ થયો. એમની માતાનું નામ ધોળીબાઈ. કહેવાય છે કે શિવાજીને એની માતા જીજીબાઈ રામાયણ અને મહાભારતની કથાઓ નાનપણમાં સંભળાવતાં, માતા

ધોળીબાઈ કવિને મધુર કંઠે રાસડા માઈ સંભળાવતાં. આમ ભવિષ્યમાં લોક સાહિત્યનો ભેખ લેનાર કવિને એની લગની ગળથૂથીમાંથી જ લાગેલી. વયમાં આવતાં અને યોગ્ય વાતાવરણ મળતાં કવિની એ લગની બહેકી ઊઠેલી. એમાં સાથ પુરાવા માટે કવિ 'યાચના' નામના કાવ્યમાં 'મોરલા'ને પડકાર દે છેઃ

> "મોરલા હો ! મુને થોડી થોડી
> તારો આપ અષાઢીલો કંઠ."

શા માટે ? લોકસાહિત્યની વાદળીને ખોળી કાઢી તસ્વીરો પાડવી છે. ખરેખર, કવિતા કંઠની કરામત અજબ જ હતી. પરંતુ તસ્વીરો પાડવા પીંછી છે, રંગ નથી. કવિ 'ઇન્દ્રધનુ' પાસે યાચના કરે છે.:

> 'ઇન્દ્રધનુ ! તારા રંગ-શીશીઓમાંથી
> એક મારું લીલું બુંદ.'

લીલું બુંદ મેળવી પોતાની પીંછી કોઈ પણ ગાંડીઘેલી લોકસાહિત્યની કૃતિ ઉપર ફરતાં તે અનોખી જ કલાકૃતિ બની છે, મોટા મોટા સાક્ષરોને મઝા આવે તેમજ ચુલો ફૂંકનારી નિરક્ષર વહુ કે ઘંટીએ બેઠેલાં ડોશીમા કે હળ ફેરવતો કોશિયો પણ લલકારી શકે એવાં, મૃતવત્ મધ્યકાલીન કાઠિયાવાડના જીવન સાહિત્યને સજીવન કરી, ગીતો આપ્યાં છે અને ગાયાં છે. એ ગીતો ગાયાં વગર હાડપિંજર-સમાં પ્રાણ વિનાનાં ખાલી ખોખાં જ રહ્યાં હોત. માટીમાંથી મુર્તિ સર્જવાની અને પથ્થરને પીગળાવવાની તાકાત અને ખેલદિલીવાળો 'સોરઠી સંસ્કૃતિનો જ્યોતિર્ધર' લોકસાહિત્યના ઉદ્ધારક તરીકેની કીર્તિનો કનક-કળશ માથે મેલી આજે આપણી વચમાંથી ચાલ્યો ગયો છે. ચંપકવરણી ચાનો શોખીન, આ 'લોકસાહિત્યનો ફકીર' રોટલો, છાશ અને લીલાં મરચાંની ચટણીથી જ ચલાવી લેતો. બાળપણની પોતાની ગરીબાઈને 'કુછ નહિ ગણનાર' વેદનશીલ જીવડાના હૈયે, વેદનાનાં ધમસાણ જાગ્યાં અને જૂના હાલોમાં નવા ભાવો મૂકી ગીતોને લોકહૃદયમાં વહેતાં મૂક્યાં.

ગરીબીની અમીરી ચાખનારને ત્રણ આંકડાના પગારની પણ શી પરવા હોય ? ગરીબીની ઘેરી છાયા એમનાં કાવ્યોમાં જણાઈ આવે છે. 'વેણીનાં ફૂલ' એ કાવ્ય લઈએ. ભાભી સાથે ભેળાં બેસી ને બહેનની વેણી ગૂંથવાના કવિ હૃદયમાં કોડ જાગ્યા છે. પણ વેણી કાંઈ એમને એમ ગૂંથાય ? કારણ?

> "બાગ બગીચાના રોપ નથી બેની ઊગતા મારે ઘેર;"
> મોગરા, ડોલર, જાઈ, ચંબેલીની મારે માથે નથી મહેર."

પિતાની નોકરીની ફેરબદલી થતી એટલે કવિએ ખૂબ રખડપટ્ટી કરી હોય એમ લાગે છે. ચોટીલાના ડુંગરાઓમાં અને ઊંચીનીચી ભેખડોમાંથી માગ સુઝવતી નદીઓમાં કવિએ પોતાનું

જીવન વિતાવ્યું છે. એથી જ જેને પડછંદ વ્યક્તિત્વ કે બુલંદ અવાજ (Mountain-spirit) કહીએ એ મેઘાણીભાઈની વાણીમાં તરી આવતાં. કવિ પોતે જ કહે છે:

"રૂપ સુગંધી હું કાંઈ નો જાણું ડુંગરાનો ગોવાળ!"

એ 'ડુંગરાનો ગોવાળ' આજે અનંત નિદ્રામાં પોઢી ગયો છે.

કવિ બી. એ. થયા. એમ. એ નો અભ્યાસ કરવા માંડ્યો. કલકત્તા જઈ વેપારમાં જોડાયા. સરસ્વતીના વેપારીને સોના વેપાર કયાંથી આવડે! કવિને વેપારું કરતાં ન આવડયું. કવિ પોતે જ કહે છે તેમ તેઓ તદ્દન શૂન્ય (Hopeless) નીવડયા. ધરતીનાં ધાવણ ચૂસવા વતનમાં પાછા આવ્યા.

બગસરા ગામના ભાગદાર વાજસુરવાળાને ત્યાં ચારણોની મીઠી અને મોહક વાર્તાઓ સાંભળવાની મળી. વાર્તાઓને અનુપમ ઓપ આપી "સૌરાષ્ટ્ર" પત્રમાં પ્રકટ કરી. પોરબંદરમાંથી ઢેલી મેરાણીએ સંભળાવેલાં લોકગીતોથી કવિહૃદય થનગન કરી રહ્યું. પછી તો

'લાગ્યો કસુંબીનો રંગ
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ."

જેને કસુંબીનો રંગ લાગે એ શું શું ન કરે! મદારીની મોરલી ઉપર ફેણ ડોલાવતા નાગરાજની માફક ઊર્મિના આ અપૂર્વ-મહેરામણે સર્જનની ધારા વહેવડાવી છે. આજના સમાજજીવનની વેદના ગાઈ છે. માનવતાના વિનિપાતમાંથી ઉદ્ધરવા આજની દુનિયાને ઘણું ઘણું શીખવા તે આપે છે અને માનવીને માનવ બનાવનારાઓમાં પોતાનો ચાગ મુકાવી માનભર્યું સ્થાન નિયત કરે છે. એટલે જ કોઈને એની પત્ની બનવાના કોડ જાગે છે! કોઈ પુરુષને એ વીર વાણિયાની વિધવા તરીકે અધૂરાં પૂરાં કરવાના કોડ જાગે છે! માટે જ 'ગરવી ગુજરાતના પરમ સારસ્વત,' અરે! 'ભારતવર્ષના પ્રખર સારસ્વત' તરીકેના બિરુદનો અધિકારી તે થાય છે. ફાંસીને ફૂલમાળ તરીકે વધાવનાર કવિને હું છોડું, દુનિયા છોડે, પણ પ્રભુ કેમ છોડે! કવિને તો:

"માડી! તને લોક બોલે બિહામણી રે;
મેં તો સુખ દીઠાં રળિયાત
કે ભાનું જન્મજનનીને ખોળલે રે."

એને કોણ રોકી શકે!*

---

* (વિદ્યાર્થીઓ સમક્ષ આપેલો એક વાર્તાલાપ)

# શ્રી. અરવિંદ આશ્રમ, પોંડીચેરી

શ્રી. ધીરુભાઈ મ. દેસાઈ

પોંડીચેરી એક નાનકડું ફ્રેન્ચ સંસ્થાન છે. દરિયાકિનારો, બંદર, ફ્રેન્ચ ગવર્નરનું રહેઠાણ અને કેટલીક સરકારી કચેરીઓ હોવાથી એની અગત્ય જળવાઈ રહેલી છે. પરન્તુ એની સાચી અગત્ય તો શ્રી. અરવિંદ આશ્રમને લીધે વધી છે. એની વસ્તી લગભગ પચાસ હજાર જેટલી છે. ત્યાંના લોકોમાં પણ હિંદને સ્વતંત્રતા મળ્યા પછી ઘણી રાજકીય જાગૃતિ આવી ગઈ છે. એમનું ફ્રેન્ચ સંસ્થાન હિંદ સાથે ભળી જાય એમ તેઓ ઇચ્છે છે.

શ્રી. અરવિંદ આશ્રમ સ્ટેશનથી દોઢેક માઈલ છેટે છે. ગામ તો સ્ટેશનથી શરૂ થાય છે. બંદરનો ભાગ સુંદર છે. પાણીમાં દૂર સુધી લાંબો પુલ બાંધ્યો છે. એ જગ્યા સૌથી વધુ રમણીય છે. હરવા ફરવા માટે તે આદર્શ સ્થળ છે. જાણે દરિયામાં મુસાફરી કરતાં સ્ટીમરના ડેક પર જ ફરતાં હોઈએ એવો ત્યાં અનુભવ થાય છે. નાકે, ઊંચી દીવાદાંડી છે; સામે ડુપ્લેનું પૂતળું છે. પુલની શરૂઆતમાં પ્રાચીન હિન્દુ સ્થાપત્યકલાના નમૂના જેવા આઠ સ્તંભો છે. આવા બીજા સ્તંભો બાજુના એક બાગમાં પણ રાખવામાં આવ્યા છે. દરિયાની સામે તથા બાગની આજુબાજુ સરકારી કચેરીઓ, એલચી ખાતાંઓ, મોટી હોટેલો, કલબ, હોસ્પીટલ વગેરે આવેલાં છે. વાહન વ્યવહારમાં મુખ્યત્વે માણસોથી ખેંચાતી રીક્ષાઓનો ઉપયોગ થાય છે. મોટર અને બસનો ઉપયોગ થોડે અંશે થાય છે.

શ્રી. અરવિંદ આશ્રમની ખ્યાતિ જગતભરમાં ફેલાઈ છે. દૂર દૂરથી, શાંતિ અને સત્યની શોધમાં ફરતા માનવીઓ અહીં આવી ચઢે છે અને શ્રી. અરવિંદની યોગસાધના જોઈને તેમજ ત્યાંના દિવ્ય વાતાવરણનો અનુભવ કરીને કૃતાર્થ થઈ પાછા ફરે છે. શ્રી. અરવિંદે ઈ. સ. ૧૯૧૦માં અહીં વસવાટ કર્યો. એમણે યોગની શરૂઆત કરી ત્યારપછી સાધકો ધીમે ધીમે આવવા લાગ્યા. શરૂઆતમાં તો ચાર સાધકો હતા. શ્રી. અરવિંદને જે સમયે આધ્યાત્મિક પ્રેરણા થઈ તે જ સમયે શ્રી. માતાજીને પણ એવી જ પ્રેરણા થઈ હશે એમ બધા સંજોગો જોતાં જણાય છે. શ્રી. અરવિંદ અને શ્રી. માતાજી એક બીજાના પૂરક છે. શરૂઆતમાં, શ્રી. અરવિંદ, આશ્રમની વ્યવસ્થાનું કામ કરતા ત્યારે શ્રી. માતાજી યોગસિદ્ધિ માટે એકાંત સેવતાં. આમ ૭ વર્ષ ચાલ્યું હતું. તે પછી શ્રી. અરવિંદે એકાંતવાસ લીધો, અને આશ્રમની વ્યવસ્થાનું કામ શ્રી. માતાજીએ સંભાળ્યું. હાલમાં, આશ્રમનો

ઘણોજ વિકાસ થયો છે. એના અનેક અંગો છે, પણ શ્રી. માતાજી બહુજ કુશળતાથી તેનું સફળ સંચાલન કરે છે.

શ્રી. માતાજી બહુ વહેલાં ઊઠે છે. ૬-૩૦ વાગે તેઓ ઝરૂખામાંથી દર્શન આપે છે. આઠ વાગે સાધકો અને બીજાઓ તેમને પ્રણામ કરવા જાય છે. દરેકને તેઓ એકએક ફૂલ આપે છે. શ્રી. માતાજી સાંજે રમતગમતના મેદાનમાં બાળકોને મળવા માટે ઘણી વાર જાય છે. ખેતર, બગીચા અને બીજાં ખાતાંઓની જાત દેખરેખ તેઓ રાખે છે, રાતે સુમારે દસ વાગે તેઓ નીચે આવે છે ત્યારે બધા તેમને પ્રણામ કરવા જાય છે અને શ્રી. માતાજી તેમને આશીર્વાદ આપે છે. ફૂલ આપવાની વિધિ પૂરી થયા પછી બધાં થોડી વાર ધ્યાનમાં બેસે છે ને પછી છુટાં પડે છે. શ્રી. માતાજીનું કામ બાર કે બે વાગ્યા સુધી ચાલ્યા કરે છે. આશ્રમનું પવિત્ર વાતાવરણ શ્રી. માતાજીની પ્રેરણાશક્તિને આભારી છે.

શ્રી. અરવિંદ વર્ષમાં ચાર વખત નક્કી કરેલા દિવસોએ દર્શન આપે છે. તેમની દિનચર્યામાં ધ્યાન, લેખન, વાચન વગેરે હોય છે. રેડિયો અને છાપાંઓ દ્વારા રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય ઘટનાઓ સાથે તેઓ સંપર્કમાં રહે છે. સાધકો તેમ જ અન્ય વ્યક્તિઓના પ્રશ્નોના જવાબો તેઓ યોગ્ય લાગે તો આપે છે. આમ, શ્રી. અરવિંદ સૌથી દૂર છતાં સૌની નિકટમાં રહેતા હોય એમ કોઈ પણ માનીને લાગે છે.

હાલમાં, શ્રી. અરવિંદ આશ્રમમાં સાતસો જેટલા સાધકો છે. ત્યાંની શાળામાં બેસો જેટલાં છોકરા છોકરીઓ સહશિક્ષણ લે છે. તેઓ સ્વાભાવિકતાથી હળે મળે છે અને કુદરતના અને કુટુંબના વાતાવરણમાં ઊછરતાં હોય તેમ તેઓ ઊછરે છે. આખું વાતાવરણ ખૂબ શુદ્ધ અને પવિત્ર છે. ત્યાં ચોખલિયાવેડા નથી, તેમ જ મર્યાદાભંગ પણ નથી દેખાતો. સ્વાતંત્ર્ય અને શિસ્ત તેમજ અભ્યાસ અને રમતગમત-બધું છે. બાળકોને રહેવા માટે જુદું છાત્રાલય પણ છે. તેમનો અભ્યાસક્રમ સ્વતંત્ર છે. શિક્ષણનું માધ્યમ ફ્રેન્ચ છે. જુદા જુદા પ્રાન્તોના સાધકોના પરિચયને લીધે બાળકો ઘણી ભાષા જાણતાં થાય છે દા. ત. (૧) માતૃભાષા (૨) ફ્રેન્ચ (૩) અંગ્રેજી (૪) હિંદી (૫) તામિલ અને બંગાળી.

દરેક સાધકને રહેવા માટે અલાઈદી જગ્યા આપવામાં આવે છે. દરેક જણ કંઈક ને કંઈક કામ સંભાળે છે. 'Let us work as we pray, for indeed, work is the body's best prayer to the Divine', એ સૂત્ર દરેક જણ ધ્યાનમાં રાખે છે અને પોતાનું કામ ખંતથી, ચીવટથી અને સાચા દિલથી ઉમંગભેર કરે છે. આશ્રમની વ્યવસ્થાનું અને ગુણવત્તાનું ધોરણ ઊંચું છે તેનું આ મુખ્ય કારણ છે.

હાલના સાધકોમાં શ્રી. અંબાલાલ પુરાણી, શ્રી. દિલીપકુમાર રોય, શ્રી. નલિનીકાન્ત ગુપ્તા,

શ્રી. શુદ્ધાનંદ ભારતી, શ્રી. અનિલ બારન, શ્રી. ચંપકભાઈ, શ્રી. કાશીભાઈ અને શ્રી. કમળાબહેન અમીન વગેરે જૂના અને પ્રથમ પંક્તિના સાધકો છે. શ્રી. પૂજાલાલ અને શ્રી. સુન્દરમ્ બહુ જૂના નહીં છતાં અગત્યનું સ્થાન ધરાવે છે. જુદા જુદા અનેક ધર્મોના અને અનેક પ્રાંતોના ભાઈબહેનો અહીં વસેલાં છે. "Let this be our one need in Life, to realise the Divine,"–દરેક સાધકની સાધનાનું આ સર્વોચ્ચ ધ્યેય છે.

આશ્રમના જીવન કે વાતાવરણ વિષે જાતે જોયા કે અનુભવ્યા સિવાય કોઈને ભાગ્યે જ સાચો ખ્યાલ આવે. 'આશ્રમ' અને 'સાધક' વિષે સમાજે પોતાના વિચારોનું એક વર્તુળ ઊભું કરેલું હોય છે. કેટલાકને એવો ભ્રમ હોય છે કે સાધક એટલે ચોટલી બાંધીને, સમાધિ ચડાવીને બેસનારો, જીવનની સામાન્ય બાબતોથી અલિપ્ત વેદીઓ. વસ્તુતઃ અહીં સાધક પોતાની સાધનામાં જરાપણ આંચ આવ્યા દીધા વિના, પોતાની મનપસંદ પ્રવૃત્તિ હાથ ધરી શકે છે. એને શરીરને તપાવવાની કે કષ્ટ આપવાની જરૂર જ હોતી નથી. આધુનિક જીવનની જરૂરિયાતો એ માણી શકે છે. પોતાને મનપસંદ પોષાક પણ પહેરી શકે છે. પોતાના શરીરને અનુકૂળ આવે એવો ખોરાક. પણ–માંસાહાર સિવાયનો–લઈ શકે છે. આધ્યાત્મિક ધ્યેયમાં બાધા રૂપ ન નીવડે એવાં કોઈ પણ કાર્યની મનાઈ નથી. આમ છતાં, શ્રી. માતાજીનો અમુક પ્રકારનો આધ્યાત્મિક કાબુ તો ત્યાં સહુના પર રહેલો જ હોય છે–પણ તે અપરોક્ષ રીતે.

અહીંનું વાતાવરણ ખૂબ પવિત્ર અને શાંતિદાયક છે. ક્રોધ, લોભ, દ્વેષ, ઈર્ષા, સ્પર્ધા, ઝઘડા, વેરઝેર, કલેશકંકાશ, ધાંધલ, અશાંતિયાપણું કે ખાઉધરાપણું, મિથ્યાભિમાન–વગેરે સામુદાયિક જીવનનાં અનિષ્ટોનો દુઃખદ અનુભવ અહીં થતો નથી. અહીં તો બહારની અને અંદરની શાંતિ, સરળતા, ભ્રાતૃભાવ, મીઠાશ, મૃદુતા, સહૃદયતા, ધ્યાનમગ્ન અવસ્થામાંથી ઉત્પન્ન થતી ગંભીરતા, એકનિષ્ઠા, ફરજનું ભાન, અપરિગ્રહ, અભય અને આનંદ નજરે ચડે છે.

દરેક સાધક, ભક્ત કે મુલાકાતે આવનાર વ્યક્તિ અહીંના વાતાવરણનો પૂરેપૂરો લાભ ઊઠાવી શકે જ એવું નથી. એનો આધાર દરેક વ્યક્તિની તૈયારી, અભિમુખતા કે ગ્રહણશક્તિ પર રહેલો છે. જેનામાં એવી લાયકાત હોય છે તેને શ્રી. અરવિંદ અને શ્રી. માતાજી આધ્યાત્મિક બળ આપતાં રહે છે. અહીં, Mental, Supramental, Vital અને Divine વગેરે શબ્દોનો ઉલ્લેખ સૌ કોઈ કરતાં માલૂમ પડે છે કારણ કે શ્રી. અરવિંદનું તત્ત્વજ્ઞાન આ વિષયોને સ્પર્શે છે. પરંતુ તેથી એમ ન કહી શકાય કે એ બધાજ એ બાબતો વિષે બધું સમજે છે. તેમ છતાં, ત્યાંના વાતાવરણની દરેક જણ પર ઓછી વધતી અસર પડે છે, એનું એ સૂચક છે.

આશ્રમની મિલકત હવે ઘણી વધી ગઈ છે. પચાસ જેટલાં મકાનો હશે. તે ઉપરાંત બગીચા, અને ખેતરો પણ છે. ઝાડપાન, ફૂલોના છોડો અને કુંડાંઓને લીધે આખું સ્થળ રમણીય અને શાંતિદાયક બન્યું છે. 'ગોલકોંડ' તો ખરેખર બહુ જ સુંદર સ્થળ છે. એમાં છેલ્લી ઢબની બધી સગવડો છે. નાનો અને સાદો, છતાં સુંદર બગીચો અને બન્ને બાજુ વચમાં પાણીની નહેર આ સ્થળની શોભામાં વધારો કરે છે. આ જોઈને દરેક યાત્રી સંતોષ અને સુખ અનુભવે છે.

કોઈને સહેજે પ્રશ્ન થાય કે "શ્રી. અરવિંદ આશ્રમ"નું ધ્યેય શું ? એનો જવાબ શ્રી. માતાજીના શબ્દોમાં કહીએ તો નીચે મુજબ છે :

"વિકસતા જતા વિશ્વસંવાદિતાના આગમનને સત્કારવું એ સામાન્ય ધ્યેય છે."[1]

"આ વિશ્વસંવાદિતા પ્રાપ્ત કરવા માટેનાં સાધનો જુદાં જુદાં છે. બધામાં રહેલી એક અને અવિભાજ્ય એવી આંતરદૈવી જાગ્રતિ અને સર્વથી થતા તેના આવિષ્કાર દ્વારા પૃથ્વી ઉપર માનવ-ઐક્ય સાધવું:[2] (૧) વ્યક્તિગત રીતે, પોતાનામાં રહેલા દૈવી તત્ત્વ પ્રત્યે સભાન થવું તથા પોતાની જાતનું એની સાથે ઐક્ય અનુભવવું[3] (૨) સામૂહિક રીતે, પ્રભુનાં બાળકોની નવી માનવજાતિના વિકાસ માટે સુયોગ્ય સ્થળે એક આદર્શ સમાજની સ્થાપના કરવી. [4] (૩) દરેકે પોતાની શક્તિ

---

(1) "The general aim to be attained is the advent of a progressing Universal Harmony.

(2) The means for attaining this aim with regard to the earth, is the realisation of human unity through the awakening in all and the manifestation by all of the inner Divinity which is One.

(3) For each individually, to be Conscious in himself of the Divine Presence and to identify himself with it.

(4) Collectively, to establish an ideal society in a propitious spot for the flowering of the new race, the race of the Sons of God.

મુજબ અને અંગત પસંદગીના ધોરણે એક બાહ્યક્રિયા નક્કી કરવાની છે. આ જગતની રંગભૂમિ ઉપર દરેકે પોતાનું વિશિષ્ટ સ્થાન—કે જે બીજું કોઈ પૂરી શકે નહિ તે—શોધી લેવાનું છે અને એણે પોતાની શક્તિઓ સંપૂર્ણપણે એ તરફ જ વાળવાની છે. એણે એ ભૂલવું ન જોઈએ કે વિશ્વસંગીતમાં એ પોતે પોતાનો એક જ સૂર પુરાવે છે કે જે (સૂર) વિશ્વની સમગ્ર સંવાદિતામાં અનિવાર્ય છે અને તેનું મૂલ્ય સચ્ચાઈમાં છે." ૫

ત્રણ વિરલ આધ્યાત્મિક વિભૂતિઓ, પૂ. ગાંધીજી,-કવિવર ટાગોર અને પૂર્ણયોગી અરવિંદ-કર્મ, ભક્તિ અને જ્ઞાનયોગને જીવનમાં મૂર્ત કરનાર ત્રિમૂર્તિ-નું ક્રીડાક્ષેત્ર બની ધન્ય થયેલું હિંદ આવા પરમ પુરુષો માટે ગૌરવ લે એમાં નવાઈ નથી.



(5) An external action (work): every one has to choose it according to his capacities and personal preferences. He must find his own place, the place which he alone can occupy in the general concert, and he must give himself entirely to it, not forgetting that he is playing only one note in the terrestrial symphony and yet his note is indispensable to the harmony of the whole and its value depends upon its justness.

—From 'The Words of the Mother.'

મુજબ અને અંગત પસંદગીના ધોરણે એક બાહ્યક્રિયા નક્કી કરવાની છે. આ જગતની રંગભૂમિ ઉપર દરેકે પોતાનું વિશિષ્ટ સ્થાન—કે જે બીજું કોઈ પૂરી શકે નહિ તે—શોધી લેવાનું છે અને એણે પોતાની શક્તિઓ સંપૂર્ણપણે એ તરફ જ વાળવાની છે. એણે એ ભૂલવું ન જોઈએ કે વિશ્વસંગીતમાં એ પોતે પોતાનો એક જ સૂર પુરાવે છે કે જે (સૂર) વિશ્વની સમગ્ર સંવાદિતામાં અનિવાર્ય છે અને તેનું મૂલ્ય સચ્ચાઈમાં છે." ૫

ત્રણ વિરલ આધ્યાત્મિક વિભૂતિઓ, પૂ. ગાંધીજી,-કવિવર ટાગોર અને પૂર્ણયોગી અરવિંદ—કર્મ, ભક્તિ અને જ્ઞાનયોગને જીવનમાં મૂર્ત કરનાર ત્રિમૂર્તિ-નું ક્રીડાક્ષેત્ર બની ધન્ય થયેલું હિંદ આવા પરમ પુરુષો માટે ગૌરવ લે એમાં નવાઈ નથી.



(5) An external action (work): every one has to choose it according to his capacities and personal preferences. He must find his own place, the place which he alone can occupy in the general concert, and he must give himself entirely to it, not forgetting that he is playing only one note in the terrestrial symphony and yet his note is indispensable to the harmony of the whole and its value depends upon its justness.

—From 'The Words of the Mother.'

# साक्षरता की समस्या

कृष्णकान्त गो. देसाई
बी ए., बी. टी. कोविद

हिन्दुस्तान में साक्षरता का प्रमाण अभीतक बहुत नीचा रहा है। जहाँ तक ब्रिटिश राज्य था वहाँ तक उसको बढ़ाने की दिशा में खास कोई प्रयत्न नहीं किया गया था। यूँ तो देशनेता स्व. गोपाल कृष्ण ने प्राथमिक शिक्षा लाजिमी बनाने की दिशा में बड़े ज़ोर से आन्दोलन शुरू कर दिया था, लेकिन हुकूमत ने ऐसा कोई रास्ता नहीं निकाला जिससे उनकी उम्मीद पूरी हो सके। ब्रिटिश अमल के आखिरी दस वर्ष में इस दिशा में प्रगति हुई लेकिन उसका असर इतना नहीं हुआ कि जिससे हमारा यह कलंक आगामी कुछ पांच या दस वर्ष में मिट जाय। पूज्य महात्माजीने तो पहले से यह पहचान लिया था कि साक्षरता बढ़ाये बिना देश जैसी चाहिये, उतनी तरक्की नहीं कर सकेगा। और इस दिशा में जो कुछ भी प्रगति हुई है वह उन्हीं की वजह से।

अब तो अपनी हुकूमत है। अभी तो प्राथमिक शिक्षा को लाजिमी बना दिया है और प्रौढ़ शिक्षा के लिये भी ज़ोर से आन्दोलन हो रहा है। फिर भी आप देखेंगे कि साक्षरता का प्रमाण कुछ ज्यादह बढ़ नहीं रहा है।

यह बहुत गम्भीर प्रश्न है। उसे सुलझाने में क्या कठिनाइयां हैं? हम उनको कैसे हटा सकते हैं। हुकूमत ने कायदा तो बना दिया है लेकिन उसका पालन कैसे होता है यह हमें देखना है। बहुत अफ़सोस की बात है कि हुकूमत इस कार्य के लिये काफ़ी खर्च करने को तैयार नहीं है। आर्थिक प्रश्न को वे लोग हल नहीं कर सके हैं। इस समय अगर हमारी आर्थिक स्थिति बहुत अच्छी न हो तो हमारा फ़र्ज़ यह है कि हम अपनी साक्षरता की योजना में कुछ काट छाँट करके जितनी भी हो सके उतनी तरक्की करें।

तो हमारे लिये पहली ज़रूरी बात यह है कि प्राथमिक शिक्षा को तो फ़ी सदी करना ही चाहिये। इस बात में कोई ढिलाई नहीं करनी चाहिये। क्योंकि जिन बच्चों को अभी प्राथमिक शिक्षा नहीं दी जाती है वे बड़े होकर फिर कभी भी पढ़ न सकेंगे। अगर पहले ही इस बात को पक्का कर लें तो आगामी वर्षों में प्रौढ़ शिक्षा का प्रश्न ही न रहेगा क्योंकि कोई आदमी अनपढ़ होगा ही नहीं।

अगर प्राथमिक शिक्षा पर हम इतना ज़ोर देंगे तो प्रौढ़ शिक्षा जैसी दूसरी दिशाओं में हम कुछ नहीं कर सकेंगे।

मैं इसी बात पर ज़ोर देता हूँ कि हमारे सामने इस समय इतनी समस्याएँ खड़ी हैं कि प्रौढ़ शिक्षा की समस्या को हम अभी नहीं सुलझायेंगे तो कोई बड़ा नुकसान नहीं होगा। हम जो कुछ भी करें उसे अच्छी तरह से ही करें। बुनियाद अच्छी होगी तो सब कुछ ठीक हो जायगा। इसलिये कुछ समय के लिये प्रौढ़ शिक्षा की दिशा बन्द की जाय और सब ध्यान प्राथमिक शिक्षा ही की ओर केन्द्रित किया जाय। जो बूढ़े हो गये हैं, जो ज्यादह समय इस संसार में नहीं काटनेवाले उनको पढ़ाने से इतना फायदा नहीं होगा जितना कि छोटे बच्चे जिनको सारी ज़िन्दगी बसर करनी है, उनको पढ़ाने से होगा।

दूसरा प्रश्न यह है कि हम प्राथमिक शिक्षा सब बच्चों को देने के बाद क्या कर सकते हैं। पहले एक ही दिशा में पूरा प्रयत्न करना चाहिये। इसमें कुछ शक ही नहीं है कि ज़्यादह चीज़ें अपूर्णता से करने के बदले में कमसे कम एक चीज़ अच्छी तौर से करना ज़्यादह फ़ायदेमन्द होगा। लेकिन प्राथमिक शिक्षा के बाद हरेक लड़के को ज़्यादह पढ़ाने का खर्च हुकूमत बर्दाश्त नहीं कर सकेगी। हाँ, इतना अवश्य हो सकता है कि जो लड़के पढ़ने में तेज़ नज़र आते हों उनके लिये हुकूमत की ओर से शिष्यवृत्ति दी जाय। या तो हरेक ज़िले में एक हुकूमत की स्कूल रखी जाय जिसमें सिर्फ़ तेज़ लड़के, जो ग़रीब हैं उनको ही शिक्षा देने का प्रबन्ध हो। इसी तरह से हर प्रान्त में एक एक कालेज भी उन लड़कों के लिये खोला जाय।

बाकी जो प्रश्न रहें उन्हें जनता को सौंप दिया जाय। प्रौढ़ शिक्षा के लिये जनता की संस्थाएँ या आदमी निजी तौर पर चाहे सो करें लेकिन हुकूमत को तो अपना सारा ध्यान प्राथमिक शिक्षा की ही ओर केन्द्रित करना चाहिये।

---

## सुरपाण और पावागढ़ का पर्यटन

श्री. भालचन्द्र रामचन्द्र तिलक
एम. ए., बी. टी.

पाठशाला के अस्सी बालवीरों को लेकर पर्यटन के लिये हम बीस मार्च के रात को सवा नौ बजे बम्बई सेन्ट्रल स्टेशन से चले।

इक्कीस तारीख़ को सुबह हम मियागांव पहुँचे और वहाँ पर शिनोर के लिए गाड़ी बदली। मियागाँव के पहले भडौच स्टेशन पर श्रीयुत और श्रीमती भट हमसे आ मिले। शिनोर से दो नावोंमें बैठकर हम सब शाम के छः बजे नर्मदा नदी में बहाव के विरुद्ध दिशा में चले। रास्ते में हमने अनुसुया नाम का एक रम्य शान्त और सुन्दर स्थान देखा। रात को करीब साढे आठ बजे हम व्यास बेट पहुँचे। यहाँ हम नहाये खाना खाया और सो गये।

बाईस मार्च का दिन शाम के छः बजे तक हमने व्यास बेट पर बिताया। व्यास बेट एक टापू है। साधारणतः इसके एक तरफ नदी का पाट सूखा रहता है। दूसरी तरफ से नदी बहती है। कहते हैं कि व्यास

महाराज ने नदी का बहाव बदला—बड़ोदा राज्य में यह एक तीर्थ स्थान है । यहाँ बहुत से मंदिर और कुछ धर्मशालाएँ हैं। यहाँ लड़कों ने थोड़ा बहुत स्काउटिंग का काम किया । धीरूभाई शाम को चार बजे हम लोगों से आ मिले। शाम को छः बजे हम लोगों ने अपनी नौका यात्रा तीन नावों में फिर से शुरू की। रात को कहीं कहीं किनारे पर हम सबको उतरना पड़ता था। और हम गाते हुये नाव को रस्सी में खींचते थे। चांदनी रात होने से हमें बड़ा मजा आया । राह में एक दो जगह हमें मगर भी दिखे भी पर वह डर के मारे भाग गये। रात को दो बजे हम एक रेतीले टापू पर रुके और सुबह सात बजे तक वहीं सोये।

तेईस तारीख को सुबह हम सब चाय लेकर उस टापू के आगे चले। शाम को छः बजे हम सब गोरा पहुँचे। गोरा के पहले भीमघाट नाम का एक मुश्किल घाट है यहाँ पर एक एक नाव ऊपर चढ़ाने के लिये बारह मल्लाह लगे। उन्होंने एक एक नाव आधे आधे घंटे में ऊपर पहुँचाई । मामूली तरह से यह रास्ता दस मिनट में कट सकता था। करीब दो बजे भीमघाट के पहले सब लोगों को उतर के गोरा पैदल जाना पड़ा। सब लोग वसन्तपुरा इत्यादि गांवों से होते हुये पांच बजे गोरा पहुँचे । गोरा में हमने रात बिताई। रात को खाना खाने के बाद कैंपफायर किया। रात को हम लोगों ने पहरा भी दिया । कुछ लोगों ने रात को एक शेर देखा।

चौबीस तारीख को सुबह हम गोरा से आगे चले और दोपहर को एक बजे के करीब हम सब सुरपाण पहुँचे। राह में हम मेरोघाट नामके स्थान पर उतरे थे। गोरा से सुरपाण का रास्ता पहाड़ों में से है। दोनों तरफ ऊँचे ऊँचे चट्टान हैं। दूर पर पहाड़ भी दिखाई देते हैं। यहाँ हमने कुछ आराम किया, खाना खाया, हम सब स्रोत में नहाये। शाम को फोटोग्राफी की और स्काउट खेल खेले । रात को ग्यारह बजे तक कैंपफायर हुआ। रात को हम लोगों ने पहरा दिया। कुछ लोगों ने यहाँ भी रात को एक शेर देखा । कुछ लोग दोपहर को सुरपाणेश्वर देखने गये थे । यह स्थान यहाँ से करीब तीन मील है। सुरपाणेश्वरका स्रोत बड़ा सुंदर है । वर्षा ऋतु में बहुत ही सुन्दर दिखता होगा।

पच्चीस तारीख को हम सब सुबह छः बजे सुरपाण से चले । गोरा, भीमघाट, वसन्तपुरा, होते हुए हम करीब ग्यारह बजे राजेश्वर पहुँचे। यहाँ एक सुन्दर मन्दिर और घाट है—यह देख कर नाश्ता लेके हम साढ़े ग्यारह बजे यहाँ से चले और पांच बजे मुंगेश्वर पहुँचे। यहाँ बड़ा के खाना खाया। नर्मदा के किनारे यह एक बड़ा रमणीय स्थान है । हम सब रात को आठ बजे चांदोद पहुँचे । यहाँ खाना खाकर स्टेशन पर सो गये।

छब्बीस तारीख को सुबह हमारी रेल चांदोद से चली दभोई से होते हुये हम साढ़े नौ बजे प्रतापनगर पहुँचे। प्रतापपुरी में एक मित्र के यहाँ उतरे। दोपहर को दो से साढ़े पांच तक हम लोगों ने बड़ोदा देखा। हड़ताल होने के वजह से बहुत कम स्थान देखे तब भी नजरबाग, हाथी खाना, स्काउट केन्द्र और खंडेराव मार्केट तो देखे ही। खास करके हाथी खाने में बहुत मजा आया । शाम को लड़कों ने "दिवार" सिनेमा भी देखा।

सत्ताईस तारीख को सुबह छः बजे उठकर हम सब बस पर बैठकर पावागढ़ देखने गये। करीब ग्यारह बजे हम पहाड़ के पास के शहर में पहुँचे और गढ़ चढ़ना शुरू किया। किले की ऊँचाई जमीन से १५०० फुट है। हम ऊपर जाकर नहाकर खाना खाकर चार बजे तक नीचे पहुँचे और शाम तक बड़ोदा पहुँच गये।

अठ्ठाईस तारीख को सुबह बड़ोदा से निकलकर रात को हम पाठशाला में वापिस पहुँचे।

यह पर्यटन गरमी के शुरुआत में होने के वजह से हम सबको बहुत धूप लगी। इस समय पतझड़ होने के वजह प्रकृति हरीभरी और सुन्दर नहीं थी और स्रोत का सौन्दर्य वर्षा ऋतु के समान आकर्षक न था।

तब भी इस पर्यटन की बहुत सी बातें याद रहने लायक थी। नर्मदा में नौका पर्यटन और स्नान इन दो बातों में बहुत ही मजा आया। नर्मदा किनारे के छोटे मोटे शहर और गांव वहाँ के मंदिर और घाट, एकान्त किनारे पर बैठे हुये पक्षी और नदी में तैरते हुए मगर, शान्त आश्रम और साफ गांव, मुश्किल भीमघाट और सुन्दर शूरपाण ये सभी याद रहेंगे। गांवों में खाये हुये कच्चे आम और इमली सभी को याद रहेंगे। नर्मदा नदी का शान्त, मनोहर, और रमणीय किनारा कोई भूल नहीं सकता। उसी तरह सुन्दर शहर बड़ोदा और ऊंचा पावागढ़ ये दोनों भी हम कभी भूल नहीं सकते। पावागढ़ के ऊपर से दूर क्षितिज तक जो भूमि दिखती है वह बड़ी सुन्दर है।

पावागढ़ के नीचे कुछ बहुत सुन्दर मस्जिदें भी है। हमारा यह पर्यटन बहुत आनन्ददायी था।

---

## वर्षाऋतु

कनैयालाल नटवरलाल परीख
धोरण पांचवा

वर्षाऋतु के चार मास होते हैं। इनमें आषाढ़ पहला है। वर्षा का हमारे जीवन में बहुत महत्त्व है। इस ऋतु में बहुत वर्षा होती है।

वर्षा में छोटे छोटे लड़के पानी में खूब खेलते हैं। पुराने जमाने में लोग बारिश के शुरुआत में 'वर्षा-पूजन' करते थे। 'वर्षा-पूजन' का दिन बहुत उत्सव से मनाया जाता है। और किसान दिन भर खेत ही में रहता है।

आषाढ़ के बाद श्रावण मास आता है। इस मास में कभी कभी जोर की बौछार आती है। श्रावण मास विद्यार्थियों को बहुत प्रिय है। इस मास में उनको पन्द्रह बीस दिन की छुट्टी मिलती है। यह मास किसानों को भी प्रिय है क्योंकि इस मास में वे लोग भी खेती से निवृत्त हो जाते हैं। और वे फूल और फलों की राह देखते हैं।

श्रावण के बाद भाद्रपद मास आता है। इस मास में आकाश में गर्जना होती है। इस मास में आकाश स्वच्छ दिखाई देता है। यह वर्षा ऋतु का आखिर का मास है। भाद्रपद में कभी कभी मेघ-धनुष दिखाई देता है। इस मास में अनाज से भरी हुई गाड़ियाँ गाँवों में दिखाई देती हैं।

यह देश कृषि प्रधान है इसलिये ऐसे बहुत से सुन्दर दृश्य देख कर हमको बहुत आनन्द होता है।

---



"પડેલાંને ઉઠાડીને જીવન અર્પ્યું તમે બાપુ,
તમારી દિવ્ય છાયામાં, જશે તે ખીલતું બાપુ;
ભલે ને મૃત્યુ મલકાયે હરી તમ દેહને બાપુ,
તમે તો છો અમારા ને અમારા સર્વદા બાપુ."

—શ્રી. સ્નેહરશ્મિ.



# રાજહંસ

અંક ૬ ઠ્ઠો

૧૯૪૮-૧૯૪૯

*

હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ

અંધેરી

મૂલ્ય રૂ. ૨-૦-૦

# રાજહંસ

( હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અંધેરી,નું મુખપત્ર )

# RAJHANS

## (The Annual Number of Hansraj Morarji Public School, Andheri)



राजहंसः प्रवृत्तोऽयं हंसराजकलालयात् ।
मानसे विदुषां सम्यक् रमतां हर्षमावहः ॥
( बी. एल. रामभोग ).



# વિદ્યાર્થી સભા (પ્રિફેક્ટ્સ કાઉન્સિલ), ૧૯૪૯

પ્રમુખઃ-યોગેન્દ્ર શાહ — મંત્રીઃ-કાંતિલાલ શાહ

| : નાયકો : | | : ઉપનાયકો : |
|---|---|---|
| હર્ષદરાય શુકલ | સભા અને સમૂહપ્રાર્થના | દિલીપકુમાર દેસાઈ |
| દિલીપકુમાર દેસાઈ | ચર્ચા મંડળ | નરહરિપ્રસાદ કોયા |
| ભદ્રશીલ ત્રિવેદી | ભોજન ખંડ | લલિતકુમાર પટેલ |
| શાંતિલાલ રાડીઆ | વાચનાલય | ગોવિંદરામ ભગત |
| લક્ષ્મીચંદ આશ્રાણી | રેડિયો | ભીમનલાલ કક્કડ |
| શરદચંદ્ર પાટલીઆ | અંદરની રમતો | અમીચંદ શાહ |
| ચંદ્રકાંત પટેલ | બહારની રમતો | શશિકાંત શાહ |
| માધવજી ઠક્કર | પર્યટનો | સેનગુપ્તા પારેખ |
| ચંદ્રવદન પેઈન્ટર | થિયેટર | જયંતીલાલ કક્કડ |
| લાભશંકર પઢિયાર | ગુમ થયેલી વસ્તુઓ | |

## વર્ગો

| | | |
|---|---|---|
| પ્રાથમિક શાળા | શરદ પારેખ | અશોક દેસાઈ |
| ધોરણ ૧ લું | મનોહર ગોરડીઆ | પ્રફુલ્લચંદ્ર ગાલા |
| ,, ૨ જું | કિરીટકુમાર જાની | પ્રતાપરાય ભટ્ટ |
| ,, ૩ જું | દેવીદાસ ઠક્કર | ઉદયસિંહ મર્ચન્ટ |
| ,, ૪ થું | જયંતીલાલ શાહ | મહેન્દ્રકુમાર જગાણી |
| ,, ૫ મું | લક્ષ્મીચંદ આશ્રાણી | લાભશંકર પઢિયાર |
| ,, ૬ ઠું | શાંતિલાલ રાડીઆ | વિનોદચંદ્ર મોમાયા |
| ,, ૭ મું | ચન્દ્રવદન પેઈન્ટર | ભદ્રશીલ ત્રિવેદી |

(અનુસંધાન પૃ. ૯ ઉપર)

ટેલિફોનઃ—૮૬૪૬૭ તારનું સરનામુંઃ—રાજહંસ

# હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અંધેરી (મુંબઇ)

## બાઇ કબીબાઈ અને હંસરાજ મોરારજી ચેરિટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ



### આચાર્ય

શ્રી. ધીરુભાઈ મ. દેસાઈ, બી. એ.; બી. ટી.; ડિપ્લોમા ઈન્ એજ્યુકેશન (એડિનબરો)

### ઉપાચાર્ય

શ્રી. ચંદ્રમાધવ ચં. દેસાઈ, બી. એ.; ડિપ્લોમા ઈન્ એજ્યુ. (વડોદરા) ડિ. પી. ઇ. (મદ્રાસ)

### સુપરિન્ટેન્ડન્ટ

શ્રી. મોહનલાલ ભ. મારેતર, મેટ્રિક; જી. ડી. સી.

### શિક્ષકગણ

૧ શ્રી. મહેન્દ્રભાઈ ન. દીવાન, બી. એ.; એસ. ટી. સી.; હાયર ડિપ્લોમા ઈન્ એજ્યુ. (લંડન) (ગણિત)
૨ ,, મણિભાઈ નિ. નાયક, બી. એસસી.; બી. ટી.; ડિ. પી. ઈ. (કાંદિવલી), (ગણિત, વિજ્ઞાન)
૩ ,, ઈશ્વરલાલ મ. દેસાઈ, એમ. એ.; બી. ટી.; કોવિદ (સંસ્કૃત, ગુજરાતી, હિંદી)
૪ ,, દુર્ગેશભાઈ શુક્લ, બી. એ. (ગુજરાતી, અંગ્રેજી)
૫ ,, ડાહ્યાભાઈ ક. પટેલ, બી. એ.; બી. ટી. (ભૂગોળ, અંગ્રેજી)
૬ ,, રણસુખભાઈ ચં. પેઇન્ટર, બી. એ. (ઇતિહાસ, અંગ્રેજી)
૭ ,, ઓચ્છવલાલ ચી. પરીખ, બી. એ.; બી. ટી., (ગુજરાતી, સંસ્કૃત)
૮ ,, જયંતીલાલ ગો. દાણાવાલા, એમ. એ., બી. ટી., (અંગ્રેજી, ગુજરાતી)
૯ ,, કૃષ્ણકાંત ગો. દેસાઈ, બી. એસસી.; બી. ટી.; કોવિદ, (વિજ્ઞાન, ગણિત, હિંદી)
૧૦ ,, રણછોડભાઈ પ્રા. પટેલ, એમ. એ.; હાયર ડિપ્લોમા ઈન્ એજ્યુ. (લંડન), (અંગ્રેજી, ભૂગોળ)

૧૧ શ્રી. પુલિન બિહારી દત્ત, ડિપ્લોમા ઈન્ ઓરિએન્ટલ આર્ટ (કલકત્તા) (ચિત્રકળા)
૧૨ ,, આત્મારામ મા. શિર્કે, મેટ્રિક; એસ. ટી. સી. (કાંદિવલી); કોવિદ; એચ. ડી. ડી.; જુનિયર કેડેટ ઑફિસર. (લશ્કરી કવાયત, શારીરિક શિક્ષણ)
૧૩ ,, વાસુદેવ ગણેશ તાંબે, મેટ્રિક; એસ. ટી. સી. (સંગીત)
૧૪ ,, હર્ષદભાઈ વૈદ્ય, બી. એ., (ગુજરાતી, ઇતિહાસ)
૧૫ ,, ચંદુલાલ મ. શુક્લ, મેટ્રિક, (ગ્રંથપાળ)
૧૬ ,, નેથુન બી. રૂબીન (બૉક્સીંગ)
૧૭ ,, મદન સા. પરબ (લશ્કરી કવાયત)

ઑફિસ અને અન્ય સ્ટાફ

૧૮ શ્રી. ભગુભાઈ ભા. પટેલ (એકાઉન્ટન્ટ)
૧૯ ,, રતિલાલ પ. દેસાઇ (કલાર્ક)
૨૦ ,, ભગવાનજી મો. નાયક (મદદનીશ કલાર્ક)
૨૧ ,, દયાશંકર કા. રાજ્યગોર (સ્ટોર કીપર)
૨૨ શ્રી. શાંતાબહેન ના. દેસાઈ (મેટ્રન)
૨૩ ,, ગંગુબાઈ સ. ઠાકુર (નર્સ)
૨૪ ,, કુસુમબહેન ધી. દેસાઈ (સુપરવાઇઝર)

દવાખાનું

૨૫ ડૉ. વસંત પી. અવસરે, એમ. બી. બી. એસ. (માનદ્ સ્કૂલ ડૉક્ટર)
૨૬ ડૉ. હરેન્દ્ર ટી. સુનથી, એમ. બી. બી. એસ. ( ,, ,, ,, )

---

## વિદ્યાર્થીનો નિયત સંકલ્પ

### (પ્રતિદિન સવાર-સાંજ પ્રાર્થના સમયે)

હંસરાજ મોરારજી વિદ્યામંદિરના વિદ્યાર્થી તરીકે, હું એના આદર્શો સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

ભારત, ગુજરાત અને આર્યસંસ્કૃતિ એ ત્રણેની સેવા મારા જીવનનું ધ્યેય માનું છું. ભારતની મહત્તા માટે, સમય આવે, હું મારું સર્વસ્વ અર્પણ કરવા તત્પર છું.

આર્યસંસ્કૃતિ વિશુદ્ધ અને અખંડ રહે તે માટે એનો અભ્યાસ કરી, એને જાળવવા સતત પ્રયાસ કરું છું ને ગુજરાતના આદર્શ સંસ્કારોને સિદ્ધ કરવા હું ચાલુ પ્રયત્ન સેવું છું.

# શાળાનો અન્ય સ્ટાફ

* *
*

ઑફિસ:—

૧ પરશુરામ પુનાજી (ટેલિફોન અને ઑફિસ)
૨ અનંત ગણેશ ગડકરી (લૅબોરેટરી)
૩ લક્ષ્મણ નારાયણ (બહારનું કામકાજ)
૪ નારાયણ મહિપત (બૅન્ક અને ઑફિસ)
૫ શાંતિલાલ શંકર (ઑફિસ)

રસોડું:—

૧ તુકારામ દેવુ
૨ પાંડુ માલુ
૩ લક્ષ્મણ ગંગારામ
૪ કાનુ ગોવિંદ
૫ વિઠ્ઠલ સહદેવ
૬ વિઠ્ઠલ દેવુ
૭ તુકારામ ધાકુ
૮ સોનુ બાજી
૯ શિવરામ યશુ
૧૦ ભીમા બાજી

રસોઇયા:—

૧ કરસનજી રેવાશંકર
૨ ડાહ્યાભાઈ જીવતરામ
૩ ગોરધનભાઈ નકુભાઈ
૪ દામોદર પુરુષોત્તમ
૫ કાંતિલાલ મણિલાલ

સ્ટોર:—

૧ સુલોચનાબહેન દા. ગડકરી
૨ રેવાબહેન પુરુષોત્તમ
૩ ગંગુબાઈ ગણપત
૪ લક્ષ્મીબાઈ રાઘુજી
૫ બાળુ તુકારામ

રમતગમત:— ૧ પાંડુ શિવાજી

વર્ગોની સાફસૂફી:—

૧ મહિપત ભગાજી

ફર્નિચરનું કામકાજ:—

૧ ગણપત તુકારામ

મુકાદમ:—

૧ ગણપત ગોવિંદ
૨ ધર્મા ધોંડુ
૩ બાપુ ધોંડુ
૪ તાનુ સોનુ
૫ નરસુ ધાકુ
૬ ધોંડુ સખારામ
૭ દગડુ તુકારામ
૮ સોનુ વિઠુ

ચોકીદારો:—

૧ આનુસિંગ બક્ષીસિંગ
૨ બ્રિજમોહન જંગબહાદુરસિંગ
૩ બદનસિંગ દાદરસિંગ

માળી:—

૧ હરિ લક્ષ્મણ ૨ ભીખુ લાડુ

સફાઈ:—

૧ ડાહીબહેન શાંતિલાલ
૨ ડાહ્યાભાઈ શંકર
૩ રતનબહેન ડાહ્યાભાઈ
૪ હીરાભાઈ કાળિદાસ

નાવી:— ૧ તાનાજી લક્ષ્મણ ચૌહાણ

મોટર હાંકનાર:—

૧ ગુલઝારસિંગ જ્ઞાનસિંગ

# શાળાના વિદ્યાર્થીઓનાં નામ, ૧૯૪૮–'૪૯

| નંબર | નામ | વર્ગ |
|---|---|---|
| ૧ | રશ્મિકાંત ચી. દેસાઈ | ચોથું |
| ૨ | અતુલ મો. પારેખ | સાતમું |
| ૩ | હર્ષદરાય ન. દલાલ | ચોથું |
| ૪ | કનૈયાલાલ ન. પરીખ | સાતમું |
| ૫ | જયેન્દ્રકુમાર મ. સોમૈયા | પાંચમું |
| ૬ | વસંતલાલ પ. ઓધલે | પ્રાથમિક |
| ૭ | હરિલાલ ગો. ખત્રી | પ્રાથમિક |
| ૮ | બાલકૃષ્ણ શાં. ઠાકુર | ચોથું |
| ૯ | ભદ્રશીલ વિ. ત્રિવેદી | સાતમું |
| ૧૦ | નેમજી ધ. મારુ | ત્રીજું |
| ૧૧ | રશ્મિભાઈ વૃ. અમીન | બીજું |
| ૧૨ | પિનાકિન જ. દાણાવાલા | પ્રાથમિક |
| ૧૩ | ચંદુલાલ હે. બેટાઈ | સાતમું |
| ૧૪ | ચીમનલાલ મ. કક્કડ | ચોથું |
| ૧૫ | નટવરલાલ પ્રા. જાની | પાંચમું |
| ૧૬ | ભાનુભાઈ છ. દલાલ | ચોથું |
| ૧૭ | દેવીદાસ વિ. ઠક્કર | ત્રીજું |
| ૧૮ | હર્ષદરાય હ. શુક્લ | સાતમું |
| ૧૯ | મહેન્દ્ર કાં. પટેલ | બીજું |
| ૨૦ | વિનોદચંદ્ર રા. મોમાયા | છઠ્ઠું |
| ૨૧ | નરેન્દ્ર મા. પટેલ | ત્રીજું |
| ૨૨ | મુલરાજ ધ. મારુ | પ્રાથમિક |
| ૨૩ | લાભશંકર ન. પઢિયાર | પાંચમું |
| ૨૪ | કિશોર દે. ઓઝ | ચોથું |
| ૨૫ | સુરેશચંદ્ર બ. સંઘવી | બીજું |
| ૨૬ | અજયકુમાર ગ. ધ્રુવ | ચોથું |
| ૨૭ | રજનિકાંત દે. ઓઝ | છઠ્ઠું |
| ૨૮ | રસિકલાલ દ. દોશી | છઠ્ઠું |
| ૨૯ | શરદ મ. પારેખ | પ્રાથમિક |
| ૩૦ | ગમનલાલ મો. માસ્ટર | પ્રાથમિક |
| ૩૧ | જગદીશચંદ્ર શાં. મહેતા | છઠ્ઠું |
| ૩૨ | મહેન્દ્રભાઈ રા. પટેલ | સાતમું |
| ૩૩ | દિનેશચંદ્ર ગો. પટેલ | ચોથું |
| ૩૪ | રમણિકલાલ રા. સંઘવી | છઠ્ઠું |
| ૩૫ | દિનેશચંદ્ર વિ. કાપડીઆ | પ્રાથમિક |
| ૩૬ | કનુભાઈ મ. પટેલ | પાંચમું |
| ૩૭ | પરભુભાઈ દુ. પટેલ | પાંચમું |
| ૩૮ | અરુણ ન. પટેલ | પાંચમું |
| ૩૯ | મફતભાઈ ગો. પટેલ | બીજું |
| ૪૦ | ભીમજી જે. ટાંક | સાતમું |
| ૪૧ | અશોક ધી. દેસાઈ | પ્રાથમિક |
| ૪૨ | નવીનચંદ્ર ઈ. પાધ્યા | સાતમું |
| ૪૩ | હર્ષદરાય કાં. ઉપાધ્યાય | બીજું |
| ૪૪ | કુમુદચંદ્ર લીલાધર | ત્રીજું |
| ૪૫ | મધુકર કાં. ઉપાધ્યાય | પ્રાથમિક |
| ૪૬ | નવીનચંદ્ર જૂ. મહેતા | પહેલું |
| ૪૭ | મધુસૂદન વ. કોટેચા | ત્રીજું |
| ૪૮ | શશિકાંત વ. કોટેચા | પ્રાથમિક |
| ૪૯ | હિંમતલાલ ઉ. કોઠારી | ચોથું |
| ૫૦ | રમણભાઈ ર. પટેલ | ત્રીજું |
| ૫૧ | હરેશચંદ્ર મ. પટેલ | ત્રીજું |
| ૫૨ | ભાનુભાઈ વૃ. શેઠ | છઠ્ઠું |
| ૫૩ | જગદીશચંદ્ર ધ. મારુ | પહેલું |
| ૫૪ | જયંતીલાલ ર. શેઠ | ચોથું |
| ૫૫ | હરેન્દ્ર ધ. મહેતા | ચોથું |
| ૫૬ | સુનીલાલ મો. સંઘરાજકા | છઠ્ઠું |
| ૫૭ | ઉમેશચંદ્ર સુ. પારખાણી | ચોથું |
| ૫૮ | જયવંતકુમાર ધી. ચાંપરાજવાલા | પાંચમું |
| ૫૯ | મનુભાઈ હી. પટેલ | છઠ્ઠું |
| ૬૦ | મુકુન્દકુમાર ગો. સચદે | પ્રાથમિક |

| નંબર | નામ | વર્ગ |
|---|---|---|
| ૬૧ | ચંદ્રકાંત મ. પટેલ | સાતમું |
| ૬૨ | સુરેશચંદ્ર કૃ. પુરોહિત | સાતમું |
| ૬૩ | પ્રતાપ ગૈ. ભટ્ટ | બીજું |
| ૬૪ | અનિલકુમાર મ. નાયક | પ્રાથમિક |
| ૬૫ | જગદીશચંદ્ર કૃ. મોદી | સાતમું |
| ૬૬ | સેનગુપ્તા જ. પારેખ | સાતમું |
| ૬૭ | જશવંત ક. મહેતા | સાતમું |
| ૬૮ | મોહનલાલ આ. જોષી | સાતમું |
| ૬૯ | ગુલાબભાઈ વા. શાહ | સાતમું |
| ૭૦ | વનરાજ ક. ભાટિયા | સાતમું |
| ૭૧ | પ્રવીણચંદ્ર અ. શાપરિયા | પાંચમુ |
| ૭૨ | રામજી દા. પટેલ | છઠ્ઠું |
| ૭૩ | અશોક વિ. મરચંટ | ચોથું |
| ૭૪ | ગોવિંદ મુ. માલી | ચોથું |
| ૭૫ | ભરતકુમાર દા. શાહ | પ્રાથમિક |
| ૭૬ | જયવંતકુમાર શાં. મહેતા | પાંચમું |
| ૭૭ | પ્રવીણકાંત છો. ચંદારાણા | સાતમું |
| ૭૮ | મહેન્દ્રકુમાર ભોજરાજ | બીજું |
| ૭૯ | યોગેન્દ્ર લ. શાહ | સાતમું |
| ૮૦ | દલીચંદ લા. મહેતા | સાતમું |
| ૮૧ | માધવજી રા. સચદેવ | સાતમું |
| ૮૨ | ચંદ્રકાન્ત ન. એન્જીનિયર | બીજું |
| ૮૩ | કાન્તિલાલ ચુ. શાહ | પાંચમું |
| ૮૪ | ચંદ્રકાંત દા. શાહ | ચોથું |
| ૮૫ | બાબુભાઈ સો. ભટ્ટ | સાતમું |
| ૮૬ | ધીરજલાલ ચુ. શાહ | પાંચમુ |
| ૮૭ | પુરુષોત્તમ ભા. પટેલ | સાતમું |
| ૮૮ | રામકૃષ્ણ આ. જોષી | સાતમું |
| ૮૯ | અશોક મા. પટેલ | સાતમું |
| ૯૦ | —— | —— |
| ૯૧ | શશિકાંત ત્રિ. શાહ | સાતમું |
| ૯૨ | પ્રભુદાસ જા. અજમેરા | સાતમું |

| નંબર | નામ | વર્ગ |
|---|---|---|
| ૯૩ | —— | —— |
| ૯૪ | શરદચંદ્ર જે. પાટલીઆ | સાતમું |
| ૯૫ | આનંદજી વી. છેડા | પહેલું |
| ૯૬ | વિનોદચંદ્ર મો. શાહ | પહેલું |
| ૯૭ | —— | —— |
| ૯૮ | અરવિંદકુમાર ભા. પટેલ | ત્રીજું |
| ૯૯ | દિલીપ ર. દેસાઈ | પ્રાથમિક |
| ૧૦૦ | ભાનુભાઈ લા. પટેલ | છઠ્ઠું |
| ૧૦૧ | ચંદ્રકાંત પ્ર. હેમાણી | ચોથું |
| ૧૦૨ | અરવિંદ બા. પટેલ | પ્રાથમિક |
| ૧૦૩ | બંસીલાલ મ. ગાંધી | છઠ્ઠું |
| ૧૦૪ | નટવરલાલ જે. શાહ | બીજું |
| ૧૦૫ | કનુભાઈ છો. પટેલ | પાંચમું |
| ૧૦૬ | પ્રવીણચંદ્ર કાં. શ્રોફ | ચોથું |
| ૧૦૭ | દિલીપકુમાર કાં. શ્રોફ | છઠ્ઠું |
| ૧૦૮ | ગુલાબચંદ શાં. ગાલા | ત્રીજું |
| ૧૦૯ | ઠાકોરભાઈ દા. પટેલ | પ્રાથમિક |
| ૧૧૦ | મિહિર ગૈ. ભટ્ટ | પ્રાથમિક |
| ૧૧૧ | જવાહરલાલ પ. પટેલ | છઠ્ઠું |
| ૧૧૨ | પ્રવીણ હ. દવે | બીજું |
| ૧૧૩ | શાંતિલાલ જ. રાઠીઆ | છઠ્ઠું |
| ૧૧૪ | પ્રાણલાલ ક. પટેલ | છઠ્ઠું |
| ૧૧૫ | પુરુષોત્તમ મ. નથવાણી | છઠ્ઠું |
| ૧૧૬ | હિનુભાઈ હ. અમીન | ચોથું |
| ૧૧૭ | મધુસુદન પ. ઠક્કર | ત્રીજું |
| ૧૧૮ | —— | —— |
| ૧૧૯ | ધીરજલાલ કે. શાહ | છઠ્ઠું |
| ૧૨૦ | ભરતકુમાર ચી. બેંકર | પાંચમું |
| ૧૨૧ | અમીચંદ જે. શાહ | છઠ્ઠું |
| ૧૨૨ | જયંતીલાલ મ. કછડ | પાંચમું |
| ૧૨૩ | મહેન્દ્રકુમાર ર. પટેલ | પહેલું |
| ૧૨૪ | પ્રફુલ્લચંદ્ર ખં. સંઘવી | ચોથું |

| નંબર | નામ | વર્ગ |
|---|---|---|
| ૧૨૫ | — | — |
| ૧૨૬ | — | — |
| ૧૨૭ | હેમચંદ શાં. ગાલા | બીજું |
| ૧૨૮ | — | — |
| ૧૨૯ | પ્રભાકર પ્ર. કામદાર , | સાતમું |
| ૧૩૦ | — | — |
| ૧૩૧ | હિંમતલાલ દા. વોરા | બીજું |
| ૧૩૨ | દિલીપકુમાર ચી દેસાઈ | સાતમું |
| ૧૩૩ | ઉદયસિંહ જ. મરચંટ | ત્રીજું |
| ૧૩૪ | ધરમસિંહ જ. મરચંટ | છઠ્ઠું |
| ૧૩૫ | — | — |
| ૧૩૬ | નરસિંહ લ. ચાવડા | પાંચમું |
| ૧૩૭ | નરેન્દ્ર ર. પટેલ | પાંચમું |
| ૧૩૮ | — | — |
| ૧૩૯ | હેમેન્દ્ર રા. ભટ્ટ | સાતમું |
| ૧૪૦ | મનોહર ર. પેઈન્ટર | ચોથું |
| ૧૪૧ | ચંદ્રવદન ર. પેઈન્ટર | સાતમું |
| ૧૪૨ | દિનકર મ. પારેખ | ચોથું |
| ૧૪૩ | વસંતરાય ને. વજાણી | પાંચમું |
| ૧૪૪ | — | — |
| ૧૪૫ | પ્રફુલ્લ ભ. શાહ | પહેલું |
| ૧૪૬ | દેવેન્દ્ર ર. વોરા | બીજું |
| ૧૪૭ | વિહંગકુમાર ચં. દેસાઈ | બીજું |
| ૧૪૮ | હરકીશનદાસ ક. મિસ્ત્રી | છઠ્ઠું |
| ૧૪૯ | સતીશકુમાર મ. ઝવેરી | ચોથું |
| ૧૫૦ | લક્ષ્મીચંદ રા. આશ્રાણી | પાંચમું |
| ૧૫૧ | અમૃતલાલ ને. શાહ | છઠ્ઠું |
| ૧૫૨ | પ્રભાકર આ. શિર્કે | પ્રાથમિક |
| ૧૫૩ | રમેશચંદ્ર જ. પંજા | પાંચમું |
| ૧૫૪ | શાંતિલાલ કું. મારુ | પાંચમું |
| ૧૫૫ | સૂર્યકાંત કું. મારુ | પાંચમું |
| ૧૫૬ | રમેશ છ. અમીન | બીજું |

| નંબર | નામ | વર્ગ |
|---|---|---|
| ૧૫૭ | તારાચંદ ખી. નાગડા | ચોથું |
| ૧૫૮ | લક્ષ્મીચંદ આ. મારુ | બીજું |
| ૧૫૯ | લક્ષ્મીચંદ મે. મારુ | છઠ્ઠું |
| ૧૬૦ | કિશોરસિંહ ઉ. દલાલ | પાંચમું |
| ૧૬૧ | અનિલકુમાર ઈ. દેસાઈ | પહેલું |
| ૧૬૨ | નાનાલાલ ના. ઠક્કર | ચોથું |
| ૧૬૩ | હસમુખલાલ કે. પટેલ | ચોથું |
| ૧૬૪ | પ્રવીણચંદ્ર મ. મનિયાર | પાંચમું |
| ૧૬૫ | ધીરેન્દ્ર ભ. શાહ | પાંચમું |
| ૧૬૬ | શામજી વિ. છેડા | ચોથું |
| ૧૬૭ | રમણિકલાલ મ. ગઢીઆ | ત્રીજું |
| ૧૬૮ | જમનાદાસ પી. હરિયાણી | બીજું |
| ૧૬૯ | રાજેન્દ્ર સા. શાહ | પાંચમું |
| ૧૭૦ | — | — |
| ૧૭૧ | અવિનાશ શાં. મઝમુદાર | સાતમું |
| ૧૭૨ | જયંત મ. શાહ | ચોથું |
| ૧૭૩ | વિનોદચંદ્ર જ. શેઠ | ત્રીજું |
| ૧૭૪ | — | — |
| ૧૭૫ | હરીન્દ્રકુમાર ચુ. પટેલ | પાંચમું |
| ૧૭૬ | નવનીતલાલ જ. ગાંધી | પહેલું |
| ૧૭૭ | લલિતકુમાર હ. પટેલ | પાંચમું |
| ૧૭૮ | બાલમુકુંદ ગો. પટેલ | પાંચમું |
| ૧૭૯ | વસંતલાલ દા. વોરા | પહેલું |
| ૧૮૦ | — | — |
| ૧૮૧ | ગોવિંદરામ પુ. ભગત | સાતમું |
| ૧૮૨ | છત્રેન્દ્ર ત્રી. ચાવડા | ત્રીજું |
| ૧૮૩ | — | — |
| ૧૮૪ | શશિકાંત છ. ગણાત્રા | પાંચમું |
| ૧૮૫ | વિનયકુમાર મ. પાઠક | બીજું |
| ૧૮૬ | ચંદ્રકાંત જ. મહેતા | છઠ્ઠું |
| ૧૮૭ | કિરીટકુમાર ચં. જાની | પહેલું |
| ૧૮૮ | — | — |

| નંબર | નામ | વર્ગ |
| --- | --- | --- |
| ૧૮૯ | જમિયતલાલ ગો. બાદશાહ | પાંચમું |
| ૧૯૮ | વિજયસિંહ હ. કાપડીઆ | છઠ્ઠું |
| ૧૯૯ | —— | —— |
| ૨૦૦ | —— | —— |
| ૨૦૧ | મનહરલાલ જે. ગોરડીઆ | પહેલું |
| ૨૦૨ | પ્રવીણચંદ્ર જે. ગોરડીઆ | ત્રીજું |
| ૨૦૩ | જગદીશચન્દ્ર કૃ. દેસાઈ | છઠ્ઠું |
| ૨૦૪ | મહેન્દ્ર મો. મહેતા | ચોથું |
| ૨૦૫ | ધીરૂભાઇ ગો. પટેલ | ચોથું |
| ૨૦૬ | —— | —— |

| નંબર | નામ | વર્ગ |
| --- | --- | --- |
| ૨૦૭ | અરવિંદકુમાર સો. પરીખ | ચોથું |
| ૨૦૮ | નલિનકાંત સો. પરીખ | છઠ્ઠું |
| ૨૦૯ | —— | —— |
| ૨૧૦ | ચન્દ્રકાંત કૃ. પોરા | પહેલું |
| ૨૧૧ | —— | —— |
| ૨૧૨ | ઠાકોરલાલ દ. નાયક | સાતમું |
| ૨૧૩ | નરહરિપ્રસાદ કૃ. કોયા | પાંચમું |
| ૨૧૫ | મહેન્દ્રકુમાર હ. જાગાણી | ચોથું |
| ૨૧૮ | રસિકલાલ ર. સંઘરાજકા | ચોથું |
| ૨૨૫ | પ્રદ્યુમ્ન ધ. ગજ્જર | ચોથું |

---

(અનુસંધાન પૃ. ૨ થી)

## ગૃહો

| : નાયકો : | | | : ઉપનાયકો : |
| --- | --- | --- | --- |
| કૃષ્ણ | ગૃહ | પ્રફુલ્લ સંઘવી | મધુસુદન કોટેચા |
| રામચન્દ્ર | ,, | કાંતિલાલ શાહ | નલિનકુમાર પરીખ |
| વિવેકાનંદ | ,, | કનૈયાલાલ પરીખ | વિનોદચન્દ્ર મોમાયા |
| દયાનંદ | ,, | માધવજી ઠક્કર | ગોવિંદરામ ભગત |
| અરવીંદ | ,, | શાંતિલાલ રાડીઆ | પ્રવીણકુમાર શાપરીઆ |
| ટાગોર | ,, | જયંતીલાલ કક્કડ | ધીરેન્દ્ર શાહ |
| બુદ્ધ | ,, | વિજયસિંહ કાપડીઆ | દિલીપકુમાર દેસાઈ |
| અશોક | ,, | પુરૂષોત્તમ પટેલ | બન્સીલાલ ગાંધી |
| મહાવીર | ,, | અમીચંદ શાહ | રસિકલાલ દોશી |
| ગાંધી | ,, | ભદ્રશીલ ત્રિવેદી | ધીરજલાલ શાહ |

---

## 'રાજહંસ'ના છઠ્ઠા અંકના પ્રકાશન સમયે ટ્રસ્ટી સાહેબોના સંદેશાઓ

(૧)

"રાજહંસ" ની શરૂઆત જ કોઈ મંગળ મુહૂર્તમાં થઈ છે. કારણકે એનો હું ઉત્તરોત્તર વિકાસ જ જોતો આવું છું. અને જો આ પ્રકારના સૌના સહકારથી કામ ચાલુ રહેશે તો જરૂર એ આગળ વધતું જશે. "સૌનો" સહકાર, એટલે પ્રિન્સિપાલ સાહેબ, સ્કૂલનો સ્ટાફ, સ્ટાફના બીજા મેમ્બરો, સુપરિન્ટેન્ડન્ટ સાહેબ, મેટ્રન બ્હેન તેમ જ વિદ્યાર્થીઓ; સૌથી મોટો ફાળો તેમનો, એટલે વિદ્યાર્થીઓના લેખ જ હોય. ને તે પણ ઊંચા પ્રકારના ન હોય, તો "રાજહંસ" ટકી જ શકે નહિ. એવી રીતે સૌનો ઉમદા ફાળો મળતો રહે એવા મ્હારા આશીર્વાદ.

જોગેશ્વરી : દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

તા. ૨૦-૫-૧૯૪૯.

(૨)

'રાજહંસ'નું આ છઠ્ઠું વર્ષ છે. તેની અભિવૃદ્ધિ સાથે શાળાની પણ અભિવૃદ્ધિ અને વિદ્યાર્થીઓનો પણ વિકાસ થાય એજ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

રીજ રોડ, મુંબઈ કનૈયાલાલ માણેકલાલ મુનશી.

તા. ૫-૬-૪૯

(૩)

'રાજહંસ'નો ઉત્તરોઉત્તર વિકાસ આ શાળાના વિદ્યાર્થીઓની સાહિત્યવિષયક શક્તિનો વિકાસ દર્શાવે છે. દેશમાં જેટલા સાહિત્યરસિકો અને વિદ્વાનો ઘણા, એટલી દેશની ઉન્નતિ વિશેષ. ભાવિ ભારતના નાગરિકો અને 'રાજહંસ' હમેશાં વિકાસ સાધતા રહે એવા મારા અંતરના આશીર્વાદ.

વાલ્કેશ્વર મુલજી રણછોડદાસ.

તા. ૨૪-૫-૧૯૪૯.

(૪)

"ભારત, ગુજરાત અને આર્યસંસ્કૃતિ એ ત્રણેની સેવા" ને પોતાનું જીવનનું લક્ષ્ય માનનાર વિદ્યાર્થીઓના પ્રયત્નરૂપ 'રાજહંસ' સાચે જ મોતીનો ચારો ચણનાર પ્રતીત થાય છે. શાળાની સર્વતોમુખી પ્રગતિ થતી જાય છે, એ જોઈને ટ્રસ્ટી તરીકે મને આનંદ થાય જ એ સ્વાભાવિક છે. શાળાના મુખપત્ર તરીકે 'રાજહંસ' ઘણું સોહામણું અને સચોટ જણાય છે. દિનપ્રતિદિન એ વધુ બળવાન, પ્રાણવાન અને સેવાપ્રેમી બને એ જ અંતરની અભિલાષા. તમારા સર્વ પ્રયત્નોને મારા આશીર્વાદ.

શાળાના વિદ્યાર્થીઓ કેવળ વિદ્યાભ્યાસ તરફ જ લક્ષ ન આપે એ જરૂરી છે. જે જાતની અન્ય તાલીમ શાળામાં આપવા માટે પ્રયત્નો થાય છે, તેનો લાભ વિદ્યાર્થીઓ સહર્ષ લે અને માબાપ તથા વાલીઓ એ દિશાના પ્રયત્નોને સમજે અને પ્રોત્સાહિત કરે એ ઈચ્છનીય છે. ઇતિશમ્.

લાલબાગ ચરણદાસ મેગજી મથરાદાસ.

તા. ૧૯-૫-૧૯૪૯.

# સંપાદકીય

ધીરુભાઈ મ. દેસા

***

**'રાજહંસ'** નો આ વાર્ષિક છઠ્ઠો અંક વાંચકો સમક્ષ મૂકતાં ઘણો આનંદ થાય છે. આ શાળાનાં વિશાળ અને અનેક સગવડોવાળાં મકાનો, વિશાળ ક્રિડાંગણ અને મુંબઈથી પાસે છતાં એક દૃષ્ટિએ નિરાળું શાળાનું સ્થાન શાળાની સર્વતોમુખી પ્રગતિ સાધવામાં ખૂબ મદદરૂપ બન્યાં છે. ભવનની કૉલેજ અને આ શાળાના સંયુક્ત આશ્રય હેઠળ ચાલતી **'નવગુજરાત-ક્લબ'** આનંદ પ્રમોદક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ હાથ ધરે છે. એના આશ્રય હેઠળ વખતો વખત પ્રવચનો, વાર્તાલાપો અને 'ટુર્નામેન્ટ' ગોઠવવામાં આવે છે. બન્ને સંસ્થાઓના વિદ્યાર્થીઓ તેમાં ભાગ લે છે.

**લશ્કરી તાલીમ:**— ગયે વર્ષે જે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી હતી તે સર્વ આ વર્ષે પણ ચાલુ રાખવામાં આવી છે. જુનિયર કેડેટ માટે અહીં ખાસ વ્યવસ્થા છે. તે દ્વારા વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવામાં આવે છે.

નેશનલ કેડેટ કૉર્પ્સ જુનિયર ડીવીઝન, મુંબઈનો વાર્ષિક કેમ્પ મેની ૧ લીથી ૧૦ મી સુધી શાળાના મકાનોમાં યોજાયો હતો. આપણી શાળાના ચોવીસ કેડેટોએ એમાં ભાગ લીધો હતો. શૂટીંગ હરીફાઈમાં આપણા વિદ્યાર્થીઓ બીજા નંબરે આવ્યા હતા. ફુટબૉલમાં ફાઈનલ સુધી પહોંચ્યા હતા. અને હૉકીની રમતમાં બીજી બધી શાળાઓના ખેલાડીઓની ટીમ સામે વિજયી થયા હતા.

**દાર્શનિક શિક્ષણ:**— શાળાનું પોતાનું જ સુંદર, વિશાળ થિયેટર હોવાથી, તેમાં સભાઓ, ગૃહસભાઓ, પ્રવચનો, ભાષણો, સંગીત, નાટક, સિનેમાદ્વારા બોધક, મનોરંજક કાર્યક્રમો યોજવાન શક્ય બને છે. શાળા પાસે પોતાનું જ 'સિને પ્રોજેક્ટર' છે તેથી કેળવણીવિષયક અને સાંસ્કૃતિ ફિલ્મો વિદ્યાર્થીઓને બતાવવાનું સરળ બન્યું છે કેટલીક ફિલ્મ કંપનીઓના સહકારથી તેમજ મુંબ અને પરાંના હેડ માસ્ટર્સ એસોસિએશનની વિઝ્યુ અલ એજ્યુકેશનની યોજનાથી, શાળાના "વિઝ્યુ અલ એજ્યુકેશન" ખાતાનું કામ સરળ અને સંગી બન્યું છે. તે માટે તેમનો આભાર.

**છાત્રવૃત્તિ:**— છેલ્લાં ત્રણ વર્ષથી હોશિયાર અ લાયક વિદ્યાર્થીઓને માસિક રૂ. ૨૫ થી ૧૨ સુધીની છાત્રવૃત્તિઓ આપવામાં આવે છે. આ યોજનાએ કેટલાક યોગ્ય વિદ્યાર્થીઓને શાળા પ્રત્યે આકર્ષ્યા છે. આ શાળાની શિસ્તને ઊંચે લા જવામાં આ વિદ્યાર્થીઓનો સારો સરખો ફાળો છે.

**રાષ્ટ્રભાષા:**— સપ્ટેમ્બર, ૧૯૪૮ માં લેવાયેલ 'રાષ્ટ્રભાષા'ની પરીક્ષાઓમાં ૧૪૬ વિદ્યાર્થીઓ બે હતા; તે પૈકી ૧૦૨ ઉત્તીર્ણ થયા હતા. આ પરિણામ ૭૦ ટકા આવ્યું હતું. આ પછી એપ્રિલ ૧૯૪૯ માં લેવાયેલી પરીક્ષાઓમાં ૨૨૬ વિદ્યાર્થીઓ બેઠા હતા. એનું પરિણામ પણ ઉત્સાહપ્રેરક હતું સ્ટાફના સભ્યો તથા બહેનોએ પણ આ પરીક્ષાઓમ બેસીને, વિદ્યાર્થીઓને આ દિશામાં ઉત્તેજન આપવ સારો પ્રયત્ન કર્યો છે.

**વાર્ષિક દિન:**— ૧૭ મી ઑક્ટોબર, ૧૯૪૮ રોજ, શાળાનો પાંચમો "વાર્ષિક દિન" હિંદન બંધારણ સભાના સભ્ય અને મુંબઈ સરકારન ભૂતપૂર્વ સોલિસિટર જનરલ શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહના પ્રમુખપદે ઉજવાયો હતો.

**શારીરિક શિક્ષણ દિન:**— ૧૧મી ડિસેમ્બર, ૧૯૪૮ ને રોજ, અંધેરીની બીજી શાળાઓ ભેગાં, 'શારીરિક શિક્ષણ દિન' ઉજવવામાં આવ્યો હતો. તે દિવસે બીજી શાળાઓ સાથે થયેલી 'બેડમિન્ટન' હરીફાઈમાં વિદ્યાર્થીઓ જીત્યા હતા; 'વૉલી-બૉલ' ટુર્નામેન્ટમાં શાળાએ 'ઈનામી કપ' મેળવ્યો હતો. આ ઉપરાંત મુંબઈની માધ્યમિક શાળાઓની રમતગમતોની હરીફાઈઓમાં, શાળાના વિદ્યાર્થીઓ ફાઇનલમાં આવ્યા હતા. 'શારીરિક શિક્ષણ પરિષદ' અંગે યોજાયેલ 'માર્ચ પાસ્ટ'માં પણ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો.

**ચર્ચા-સભા:**— મહા સતી શ્રી. ઉજ્જવલ કુંવર, શ્રી. કાકાસાહેબ કાલેલકર, શ્રી. સુદર્શનજી, શેઠ ગોવિંદદાસ, સ્વામી આનંદ, આચાર્ય શ્રી. રામભાઇ બક્ષી અને શ્રી. સ્નેહરશ્મિ વગેરે જાણીતા વિદ્વાનોએ વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચનો કર્યાં હતાં. એ બદલ અમે એમનો આભાર માનીએ છીએ. પાછલાં વર્ષોની જેમ, આ વર્ષે પણ વિદ્યાર્થીઓએ ભાષણો, ચર્ચાઓ વગેરે યોજ્યાં હતાં.

**સાક્ષરતા સપ્તાહ:**— મુંબઇની "પ્રૌઢ શિક્ષણસમિતિ" તરફથી યોજાયેલા સાક્ષરતા સપ્તાહ દરમિયાન, વિદ્યાર્થીઓએ રૂા. ૪૦૩૦-૪-૦ ભેગા કર્યા હતા. મુંબઇની શાળાઓમાં આ શાળા પ્રથમ આવવાથી એને દીવાન બહાદુર જી. એસ. રાવ શિલ્ડ એનાયત કરવામાં આવી છે.

**સર્વોદય દિન:**— પૂજ્ય બાપુજીના શ્રાદ્ધ દિને, ૩૦ મી જાન્યુઆરી, ૧૯૪૯ ને રોજ, વિદ્યાર્થીઓએ 'સર્વોદય દિન' મનાવ્યો હતો. તે દિવસે કાંતણ, શારીરિક શ્રમ, બાગકામ, સફાઈ, પ્રાર્થના, ગાંધી સાહિત્યવાચન અને પ્રવચન વગેરે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી હતી. આ ઉપરાંત તા. ૨૪ મી જાન્યુઆરી સુધીના દિવસોમાં, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનો અમલ કરવા સ્ટાફના સભ્યો અને વિદ્યાર્થીઓએ પ્રયત્ન કર્યો હતો. મહાત્મા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ફંડમાં સ્ટાફના સભ્યોએ પોતાના દસ દિવસનો પગાર આપ્યો હતો. વિદ્યાર્થીઓએ પણ મોટી રકમો ભરી હતી. કુલ રકમ રૂ. ૪૪૦૫-૮-૦ અંધેરીની સ્મારક ફંડ સમિતિને મોકલવામાં આવી હતી. પ્રસ્તુત ફંડ માટે મુંબઇની શાળાઓ તરફથી એપ્રિલ, ૧૯૪૯ માં ફંડ ભેગું કરવામાં આવ્યું ત્યારે વિદ્યાર્થીઓએ રૂા. ૧૧૪૧-૦-૦ ભેગા કર્યા હતા. આ સેવાકાર્ય કરવા માટે સર્વને હાર્દિક અભિનંદન ઘટે છે. એ અનન્ય વિભૂતિની પ્રેરણા સર્વને અનંતકાળ સુધી મળ્યા કરો એવી અભ્યર્થના!

**પર્યટનો:**— તા. ૧૨ મીથી ૧૯ મી માર્ચ, ૧૯૪૯ સુધી વિદ્યાર્થીઓને (વર્ગો પ્રમાણે) માઉન્ટ આબુ, વ્યાસ બેટ, પુના, મહાબલેશ્વર અને નાસિક લઈ જવામાં આવ્યા હતા. તા. ૧ લીથી ૧૯ મી મે ૧૯૪૯ સુધી બાલવીરોની એક ટુકડીએ બેંગલોર, ઊટી, મ્હૈસુર, ગેરસપ્પા ધોધ, હુબલી વગેરે સ્થળોની મુસાફરી કરી હતી. આ બધાં પર્યટનો સુખમય બનાવવામાં સહાયભૂત થવા માટે બી. બી. એન્ડ સી. આઈ. અને જી. આઈ. પી. રેલ્વેના સત્તાવાળાઓના તથા અન્ય સહાય કરવા માટે શાળાના શુભેચ્છકો તેમજ વિદ્યાર્થીઓના વાલીઓના અમે આભારી છીએ.

**વાર્ષિક રમતગમત દિન:**—૩૦ મી એપ્રિલ, ૧૯૪૯ ને રોજ સાંજે શાળાનો સાતમો વાર્ષિક રમતગમતનો મેળાવડો મુંબઇ સરકારના શિક્ષણ સલાહકાર શ્રી. કે. જી. સૈયદૈનના પ્રમુખપણા હેઠળ ઉજવાયો હતો. પ્રમુખશ્રીએ આ પ્રસંગે બોલતાં, આખા દેશમાં આટલી સાધનસંપન્ન અને સગવડો-વાળી શાળાઓ ઠેર ઠેર સ્થપાય અને આપણા દેશના બધાં બાળકોને સારી અને ઉમદા કેળવણી મળતી થઇ જાય એવી શુભેચ્છા વ્યક્ત કરી હતી; તેમ જ આ શાળાના કામની તારીફ કરી હતી.

**સ્કૂલ હૉસ્પિટલ:**— તાજેતરમાં શાળાની હૉસ્પિટલની પુનર્વ્યવસ્થા કરવામાં આવી છે. એ કાર્યમાં અમને મદદ કરવા માટે તથા વિદ્યાર્થીઓના આરોગ્યની કાળજીપૂર્વક સંભાળ રાખવા માટે ડૉ. વી. પી. અચસરે, એમ. બી. બી. એસ. અને ડૉ. એચ. ટી. મુનશી, એમ. બી. બી. એસ. ના અમે આભારી છીએ.

**સ્વ. ભાઈ પુષ્પસેન સ્મારક:**— સ્વ. ભાઈ પુષ્પસેનના સ્મરણાર્થે ઝરિયાવાળા દી. બ. ડી. ડી. ઠક્કરે આપેલી ભેટની રકમમાંથી ગાંધી સાહિત્યનું એક નાનકડું પુસ્તકાલય ઊભું કરવામાં આવ્યું છે; અને શાળાના વિદ્યાર્થીઓ તથા સ્ટાફના સભ્યો તરફથી એક નાનું પુષ્પોદ્યાન તૈયાર કરવામાં આવ્યું છે.

**સ્વાગત અને વિદાય:**— આ વર્ષ દરમિયાન શાળામાં જોડાયેલા વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોનું અમે હાર્દિક સ્વાગત કરીએ છીએ. તેઓ આ સંસ્થા સાથે એકરસ થઈ જાય અને તેના ધ્યેયને પહોંચવા સક્રિય પ્રયત્ન કરે એમ ઇચ્છીએ છીએ. શાળા છોડી ગયેલા વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યો તેઓ જ્યાં હોય ત્યાં, સુખી થાય એમ ઇચ્છીએ છીએ.

**આભાર:**— આ અંકના સંપાદન પાછળ, રાત દિવસ અવિરત શ્રમ કરનાર શ્રી. જયંતભાઈ દાણાવાલાનો, પ્રૂફ તપાસવામાં મદદ કરવા માટે શ્રી. દુર્ગેશભાઈ શુક્લ, શ્રી. ઓજ્જ્વલાલ પરીખ, શ્રી. કૃષ્ણકાંત દેસાઇનો, ફોટોગ્રાફી વિભાગ માટે શ્રી. રણસુખભાઈ પેઇન્ટરનો, ચિત્રકલા વિભાગ માટે શ્રી. પુલિન બિહારી દત્તનો, જાહેરખબરો અને મુદ્રણાલયની વ્યવસ્થા કરવા માટે શ્રી. મોહનલાલ માસ્તરનો, અંગ્રેજી લેખો ટાઈપ કરવા માટે શ્રી. રતિલાલ દેસાઈ અને શ્રી. ભગવાનજી નાયકનો, આ કાર્યમાં વખતોવખત જરૂરી સહાય કરવા માટે શ્રી. ચંદ્રમાધવ દેસાઇનો, લેખો, ચિત્રો આપનાર વિદ્યાર્થીઓ અને સ્ટાફના ભાઇઓનો, બ્લૉકસ્ બનાવી આપવા માટે તેમજ છાપકામ કાળજીપૂર્વક કરવા માટે ટર્ફ પ્રિન્ટીંગ પ્રેસના સંચાલકોનો, જાહેરખબર આપનાર સૌ સંસ્થાઓ અને વ્યક્તિઓનો અને બીજા સર્વ, જેમણે એક યા બીજી રીતે સહકાર આપ્યો છે તેમનો, અમે હાર્દિક આભાર માનીએ છીએ.

અમારું આમંત્રણ સ્વીકારીને શાળાની મુલાકાતે આવનાર સર્વ ભાઇબહેનોનો તેમ જ શાળાની બધી અગત્યની પ્રવૃત્તિઓમાં અમને સલાહ, સૂચનો, ઉત્સાહ, પ્રેરણા અને માર્ગદર્શન આપવા માટે બાઈ કબીબાઈ અને હંસરાજ મોરારજી ચેરિટી ટ્રસ્ટના સૌ ટ્રસ્ટી સાહેબોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ અંકમાં રહી ગયેલી ભૂલો પ્રતિ ઉદારભાવે જોવા વાચકોને નમ્ર વિનંતી છે.

# હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલના

## સને ૧૯૪૮-૪૯ ની સાલના કામકાજનો ટૂંક અહેવાલ.

આ શાળાનું કામકાજ પોતાનાં આલીશાન અને અનેક સગવડોવાળાં મકાનોમાં ચાલે છે. તેની પ્રગતિ સંતોષજનક છે. શાળાના ધ્યેય પ્રતિની તેની કૂચ સ્થિર અને ચોક્કસ છે.

**ગૃહો:—** આ શાળા ઘરશાળા (a residential school) છે. વિદ્યાર્થીઓને દસ ગૃહોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. દરેક ગૃહની સંભાળ રાખવા માટે એક ગૃહપતિ (House Master) હોય છે. વિદ્યાર્થીઓના અભ્યાસ, તંદુરસ્તી, ટેવો, વર્તન અને સર્વાંગી વિકાસ તરફ ગૃહપતિ દેખરેખ રાખે છે. વિદ્યાર્થીઓ દરેક પ્રવૃત્તિ રસપૂર્વક અને નિયમિત-પણે કરે તેની કાળજી પણ તેજ રાખે છે. તદુપરાંત, દરરોજ તે વિદ્યાર્થીઓના અભ્યાસ તરફ દેખરેખ રાખે છે, અને નબળા વિદ્યાર્થીઓને શીખવવા માટે, દરરોજ દોઢ કલાક પોતાની પાસે બોલાવે છે. દર અઠવાડિયે ગૃહસભા મળે છે. તેમાં ગૃહોને લગતા સર્વ પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે છે. ગૃહ દીઠ પુસ્તકાલયો અને મકાન દીઠ વાચનાલયો છે. દરેક ગૃહના વિદ્યાર્થીઓ વર્ષમાં એકવાર મનોરંજક કાર્યક્રમ આપે છે તેમજ પોતાના ગૃહની 'જયંતી' ઊજવે છે. આમ, લલિતકલાનો અભ્યાસ સધાય છે અને અનુભવ અપાય છે. વિદ્યાર્થીની સંભાળ એક અનુભવી મેટ્રન અને સુપરવાઈઝર રાખે છે. બધાં મળીને સ્ટાફનાં ૨૫ ભાઈબહેનો શાળામાં વિદ્યાર્થીઓની સાથે જ રહે છે.

**આરોગ્ય:—** તાજેતરમાં શાળાની હૉસ્પિટલની પુનર્વ્યવસ્થા કરવામાં આવી છે. વિદ્યાર્થીઓના આરોગ્યની સંભાળ રાખવા માટે, બે દાક્તરો વારાફરતી સવારે શાળાની મુલાકાત લે છે. આખા દિવસ દરમિયાન તેમના આરોગ્યની સંભાળ રાખવા માટે, એક અનુભવી નર્સ પણ રાખવામાં આવ્યાં છે. વિદ્યાર્થીઓની સંપૂર્ણ દાક્તરી તપાસ અને તેમનાં વજન અને ઊંચાઈનાં માપ લેવાય છે.

**આહાર:—** વિદ્યાર્થીઓને પૌષ્ટિક, પથ્ય અને રુચિકર તેમજ વિવિધ ખોરાક મળે એની ખાસ કાળજી રાખવામાં આવે છે, દૂધ, ઘી, છાશ, માખણ, ફળો તથા લીલાં શાકભાજીનો ખોરાકમાં સારા પ્રમાણમાં સમાવેશ કરવામાં આવે છે. ભોજન વેળાએ સુપરિન્ટેન્ડન્ટ, સ્ટોર-કીપર, મેટ્રન તથા સુપરવાઈઝરમાંથી બે અગર વધારે વ્યક્તિઓ હંમેશાં ભોજનખંડમાં હાજર રહે છે.

**શારીરિક શિક્ષણ:—** સવારસાંજ વ્યાયામ તથા રમતગમતોનો કાર્યક્રમ વ્યવસ્થિત રીતે યોજવામાં આવે છે. એ માટે વિદ્યાર્થીઓને જુદીજુદી ટુકડીઓમાં વહેંચી નાખવામાં આવ્યા છે. ચાલુ વર્ષ દરમિયાન, લાઠી, લેઝીમ, ડમ્બેલ્સ, સીંગલ અને ડબલ બાર, મલખમ અને વૉલ્ટીંગ હૉર્સ વગેરે શીખવવામાં આવે છે. તે ઉપરાંત હૉકી, ક્રિકેટ, ફૂટબૉલ અને બીજી દેશી રમતો પણ વિદ્યાર્થીઓ રમે છે. શ્રી. મણિભાઈ નાયક અને શ્રી. આત્મારામ શિર્કે શાળાના આ વિભાગ પર પૂરતું ધ્યાન આપે છે. બૉક્સીંગ અને લશ્કરી કવાયતનું કામ શ્રી રુસ્તમ અને સુબેદાર પરબ સંભાળે છે.

મુંબઈ પ્રાંતની 'શારીરિક શિક્ષણ બોર્ડ'ની સૂચના મુજબ તા. ૧૧-૧૨-૪૮ નો દિન 'શારીરિક શિક્ષણ દિન' તરીકે ઊજવવામાં આવ્યો હતો.

જુદી જુદી શાળાઓ વચ્ચે યોજેલી રમતગમતોની હરીફાઈઓમાં શાળાના વિદ્યાર્થીઓએ કેટલીક રમતોમાં સફળતા મેળવી હતી.

**લશ્કરી તાલીમ:—** ગયા વર્ષના બીજા સત્રથી વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. લશ્કરના એક નિવૃત્ત અમલદાર શ્રી. મદન પરબ અને બેલગામના લશ્કરી તાલીમના કેન્દ્રમાં તાલીમ લઈ આવેલા શ્રી. આત્મારામ શિર્કે આ કામ કરે છે. તા. ૧ લી મેથી ૧૦ મી મે સુધી યોજાયેલા 'કેડેટ કેમ્પ'માં, આ શાળાના લગભગ ૨૫ જુનિયર કેડેટોએ ભાગ લીધો હતો અને છાવણી જીવનનો અનુભવ અને તેની તાલીમ મેળવ્યાં હતાં. વિદ્યાર્થીઓ લશ્કરી તાલીમમાં જીવંત રસ લે છે.

**બૌદ્ધિક શિક્ષણ:—** આ વિભાગનું કાર્ય અનુભવી અને શિક્ષણ વિષયક ઉપાધિ ધરાવનાર સ્નાતકોનાં હાથમાં સોંપાયેલું છે. મુંબઈ વિદ્યાપીઠ અને મુંબઈ પ્રાંતનાં કેળવણી ખાતાંએ મંજૂર કરેલા અભ્યાસક્રમ પ્રમાણે આ શાળામાં ગુજરાતી, અંગ્રેજી, હિંદુસ્તાની, સંસ્કૃત, ગણિત, (બીજ ગણિત, ભૂમિતિ વગેરે), વિજ્ઞાન (ફીઝીક્સ-કેમેસ્ટ્રી, ફીઝીઓલૉજી-હાઈજીન, નેચર-સ્ટડી), ઇતિહાસ, ભૂગોળ, રાજ્યબંધારણ, સંગીત, ચિત્રકલા વગેરે વિષયો શીખવવામાં આવે છે. વિદ્યાર્થીઓની શારીરિક તથા બૌદ્ધિક પ્રગતિ વગેરેનો હેવાલ વાલીઓને વખતો વખત મોકલવામાં આવે છે.

**શિષ્યવૃત્તિઓ:—** હોશિયાર અને લાયક વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવા માટે માસિક રૂ. ૨૫થી રૂ. ૧૨૫ની કુલ ૩૦ જેટલી શિષ્યવૃત્તિઓ આપવાનો સ્તુત્ય નિર્ણય ટ્રસ્ટી સાહેબોએ કર્યો છે. તે મુજબ, એ માટે લેવાયેલી હરીફાઈની પરીક્ષાઓનાં પરિણામ મુજબ, નીચેના ૧૬ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં આવી હતી.

| નામ | રૂપિયા (માસિક) |
|---|---|
| ૧ સુરેશચંદ્ર કે. પુરોહિત | ૧૨૫ |
| ૨ કિશોરલાલ ડી. નાયક | ,, |
| ૩ પુરુષોત્તમ પી. પટેલ | ,, |
| ૪ નટવરલાલ પી. જાની | ,, |
| ૫ હર્ષદરાય એચ. શુક્લ | ,, |
| ૬ રમેશચંદ્ર જે. પંડ્યા | ,, |
| ૭ કાંતિલાલ રી. શાહ | ,, |
| ૮ શાંતિલાલ જે. વાડીઆ | ,, |
| ૯ ગોવિંદરામ પી. ભગત | ૧૦૦ |
| ૧૦ અવિનાશ એસ. મજમુદાર | ,, |
| ૧૧ દિલીપકુમાર સી. દેસાઈ | ,, |
| ૧૨ અમીચંદ જે. શાહ | ,, |
| ૧૩ રમેશચંદ્ર ડી. દાસાણી | ,, |
| ૧૪ હરકીશનદાસ કે. મિસ્ત્રી | ,, |
| ૧૫ કરસનદાસ બી. પુંજાણી | ૭૫ |
| ૧૬ ચંદુલાલ એચ. ઓટાઈ | ૨૫ |

આ છાત્રો પોતાનાં યોગ્ય ચારિત્ર્ય, વર્તન અને ઉચ્ચ અભ્યાસથી બીજા છાત્રો ઉપર સારી છાપ પાડે છે અને શાળાની શિસ્તને ઊંચે લઈ જવામાં મોટો ફાળો આપે છે.

**નૈતિક શિક્ષણ:—** સવાર-સાંજની પ્રાર્થનાઓ, પ્રવચનો, સુવિચારોનું વાચન, સંકલ્પ, ગીતાનું વાચન વગેરે વિદ્યાર્થીઓના ધાર્મિક અને નૈતિક વિકાસમાં મોટો ભાગ ભજવે છે. વિધિપુરઃસરનું ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રબંધ અત્રે નથી.

તેમ છતાં, ધર્મ સાથે સંકળાયેલાં ઉપલાં અંગો દ્વારા એ પ્રકારના સંસ્કારો રેડવાનો પ્રયત્ન અહીં થાય છે.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ:**— પ્રાર્થના, વિદ્યાર્થી સભા, ચર્ચાઓ, પ્રવચનો, અગત્યના સમાચારો–બનાવોનું સાપ્તાહિક અવલોકન, 'દૈનિક હંસ', 'અઠવાડિક હંસ', 'માસિક હંસ', અને 'રાજહંસ', પર્યટનો, સંવાદો, ગૃહના મનોરંજક કાર્યક્રમો અને જયંતી ઉત્સવો, બાગકામ, કાંતણ વગેરે વિવિધ પ્રવૃત્તિઓનો વ્યવસ્થિત કાર્યક્રમ દર સત્ર માટે યોજવામાં આવે છે. વિદ્યાર્થીઓ એક વસ્તુ–ભંડાર પણ ચલાવે છે. તેની વ્યવસ્થા બહુધા વિદ્યાર્થીઓ જ કરે છે.

**વિદ્યાર્થી સભા:**— શાળાના રોજબરોજના કાર્યક્રમમાં, વર્ગોમાં, ગૃહોમાં, ભોજનખંડમાં, ક્રીડાંગણ પર તેમજ શાળાના થિયેટરમાં શિસ્ત-પાલન અંગેની જવાબદારી ભરેલી ફરજો બજાવવામાં મોટા વિદ્યાર્થીઓ અને ચૂંટી કાઢેલા વિદ્યાર્થી–નાયકો (Prefects) મોટો ભાગ ભજવે છે. વિદ્યાર્થીઓના નાના ગુનાઓની તપાસ કરવા અને તે પર યોગ્ય ચુકાદો આપવા કોર્ટ (Court) પણ સ્થાપવામાં આવી છે. આ રીતે (Prefects' Council) વિદ્યાર્થીસભાને લોકશાહી પદ્ધતિઓની તાલીમ આપવામાં આવે છે. આ સભાના સભ્યોની નામાવલિ આ અંકમાં, પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**વિદ્યાર્થી વસ્તુભંડાર:**— શ્રી. દયાશંકર રાજ્યગોરના માર્ગદર્શન હેઠળ, વિદ્યાર્થીઓ આ ભંડારની વ્યવસ્થા કરે છે. આ વર્ષે મંત્રીઓ તરીકે નાનાલાલ ઠક્કર અને શરદ પાટલીઆએ કામ કર્યું હતું.

**પર્યટનો:**— અમારી શાળાનું આ એક અગત્યનું અંગ છે. અમારા નિયત કાર્યક્રમ મુજબ દર ત્રણ અઠવાડિયે, શનિ, રવિ અગર રજાના દિવસોએ વિદ્યાર્થીઓને પર્યટન માટે બહાર લઈ જવામાં આવે છે. એને માટે મુંબઈની આજુબાજુનાં સ્થળો પસંદ કરવામાં આવે છે. એ અંગેની ઘણી ખરી વ્યવસ્થા વિદ્યાર્થીઓ જુદી જુદી ટુકડીઓમાં વહેંચાઈ જઈને જાતે જ કરી લે છે.

આવાં પર્યટનો પાછળનો ખાસ હેતુ વિદ્યાર્થીઓને ખડતલ અને સ્વાવલંબી બનાવવાનો છે. શરૂઆતનાં વર્ષોમાં તો અમે ખૂબ લાંબાં પર્યટનો પણ યોજતા હતા. ઈ. સ. ૧૯૩૯ માં ઉત્તર હિંદુસ્તાનની અને ઈ. સ. ૧૯૪૦ માં દક્ષિણ હિંદુસ્તાનની સફરે સ્પેશિયલ ટ્રેનમાં વિદ્યાર્થીઓને લઈ જવામાં આવ્યા હતા. વચ્ચેનાં કેટલાંક વર્ષો વિશ્વયુદ્ધને લીધે હાડમારીનાં ગયાં એટલે એવાં પર્યટનો અમે યોજી શક્યા નથી. પરંતુ આ વર્ષથી અમે ફરીથી એવાં લાંબાં પર્યટનોનું આયોજન શરૂ કર્યું છે. અમારી મુરાદ આ વર્ષથી એકને બદલે વર્ષમાં બે વાર એવાં લાંબા પર્યટનો યોજવાની છે. આ વર્ષે વિદ્યાર્થીઓએ નીચે જણાવેલાં સ્થળોની મુલાકાત લીધી હતી.

મઢ અને મનોરી ટાપુ
કેનેરીની, કાર્લા અને એલીફન્ટાની ગુફાઓ
વજ્રેશ્વરી અને લોનાવલા
વ્યાસ બેટ અને આબુ પર્વત
નાશીક, પુના, સિંહગઢ
મહાબળેશ્વર અને પ્રતાપગઢ

ગે મહિનાની પહેલીએ વીસ બાલશ્રીઓની એક ટુકડી દક્ષિણ હિંદના પ્રવાસે ઊપડી હતી. બેંગ્લોર, મ્હૈસુર, ઉતાકામંડ, બદાવતી, હુબલી વગેરે સ્થળોની મુલાકાત લઈ ૨૯ મી મેના રોજ તે પાછી ફરી હતી. આ પર્યટનનું સંચાલન શ્રી. મણીભાઈ નાયક અને શ્રી. હર્ષદભાઈ વૈદ્યે કર્યું હતું.

**દાર્શનિક શિક્ષણ (Visual Education)** વિદ્યાર્થીઓને નીચે જણાવેલાં નં. ૧ થી ૧૩ સુધીનાં ચલચિત્રો શાળાના થિયેટરમાં જ બતાવવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત 'ભારત કલા સંઘ' યોજીત નૃત્ય-નાટિકા 'રાણકદેવી' જોવા અને 'વિઝ્યુઅલ એજ્યુકેશન' ખાતાં તરફથી બતાવાયેલી ફિલ્મો જોવા વિદ્યાર્થીઓને લઈ જવામાં આવ્યા હતા. આ કાર્ય શ્રી. રણસુખભાઈ પેઇન્ટર સંભાળે છે. તેમણે તૈયાર કરેલાં 'તેલ' અને 'કોલસા'ની સર્જન કથાને લગતાં પોસ્ટર ચિત્રો, મુંબઈના હેડમાસ્ટર્સ એસોસિએશન તથા મુંબઈ સરકારના વિઝ્યુઅલ એજ્યુકેશન બોર્ડ તરફથી યોજાએલાં "દર્શનિક શિક્ષણ પ્રદર્શન"માં રજૂ કરવામાં આવ્યાં હતાં.

1. ધી સ્પેનીશ મેઈન
2. સમ્રાટ અશોક
3. એનીસ ઓલા
4. बापुजी की अमर कहाणी
5. ભક્ત પ્રહ્લાદ
6. બાપુજી
7. ટેનિસ ફૉર બિગિનર્સ
8. એડ્વાન્સ્ડ ટેનિસ
9. વૉટર એનીમી
10. એન્ ઓલ્ડ પૉટ (લૉરેલ અને હાર્ડી)
11. વૉટ ઈઝ ફીરીઝ ?
12. એસાઈનમેન્ટ ટુમૉરો
13. સ્કાઉટ્સ ઈન્ ધી ફૉરેસ્ટ
14. રાણકદેવી (નાટિકા)
15. વિઝ્યુઅલ એજ્યુકેશન ખાતાંની ફિલ્મો.

**શાળાનું મુખપત્ર 'રાજહંસ':—** આ પત્રની તૈયારી માટે વિદ્યાર્થીઓનું તંત્રી મંડળ નીમવામાં આવે છે. આચાર્ય શ્રી. ધીરુભાઈ દેસાઈ એના મુખ્ય તંત્રી, અને શ્રી. જયંતીલાલ દાણાવાલા અને શ્રી. દુર્ગેશ શુક્લ એના સંપાદકો તરીકે વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપે છે. સરકાર પાસેથી 'રાજહંસ' છાપવાની પરવાનગી મળ હોવાથી, આ અંક છાપવાનું, આગલાં વર્ષોથી વધુ સારી રીતે, શક્ય બન્યું છે.

**'દૈનિક' હંસ, 'અઠવાડિક' હંસ અને 'માસિક' હંસ:—** શ્રી. જયંતીલાલ દાણાવાલાના માર્ગદર્શન હેઠળ, વિદ્યાર્થીઓ આ હસ્તલિખિત પત્રો પ્રસિદ્ધ કરે છે. આ વર્ષ દરમિયાન, 'દૈનિક હંસ' ના તંત્રી તરીકે ચંદુલાલ બેટાઈ અને રમેશ પંડ્યાએ, 'અઠવાડિક હંસ' ના તંત્રી તરીકે દિલીપ દેસાઈ અને અમીચંદ શાહે અને 'માસિક હંસ' ના તંત્રી તરીકે માધવજી ઠક્કર, કિશોર ગાંધી અને નીનુ જરીવાલાએ કામ કર્યું હતું.

**ચર્ચા મંડળ:—** શાળાના આ મંડળના આશ્રય હેઠળ, શ્રી. ઈશ્વરલાલ દેસાઈના માર્ગદર્શન નીચે ચર્ચાઓ, ભાષણો, વક્તૃત્વકળાની હરિફાઈ વગેરે કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા.

ન્યાયમૂર્તિ ભગવતી, માનનીય શ્રી. મુનશીજી, હિંદી સાહિત્ય સંમેલનના સભાપતિ શ્રી. ગોવિંદ-

ગુજરાતી, હિંદી અને અંગ્રેજી એમ ત્રણે ભાષામાં બધું મળીને બે ડઝન માસિકો અને ત્રિમાસિકો મંગાવવામાં આવે છે. વિદ્યાર્થીના વાચનની ભૂખ સંતોષાય અને એને ઉપયોગી થઇ પડે તેમ જ શિક્ષક ભાઇઓને ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે એવાંજ પત્રો મંગાવવા તરફ વલણ રાખવામાં આવ્યું છે.

વિદ્યાર્થીઓએ ચૂંટેલા બે પ્રતિનિધિઓ, એની વ્યવસ્થા અને સંભાળ રાખે છે. અગત્યના સમાચારો, સુંદર ફોટાઓ, રમુજી કાર્ટુન્સ, ઉપયોગી લખાણો વગેરે કાપી લેવામાં આવે છે. અવારનવાર ઉજવાતા ઉત્સવ, જયંતી, સંવત્સરી વગેરેના કાર્યક્રમો વખતે એ બધું ઉપયોગી થઇ પડે છે અને વાચનાલયના નોટિસ બૉર્ડ પર પણ તે મૂકવામાં આવે છે. બાળકોનાં હાથ અને આંખ કેળવાય એ માટે, છાપાંઓ કાપવાનું કેટલુંક કામકાજ બાળ વર્ગોમાં થાય છે. સર્વેને સહેલાઇથી પત્રો વાંચવાના મળે એ હેતુથી, શાળાના બીજા મકાનમાં પણ, કેટલાંક દૈનિકો અને માસિકો મંગાવવાની વ્યવસ્થા કરવામાં આવી છે. શ્રી. ઑચ્છવલાલ પરીખના માર્ગદર્શન નીચે આ પ્રવૃત્તિ સુયોગ્ય રીતે ચાલે છે.

**વાલી દિન:—** ૧૭ ઑક્ટોબર, ૧૯૪૮ ને રોજ, આ શાળાનો પાંચમો 'વાલી દિન' (Parents' Day) હિંદની બંધારણ સભાના સભ્ય તથા મુંબાઈ સરકારના ભૂતપૂર્વ સોલિસિટર જનરલ શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહના પ્રમુખપદે ઉજવાયો હતો. શાળાના વિદ્યાર્થીઓએ શ્રી. મોહનલાલ માસ્તર, શ્રી. દુર્ગાશંકરભાઈ શુક્લ, શ્રી. રણસુખભાઈ પેઇન્ટર, શ્રી. ગોવર્ધનભાઈ પાંચાલ, શ્રી. માલતીબહેન મહેતા, શ્રી. વાસુદેવ તાંબે અને અન્ય શિક્ષકોના માર્ગદર્શન હેઠળ રંગભૂમિ તૈયાર કરી હતી. સંગીત, નૃત્ય, વાદન અને નાટિકાઓનો બે કલાકનો સુંદર કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો.

**લલિત કલામંડળ:—** જુદીજુદી કલાઓમાં રસ લેતા વિદ્યાર્થીઓએ આ મંડળની સ્થાપના કરી છે. એ મંડળમાં શાળાના ચાલુ તથા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યો જોડાઈ શકે છે.

**રમતગમતનો સાતમો વાર્ષિક મેળાવડો:—** આ મેળાવડો તા. ૩૦ મી એપ્રિલ, ૧૯૪૯ ને રોજ સાંજે શાળાના ક્રીડાંગણ પર મુંબાઈ સરકારના શિક્ષણ સલાહકાર શ્રી. કે. જી. સૈયદૈનના પ્રમુખપણા હેઠળ ઉજવાયો હતો. આ વર્ષે વિદ્યાર્થીઓને ઇનામો આપવાની પ્રથા શૈક્ષણિક સિદ્ધાંતોને લક્ષમાં લઈને બંધ કરવામાં આવી છે. પરંતુ તેને બદલે વિજેતા વિદ્યાર્થીઓની ટુકડીઓને જ 'શીલ્ડ' એનાયત કરવામાં આવી હતી. આ શીલ્ડો જુદીજુદી વ્યક્તિઓ તરફથી શાળાને ભેટ મળી છે. તેનો સાભાર સ્વીકાર કરવામાં આવ્યો છે. તે ઉપરાંત, વિજેતા વિદ્યાર્થીઓને માનના પ્રતીક રૂપે પ્રમાણપત્રો આપવામાં આવ્યાં હતાં. પ્રમુખશ્રીએ આપણા દેશનાં બધાં બાળકોને ઉત્તમ કેળવણી મળતી થાય એવી શુભેચ્છા વ્યક્ત કરી હતી, તેમ જ આ શાળાના કામકાજની ઊંડી તારીફ કરી હતી.

**સ્વ. ભાઈ પુષ્પસેન સ્મારક:—** સ્વ. ભાઈ પુષ્પસેન રેશમવાળાના સ્મરણાર્થે ઝરિયાવાળા દિવાન બહાદુર ડી. ડી. ઠક્કરે આપેલી ભેટની રકમમાંથી ગાંધી સાહિત્યનું એક નાનકડું પુસ્તકાલય ઊભું કરવામાં આવ્યું છે; અને શાળાના વિદ્યાર્થીઓ તથા



Principal requesting the President to give away victory Shields to the winning Teams

—By Shri R. C. Painter.



Shri K. G. Saiyydain addressing the gathering on the Annual Sports Day.

—By Shri R. C. Painter.

સ્કાઉટના સભ્યો તરફથી એક નાનકડું "પુષ્પોદ્યાન" તૈયાર કરવામાં આવ્યું છે.

**શાળાના છેલ્લા "સરકારી નિરીક્ષણ"ના અહેવાલમાંથી કેટલાક ઉતારાઓ:—**

(૧) "શારીરિક શિક્ષણ નિરીક્ષણ"ના અહેવાલમાંથી ઉતારો:—

શાળા પાસે વિશાળ ક્રીડાંગણ છે અને બધી રીતે સજાવેલો અખાડો છે. રમતગમતનાં સાધનો વ્યવસ્થિત પ્રમાણમાં અને સારાં છે. હાજરી તપાસ નિયમિત અને સારી રીતે થાય છે.

(૨) તા. ૧૭-૩-૪૮ ને રોજ થયેલી "એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની વિઝીટ"ના અહેવાલમાંથી ઉતારો:—

શાળાનાં મકાનો સગવડવાળાં, હવા ઉજાસવાળાં અને સારાં છે. ફર્નિચર અને અન્ય સાધનો પૂરતાં અને સુવ્યવસ્થિત છે. શિક્ષકો પૂરતા અને શૈક્ષણિક ઉપાધિ અને અનુભવ ધરાવનાર છે. શિક્ષણ પૂર્ણ અને સંતોષજનક અપાય છે. શાળાની શિસ્ત સારી છે. વિદ્યાર્થીઓની શિક્ષણવિષયક પ્રગતિ સંતોષકારક છે.

શાળા પ્રગતિને પંથે છે; ને દરેક દૃષ્ટિએ અદ્યતન (Modern) છે.

## વિદ્યાર્થીઓનો હરરોજનો કાર્યક્રમ

સવારે ૪-૪૫ થી ૫-૧૦ જાગવું અને પ્રાર્થના (૨૫ દીક)
" ૫-૧૦ થી ૬-૧૦ અભ્યાસ
" ૬-૧૫ થી ૬-૪૫ વ્યાયામ
" ૬-૪૫ થી ૭-૨૫ સ્નાન તથા નાસ્તો
" ૭-૨૫ થી ૮-૦ સમૂહ પ્રાર્થના અને શિક્ષકોના પ્રવચન

### શાળાના વર્ગો

સવારે ૮-૦ થી ૧૧-૫૦ (નાના વિદ્યાર્થીઓ)
" ૮-૦ થી ૧૨-૨૫ (મોટા વિદ્યાર્થીઓ)
" ૧૧-૫૫ થી ૧૨-૨૫ ભોજન (નાના વિદ્યાર્થીઓ)
" ૧૨-૩૦ થી ૧-૦ ભોજન (મોટા " )

બપોરે ૧૨-૩૦ થી ૨-૦ આરામ (નાના વિદ્યાર્થીઓ)
" ૧-૦ થી ૨-૦ આરામ (મોટા " )
" ૨-૦ થી ૪-૦ છૂટી. નિયમના વર્ગો અંદર અભ્યાસ

સાંજે ૪-૦ થી ૪-૧૫ દૂધ તથા ફળો
" ૪-૧૫ " ૫-૦ મનોરંજક પ્રવૃત્તિઓ (Hobbies)
" ૫-૦ " ૬-૧૫ રમતગમત
" ૬-૧૫ " ૭-૦ સાંજની પ્રાર્થના અને છૂટી
" ૭-૦ " ૭-૩૦ ભોજન

રાત્રે ૭-૩૦ " ૮-૦ છૂટી
" ૮-૦ " ૯-૦ અભ્યાસ

## શારીરિક શિક્ષણનું સમયપત્રક

| સમય | સોમ. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| સવારે ૫ થી ૫-૩૦ | ધો. ૬, ૭, | ધો. ૬, ૭, | ધો. ૬, ૭, | ધો. ૬, ૭, | ધો. ૬, ૭ | સમૂહ કવાયત |
| | કેલિસ્થેનિક્સ | સ્કવૉડ ડ્રીલ | જીમ્નેસ્ટીક્સ | સામાન્ય સાધનો | આસનો વગેરે | |
| ,, ૫-૩૦ થી ૬-૦ | ધો. ૪, ૫, | ધો. ૪, ૫, | ધો. ૪, ૫, | ધો. ૪, ૫, | ધો. ૪, ૫, | |
| | આસનો વગેરે | કેલિસ્થેનિક્સ | સામાન્ય સાધનો | જીમ્નેસ્ટીક્સ | સ્કવૉડ ડ્રીલ | ,, |
| ,, ૬ થી ૬-૩૦ | પ્રા. ૧,૨,૩, | પ્રા. ૧,૨,૩, | પ્રા. ૧,૨,૩, | પ્રા. ૧,૨,૩, | પ્રા. ૧,૨,૩, | ,, |
| | કેલિસ્થેનિક્સ | સાંઘિક રમતો | ડમ્બેલ્સ | લેઝીમ | નાની રમતો | ,, |
| ,, ૬ થી ૭ | બૉક્સીંગ | | બૉક્સીંગ | | બૉક્સીંગ | |

### જુનિયર કેડેટ

બપોરે ૪-૧૦ થી ૫-૦ શારીરિક તાલીમ સ્કવૉડ ડ્રીલ આર્મ્સ ડ્રીલ ફીલ્ડ ક્રાફ્ટ મેપ રીડીંગ રાયફલ ટ્રેનીંગ

## રમતોનું સમયપત્રક

સમય સાંજે ૫-૧૫ થી ૬-૧૫

| ટુકડી | સોમ. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર | શનિ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ક્રિકેટ | હૉકી | ફૂટબૉલ | હૉકી | વૉલીબૉલ | હૉકી |
| ૨ | હૉકી | વૉલીબૉલ | ક્રિકેટ | ખોખો | ક્રિકેટ | હુતુતુ, આટાપાટા |
| ૩ | ખોખો | ક્રિકેટ | હુતુતુ | ફૂટબૉલ | હૉકી | ક્રિકેટ |
| ૪ | હુતુતુ | ફૂટબૉલ | હૉકી | ક્રિકેટ | વૉલીબૉલ | ખોખો |
| ૫ | ફૂટબૉલ | ક્રિકેટ | ખોખો | ક્રિકેટ | ફૂટબૉલ | ક્રિકેટ |
| ૬ | ક્રિકેટ | લંગડી | હુતુતુ | ખોખો | ક્રિકેટ | ફૂટબૉલ |
| ૭ | લંગડી | હુતુતુ | ક્રિકેટ | ક્રિકેટ | હુતુતુ | ખોખો |
| ૮ | ડૉજબૉલ | ક્રિકેટ | લંગડી | હુતુતુ | ખોખો | લંગડી |

## શિક્ષકોનાં પ્રવચનો

૧ ગામડાંના પ્રશ્નો
૨ સંકલ્પશક્તિ અને આત્મબળ
૩ ડૉ. કૅરનીસની અદ્‌ભુત શોધ
૪ ઊર્મિની કેળવણી
૫ લશ્કરી તાલીમ
૬ બોધ કથાઓ
૭ શારીરિક શ્રમની આવશ્યકતા
૮ ગુરૂ નાનક
૯ ખોરાક અને પોષક તત્ત્વો
૧૦ કીડીઓનો સમાજ
૧૧ સર્પો અને તેની જાતો
૧૨ ટાગોરનાં કાવ્યો
૧૩ આપણી પૃથ્વી
૧૪ આપણાં તીર્થસ્થાનો
૧૫ શાંતિના વાહકો
૧૬ પ્રશ્નોત્તરિકાઓ
૧૭ લોકગીતો
૧૮ સંત તુકારામ
૧૯ રમતનું મેદાન—એક શાળા
૨૦ નાગરિક ધર્મ
૨૧ હિતોપદેશની કથાઓ
૨૨ નૂતન બાલ શિક્ષણ
૨૩ સ્વ. ગીજુભાઈ
૨૪ પ્રાચીન કાળનો બ્રહ્મચારી
૨૫ આંખોની સંભાળ
૨૬ અજ વિલાપ
૨૭ આર્યસંસ્કૃતિનો અર્થ
૨૮ ઈશ્વરનું અસ્તિત્વ
૨૯ શ્રીમતી સરોજિની નાયડુ
૩૦ વિદ્યાર્થીની શક્તિઓ
૩૧ પર્યટનના અનુભવો
૩૨ ડૉ. સિમ્પસન
૩૩ ઈન્દુમતી સ્વયંવર

## સને ૧૯૪૮-'૪૯ના વર્ષ દરમિયાન યોજાયેલાં ભાષણો અને ચર્ચાઓ

| ક્રમ | તારીખ | વિષય | વક્તાઓ |
|---|---|---|---|
| ૧ | ૧૮-૬-૪૮ | ગીતા વક્તૃત્વકળા હરિફાઈ | વિદ્યાર્થીઓ |
| ૨ | ૧૦-૭-૪૮ | "વાણીનો પ્રભાવ" | આચાર્ય શ્રી. રામભાઈ બક્ષી |
| ૩ | ૨૩-૭-૪૮ | રાષ્ટ્રભાષા-પ્રમાણપત્ર-વિતરણોત્સવ અને પ્રવચન | પંડિત સુદર્શનજી |
| ૪ | ૩૦-૭-૪૮ | એક મનનીય પ્રવચન | શ્રી. કાકાસાહેબ કાલેલકર |
| ૫ | ૩૧-૭-૪૮ | "આપણો હિંદ દેશ લશ્કરી તાલીમ ફરજીઆત કરીને જગતનાં રાષ્ટ્રોમાં પોતાનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત નહીં કરી શકે" | વિદ્યાર્થીઓ |
| ૬ | ૨૧-૮-૪૮ | "भारतकी ही संसारमें सुखशांति का प्रसार (पुनः) स्थापन है"। | વિદ્યાર્થીઓ |
| ૭ | ૨૮-૮-૪૮ | શ્રી "કૃષ્ણ જયંતી"ના પ્રસંગે ભાષણ | પ્રો. જયંતકૃષ્ણ દવે |
| ૮ | ૨૫-૯-૪૮ | પ્રવચનો અને વાર્તાઓ | વિદ્યાર્થીઓ |
| ૯ | ૨-૧૦-૪૮ | ગાંધી જયંતી (એક પ્રવચન) | સ્વામી આનંદ |
| ૧૦ | ૨૫-૧૦-૪૮ | પ્રવચન | શ્રી. ભીખુભાઈ દેસાઈ |
| ૧૧ | ૧૩-૧૧-૪૮ | ગીતા વક્તૃત્વ હરિફાઈ અને ભજનો | વિદ્યાર્થીઓ; લીલાબેન |
| ૧૨ | ૭-૧૨-૪૮ | "Miracles of Nature Cure" | પ્રો. કાશીશ્વર શર્મા |
| ૧૩ | ૧૪-૧૨-૪૮ | "Should Students be Conscripted for Adult education?" (An Inter-Schools debate at the St. Xavier's College, Bombay) | સુરેશ પુરોહિત અને પ્રભાકર કામદાર |
| ૧૪ | ૧૫-૧૨-૪૮ | "ગ્રામકાર્ય અને વિદ્યાર્થીઓ" | સ્વામી પરમાનંદ |
| ૧૫ | ૭-૧-૪૯ | "આર્ય સંસ્કૃતિના અભ્યાસ અને વિકાસાર્થે સંસ્કૃત ભાષા શીખવી જરૂરી છે." (ચર્ચા) | વિદ્યાર્થીઓ |
| ૧૭ | ૨૫-૧-૪૯ | રાષ્ટ્રભાષા પ્રમાણપત્ર વિતરણોત્સવ અને પ્રવચન | શેઠ શ્રી. ગોવિંદદાસ |
| ૧૮ | ૫-૩-૪૯ | ગીતા વક્તૃત્વ હરિફાઈ | વિદ્યાર્થીઓ |
| ૧૯ | ૨૬-૩-૪૯ | "કુદરતી જીવન અને કુદરતી ઉપચારો" | ડૉ. રઘુભાઈ શાસ્ત્રી |
| ૨૦ | ૨-૪-૪૯ | "अहिंसक स्वतंत्र भारतमें भी फरजियात लश्करी तालीम की आवश्यकता होगी।" (વાદવિવાદ) | વિદ્યાર્થીઓ |
| ૨૧ | ૨૩-૮-૪૯ | "અદાલતમાં હાસ્યના પ્રસંગો": | પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ શ્રી. મંગળદાસ જ. ગોરધનદાસ |

# EDITORIAL

DHIRUBHAI M. DESAI



We are very happy to place before our readers the Sixth Annual Number of our school annual magazine, "Rajhans." The spacious and convenient buildings of the school, the vast playground and the unique situation of the school very near Bombay — have contributed very much towards the progress of the school. All the activities that were pursued last year are continued.

The Nav-Gujarat Club run under the joint auspices of the Bhavan's College and the Public School, is catering for recreational and cultural activities. Tournaments, lectures, discourses and talks are arranged from time to time. Occasionally, the students of both the Institutions also participate in them.

**Military Training:** Military Training is imparted to the pupils. There is a special provision for the training of Junior Cadets. The Annual Camp of the National Cadet Corps, Junior Division, Bombay was held in our school premises from 1st to 10th May. 24 Cadets from our school attended the Camp. They got second rank in schooting competition, and reached the finals in Hu-tu-tu, and won the Hockey match by 3 goals, against the combined team of other schools.

**Visual Education:** Our school Theatre has facilitated the holding of meetings, House Assemblies, Lectures, Discourses and programmes of Music, Dramatics and Cinema Films etc. The school has its own Cine-Projector. It has enabled us to show, on the school premises, educational and cultural films to our pupils. We heartily thank the authorities of all Companies who supplied films to us and the Headmasters' Association of Bombay and Bombay Suburbs, which by their scheme of Visual Education has helped us in making the work of our Visual Education Department, smooth and efficient.

**Scholarships:** The award of scholarships varying from Rs. 25/- per month to Rs. 125/- per month to students who stand high in the competitive Scholarship Examination has been an attraction to deserving students. These brilliant scholars have contributed much in improving the tone of the Institution.

**Rashtra Bhasha:** 146 candidates appeared in the Rashtra Bhasha Examinations held in September 1948. The result thereof was 70%. In April 1949, 126 candidates have appeared in the same Examinations.

**Parents' Day:** The Fifth Parents' Day was celebrated on 17th October, 1948 under the presidentship of Shri Chimanlal Chakubhai Shah, member of the Constituent Assembly of India and Ex-Solicitor General to the Government of Bombay.

**Physical Education Day:** On 11th December 1948, the Physical Education Day was celebrated in cooperation with other sister Institutions in Andheri. Our pupils came first in the Badminton and

Volley-ball Tournaments. In the latter, they won a Prize Cup besides seven prizes for individual items.

The school participaetd in the Inter-Schools Sports held by the Bombay *Secondary Schools Athletic Association*. Our boys also participated in the March Past organised under the auspices of the Physical Education Conference, held in Bombay.

**Debates and Lectures:** As in the past, this year also, the pupils arranged debates and lectures. We are grateful to Shri Kaka Saheb Kalelkar, Pandit Sudarshanji, Swami Anand, Sheth Govinddas, Principal Rambhai Baxi, Shri Snehrashmi and others for visiting our school and addressing our students.

**Literacy Week:** Our boys collected funds amounting to Rs. 4,030-4-0 during the Literacy Week organised by the Bombay City Adult Education Committee. We are happy to record that our school won the Dewan Bahadur G. S. Rao Shield for standing first in making this collection.

**Sarvodaya Din:** The pupils and the staff spent this day — 30th January 1949 — in Spinning, doing manual labour, offering prayers, reading and *meditating over* the Gandhian literature and in other constructive activities. This was the day of sorrow and mourning for us all. The members of the staff contributed their ten days' salary to the Mahatma Gandhi National Memorial Fund. The pupils also contributed a pretty large sum. The total collection of Rs. 4,405-8-0 was handed over to the Andheri Committee *of the Fund*. Over and above this, during the "Schools Collection Week" from 11th to 19th April 1949, our pupils collected a sum of Rs. 1,141-0-0. All concerned deserve congratulations for their help in this noble cause.

**Trips:** The trips to Mount Abu, Vyas Island on the Narbada bank, *Poona, Mahableshwar and Nasik* were organised for eight days, from 12th March 1949 to 19th March 1949. The Pupils were taken to these places, classwise. A Scout Trip was organised from 1st to 19th May. The students visited Mysore, Bangalore, Ooty, Bhadravati, Gersappa falls and Hubli in South India. We are thankful to the authorities of B. B. & C. I. Railway Co., the G. I. P. Railway Co., all the well-wishers of the school who helped us on this occasions and the parents and guardians of the pupils for helping us in organising these *educational and recreative trips*.

**Annual Sports:** On 30th April, 1949, the Seventh Annual Sports was held under the presidentship of Shri K. G. Saiyyidain, Educational Adviser to the Government of Bombay. Speaking on this occasion, the President expressed his desire that such well-equipped Institutions should spread all over India and that the best education be imparted to all the children of our country. He also appreciated the work that is being done in this Institution and wished it *further success*.

**School Hospital:** We have recently re-organised the School Hospital. We

are thankful to Dr. V. P. Avsare, M.B.B.S. and Dr. H. T. Munshi, M.B.B.S., for their keen interest in the physical well-being of our students.

**Welcome and Farewell:** We heartily welcome both the pupils and members of the staff who have joined us this year. We hope that they would identify themselves with the Institution and try their utmost to fulfill its cherished ideals.

We wish a happy time to all the pupils and the members of the staff who left us during this year.

**Pushpasen Memorial:** A Library of Gandhian Literature is being built up from the amount donated by Dewan Bahadur D. D. Thacker (Jheria) and a small Garden is prepared by the students and staff of the school to perpetuate the memory of Pushpasen Reshamwala, a past student of the school who died prematurely in April, 1948.

**Thanks:** Our sincere thanks are due to Shri Jayantbhai Danawala for his untiring efforts in compiling this number, to Shri Durgesh Shukla for going through the manuscripts and for correcting the proofs, to Shri Ochhavlal Parikh and Shri Krishnakant Desai for reading the proofs, to Shri Ransukhbhai Painter for the Photography Section, to Shri Pulinbihari Dutt for the Child Art Section, to Shri Mohanbhai Master for the Advertisement Section and also for making arrangements with the Press, to Shri Ratilal Desai and Shri Bhagwanji Naik for typing out articles, to Shri Chandramadhav Desai for his help in this work from time to time, to the pupils and the members of the staff who contributed articles etc., to the authorities of the Turf Printing Press for preparing blocks and for carefully looking after the printing work, to those firms and individuals who gave advertisements and to all those who co-operated with us in one way or the other in bringing out this number.

Our sincere thanks are also due to those gentlemen who accepted our invitation to speak to the students and the staff and/or to preside over various functions. We wish to convey our very sincere thanks to all our Trustees for giving us guidance, encouragement and inspiration in carrying out all the important activities of the school.

We request our readers to overlook the mistakes, if any, in this issue.

# રાજહંસ

## અનુક્રમણિકા


| ક્રમ | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | પૃથ્વીમાતા | પુરુષોત્તમ ભા. પટેલ | ૧ |
| ૨ | લાલપીળાં (કાવ્ય) | શ્રી. દુર્ગેશભાઈ શુક્લ | ૩ |
| ૩ | ચરમ ધ્યેય (કાવ્ય) | રામજી તારપરા | ૪ |
| ૪ | એ ગયા જ | ચંદુલાલ બેરાઈ | ૫ |
| ૫ | જાગીને જોઉં તો | હરિરલાલ નાયક | ૭ |
| ૬ | વ્યથા (કાવ્ય) | ચંદ્રકાંત મહેતા | ૧૦ |
| ૭ | અવકાશે (કાવ્ય) | કિશોર ગાંધી | ૧૧ |
| ૮ | ભાઈબીજ | દિલીપ દેસાઈ | ૧૨ |
| ૯ | ઉગારી, જ્યોતિ પ્રકટાવો | નવીનચંદ્ર ભટ્ટ | ૧૫ |
| ૧૦ | મહાબલેશ્વરને ખોળે | દિનકર પારેખ | ૧૬ |
| ૧૧ | ઝાકળના દીપાંની આત્મકથા | ભાનુભાઈ દલાલ | ૧૮ |
| ૧૨ | મારો યાદગાર પ્રવાસ | ભરતકુમાર બેન્કર | ૧૯ |
| ૧૩ | સાબરમતીનો વિલાપ (કાવ્ય) | કિશોર દલાલ | ૨૦ |
| ૧૪ | વિયોગ (કાવ્ય) | જગદીશ મોદી | ૨૧ |
| ૧૫ | પ્રગતિ | યોગેન્દ્ર શાહ | ૨૩ |
| ૧૬ | આઝાદીને (કાવ્ય) | રમણલાલ દેસાઈ | ૨૪ |
| ૧૭ | ટિકિટ-પ્લીઝ | જયેન્દ્ર સોમૈયા | ૨૫ |
| ૧૮ | આંખોની સંભાળ | શ્રી. ઈશ્વરલાલ દેસાઈ | ૨૬ |
| ૧૯ | આશનો પ્રવાસ | રામજીભાઈ પટેલ | ૨૮ |
| ૨૦ | મોતના સિપાઈ | શશિકાન્ત ગણાત્રા | ૩૧ |
| ૨૧ | સાગર તીરે (કાવ્ય) | શ્રી. ભગવાનજી નાયક | ૩૩ |
| ૨૨ | નવો નિશાળીઓ (કાવ્ય) | શ્રી. ડાહ્યાભાઈ પટેલ | ૩૪ |
| ૨૩ | રવીન્દ્રનાથ ટાગોર | લાભશંકર પઢિયાર | ૩૫ |
| ૨૪ | દાદાસાહેબના પ્રવચનમાંથી | | ૩૬ |
| ૨૫ | સ્વ. ભાઈ પુષ્પસેનને (કાવ્ય) | શ્રી. દુર્ગેશ શુક્લ | ૩૭ |
| ૨૬ | સૃષ્ટિ સૌન્દર્ય | વિજય કાપડીઆ | ૩૮ |
| ૨૭ | સૌરાષ્ટ્ર | પ્રભાકર કામદાર | ૩૯ |
| ૨૮ | જગને સુણાવું (કાવ્ય) | શ્રી. ભગવાનજી નાયક | ૪૦ |
| ૨૯ | વસંતનું એક પ્રભાત | પરભુભાઈ પટેલ | ૪૧ |
| ૩૦ | ચાંદની (કાવ્ય) | ડૉ. વસંત અવસરે | ૪૨ |
| ૩૧ | કોનાં વાંક ? | માધવજી ઠક્કર | ૪૩ |
| ૩૨ | માઉન્ટ આબુની યાત્રાએ | રતુભાઈ પટેલ | ૪૫ |
| ૩૩ | દરિયો | કિરીટકુમાર જાની | ૪૭ |
| ૩૪ | અમારા છબાકાકા | રમેશ ચંચાણી | ૪૮ |
| ૩૫ | કાબેલ કપ્તાન | નટવરલાલ જાની | ૪૯ |
| ૩૬ | ફૂટેલા ચંપલની આત્મકથા | શાન્તિલાલ શાહ | ૫૦ |
| ૩૭ | છોકરાઓની ચાલાકી | દેવીદાસ ઠક્કર | ૫૨ |
| ૩૮ | ત્રણ ઋતુઓ | ધીરેન શાહ | ૫૩ |
| ૩૯ | માતાનું રુદન | ચંદ્રકાંત મહેતા | ૫૪ |
| ૪૦ | કેરીના ગુણો | ગોવિંદરામ ભગત | ૫૫ |

# — અનુક્રમણિકા —


| ક્રમ | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૪૧ | ગોડસેને (કાવ્ય) | દુર્ગેશભાઈ શુક્લ | ૫૬ |
| ૪૨ | ગરીબીના ખપ્પરમાં | જગદીશ દેસાઈ | ૫૭ |
| ૪૩ | પિંજરના પોપટને | પ્રતાપરાય ભટ્ટ | ૫૮ |
| ૪૪ | નિમકહલાલ કૂતરી | રશ્મિકાંત દેસાઈ | ૫૯ |
| ૪૫ | મૂંઝાવતા પ્રશ્નો | શ્રી. ધીરૂભાઈ દેસાઈ | ૬૦ |


## —: संस्कृत, हिंदी और मराठी :—


| | | | |
|---|---|---|---|
| १ | सुमनानि | रजनीकान्त मास्तर | १ |
| २ | तडागः | हर्षद शुक्ल | २ |
| ३ | परमार्थ करो (काव्य) | माधवजी ठक्कर | २ |
| ४ | सच्ची मित्रता | जगदीशचंद्र महेता | ३ |
| ५ | देश शिक्षित कैसे हो सके? | कनैयालाल परीख | ४ |
| ६ | हिंदी साहित्यकी उन्नतिमें गुजरातियोंका हिस्सा | श्री. कृष्णकान्त देसाई | ५ |
| ७ | जुनँच चित्र (काव्य) | डॉ. यगत अयसरे | ८ |


## —: ENGLISH :—


| | | | |
|---|---|---|---|
| 1 | Beyond the Evanescent. | Ranchhodbhai P. Patel | 1 |
| 2 | If I were the Prime Minister. | Harshad Shukla | 2 |
| 3 | Our Beloved Bapu. | Suresh Purohit | 3 |
| 4 | An Enchanting Experience. | Nalin Parikh | 5 |
| 5 | Rome was not Built in a Day. | Jashwant Mehta | 6 |
| 6 | An Account of a Cricket Match. | Mahendra Patel | 8 |
| 7 | If There Were no Writing. | Balawant Naik | 9 |
| 8 | Free India. | Jitendra Desai | 10 |
| 9 | The Life of Refugees in Camps. | Laxmichand Ashrani | 11 |
| 10 | Future Prospects of Farming. | Jawaharlal Patel | 12 |
| 11 | My Voyage. | Pravinkant Chandarana | 13 |
| 12 | An Evening Walk. | Rameshchandra Pandya | 14 |

# પૃથ્વી માતા

પુરુષોત્તમ ભાઈલાલભાઈ પટેલ
ધોરણ સાતમું.



હે મા! તારા સૌંદર્યનું વર્ણન કરવાને અમે ક્યાંથી સમર્થ હોઈ શકીએ?

શીશુના હિંડોળા કે રૂના ગાભલા જેવી વાદળીઓમાંથી પૂર્વમાં ઊગતો રવિ પોતાનું મુખ મલકાવી મૃદુ કિરણો વડે સરોવરના જળને પવિત્ર કરી રહ્યો હોય ત્યારે તારા વિષે વર્ણન કરવું પણ અશક્ય બની જાય છે. કમળો સૂર્યપિતાને મળવા હોંશથી ખડખડ હસી રહ્યાં હોય, રંગબેરંગી માછલાંઓ નીલજળમાં અવિરતપણે તરી રહ્યાં હોય, દૂધ જેવી સફેદ પાંખવાળા બગલાંઓએ બગધ્યાન શરૂ કરી દીધું હોય, આનંદથી મીઠી રાગિ ગાતી પંખીઓ કલરવ કરી રહ્યાં હોય, સરોવર કાંઠે અડગપણે ઊભેલાં ઉપકારી વૃક્ષો તારા આ સૌંદર્યનું રક્ષણ કરી રહ્યાં હોય ત્યારે એ દૃશ્ય ખરેખર માનવ હૃદયને હચમચાવી મૂકતાં જરા યે ચૂકતું નથી.

હિમાલયનાં ગગનચુંબી ગિરિશૃંગો નિહાળી અને અગાધ સાગરમાંથી જોસભેર આવીને પૃથ્વીના ક્ષણવારમાં કોળીઆ કરવાના ઢોંગ કરતાં શ્વેત મોજાંઓ નિરખીને તારો ઊંડો ખ્યાલ આવે છે. રાત્રે પણ આપણે સૃષ્ટિમાંથી એટલો જ આનંદ મેળવીએ છીએ. વાદળાંની ગોદમાં તારલાઓ સંતાકૂકડીની રમતો રમી રહ્યા હોય ત્યારે તો જોવાની કોઈ ઓર જ મઝા આવે છે! અગણિત તારલા ઉપર રાજ્ય કરતો નિશાપતિ આવતાંની સાથે જ પૃથ્વીના અંધકારરૂપી પિશાચને હાંકી નાખે છે, અને પૂર્ણિમાને દિવસે તો બધાં રાજ્યો કબજે કરી સર્વાધિપતિ ન બની ગયો હોય એવો લાગે છે.

હે ધરિત્રી! તારી પીઠ ઉપર અનેક અજાયબીભરી વસ્તુઓ પથરાઈ રહી છે. વનો, ઉપવનો, પહાડો, નદીઓ, સરોવરો વગેરેની તું 'મા' છે. તારી પીઠ ઉપર જીવન ગુજારતાં કેટલાંયને આપણે નિહાળીએ છીએ. અનંત આકાશમાં વાત કરતા તારલાઓની સંખ્યા અગણિત છે. તેમ તારા ઉપર પણ કેટલા જીવો જીવી રહ્યા છે એ કહેવું અશક્ય છે. કદાચ કાળાંતરે વિજ્ઞાનવેત્તાઓ તેમનાં જંત્રો તાણીને તારલાઓની ગણતરી કરે, કેમકે તેમના મગજમાં એક જ ગુંજન થયા કરે કે આ દુનિયામાં કોઈ અશક્ય વસ્તુ છે જ નહીં. તેઓ ફક્ત એમ જ માને છે કે "Impossibility is the word to be found in the dictionary of fools." પણ તેઓ અથાગ પ્રયત્ને પણ તારા ઉપર જીવન નિર્વાહ કરતાં પ્રાણીઓની ગણતરી કરી શકશે ખરાં?

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः
स्वयं न खादन्ति फलानि वृक्षाः।
नादन्ति सस्यं खलु वारिवाहाः
परोपकाराय सतां विभूतयः॥

એવી જ રીતે અનેક રૂપો વેઠી—દુઃખરૂપના આરામાંથી—પસાર થઈ તું આ જગતને અમૂલ્ય લાભ આપે છે છતાં હે ઉપકારક દેવી! તારી કદર કોઈ કરતું નથી. તારી પીઠ પર જન્મ લેનાર

બધા જ ભાઈઓ છે. તેમણે પ્રેમ, સંપ, દયા થી ભરેલા ઉચ્ચ પંથે પોતાના જીવનને લઈ જવું જોઈએ. પણ તેઓ તો માંહોમાંહે વેરનાં ઝેરી બીજ વાવે છે અને હજારો દૂષણોથી ભરપુર એવા વિશ્વયુદ્ધને આવકાર આપે છે. તેઓ ભાઈઓ મટે છે અને દુશ્મનો બની પોતાના જ ભાંડુઓનો વિનાશ નોતરે છે. કેટલું અધમ કાર્ય ?

સમુદ્રમાં રહેતા હજારો મગરમચ્છો વિષે માણસ જાત બિલકુલ અજ્ઞાત છે. તેમને ખબર નથી કે દરિયાના ઊંડાણમાં મચ્છરૂપી રાક્ષસો રહે છે કે જે વખત આવ્યે માનવનું ભક્ષણ કરી જાય છે. ગાઢ જંગલોમાં વસતાં પશુપંખી વિષે માણસ બહુ પરિચિત નથી. ભયાનક ઊંડી ખીણ જોતાં માણસ બીકથી હિંમત હારી જાય છે. કુદરત આ બહાદુરી જોઈ હસતી હશે! શું આપણે કુદરતની ચીજો ખોળવામાં ઘણાં પાછળ નથી ?

ધરતી ઉપર અનેક ફેરફારો તો થયા જ કરે છે. ઋતુઓ પણ ક્રમ પ્રમાણે આવે અને જાય. ગ્રીષ્મ-ઋતુનો સખત તાપ આપણને આકરો લાગે. દરેક જીવ તાપથી ત્રાહી ત્રાહી પોકારી ઊઠે છે અને મેઘરાજાને બોલાવવા પ્રાર્થના કરે છે. પ્રચંડ ધુપથી બળી ઊઠતી આ ધરતીને શાંત કરવા મેઘરાજા આમંત્રણ સ્વીકારે છે. અને ઊકળતાં હૈયાને વરસાદરૂપી અમૃત પાઈ ઠારે છે. પૃથ્વીને અમૂલ્ય લાભ અર્પી મેઘરાજા ગડગડાટ સાથે વિદાય લે છે. ઠંડો ઠંડો અનિલ હેમંત ઋતુનું આગમન દર્શાવે છે અને સર્વમાં સ્ફૂર્તિના તણખા વેરે છે. આ પ્રમાણેના ઋતુપરિવર્તનના પરિણામે સૃષ્ટિમાં ઘણા ઘણા ફેરફારો થયા કરે છે.

છતાં સૃષ્ટિ અનેક રમણીય સ્થાન રચવામાં પાછી પાની કરતી નથી. દુનિયાના ઘણા દેશો સૌંદર્યથી ભરપૂર છે. અમેરિકામાં આવેલી 'યોસેમાઇટ'ની કુદરતી લીલાથી ભરપૂર ખીણનું નિરીક્ષણ કરીએ તો આપણે સાચો આનંદ અનુભવી શકીએ. અહીં તહીં ઊડતા કુદરતી ફુવારાઓ, લીલી લીલી હરિયાળી વેલીઓના મંડપો અને નીરવ ઝરણાંઓ જોતાં આપણે મુગ્ધ બનીએ છીએ. આફ્રિકા પણ દરેક જાતની જંગલી વનસ્પતિઓથી ભરપુર છે. આલ્પ્સના ઢોળાવને નિરખતાં કોને આનંદ ન થાય?

કાશ્મીર તો જાણે પૃથ્વી ઉપરનું સ્વર્ગ જ ન હોય! સ્વર્ગમાં આવેલો નંદનવનનો બગીચો આપણે જોયો નથી, એટલે આપણને વિચાર આવશે કે એને સ્વર્ગ ક્યાંથી કલ્પી શકાય? પણ એના રક્ષણાર્થે ઊભેલા ધોળા શીત બરફના ડુંગરો, તેમાંથી વહેતી અનેક નદીઓ, સુંદર સુંદર સરોવરો તેમજ લીલી લીલોતરી નિહાળતાં આપણા જેવા અલ્પ વિચારકો તો શું પણ મોટા મોટા મુસાફરો અને કવિઓ પોકારી ઊઠ્યા છે કે એ સાચેજ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે.

આ તારાં સૌંદર્યો નિહાળી અમે માનવીઓ તો અવર્ણનીય આનંદ મેળવીએ પણ આજ કેટલાય કાળથી તને નિરખતા હોવા છતાં અતૃપ્ત રહેલા સૂર્ય, ચંદ્ર અને તારલાઓ પણ તને જોઈ આનંદે ખડખડ હસી રહ્યા છે. ખરેખર પ્રકૃતિને પારણે ઝૂલતાં કોણ થાકે છે ?

क्षणे क्षणे यन्नवतामुपैति।
तदेव रूपं रमणीयतायाः॥

# લાલપીળાં

(છંદ અનુષ્ટુપ)

દુર્ગેશભાઈ શુક્લ

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે પાર્થ પૂછે, "કહો પ્રભો,
યુદ્ધોત્સુક રહ્યા સામે ગુરુવર્યો કુટુમ્બીઓ
લાલ પીળા થતા જોઈ રથારૂઢ મને અહો!
ત્રિકાલજ્ઞ, કહો શાને મારથિ ધર્મચક્ષુઓ
લાલ પીળા બને રોષે? દિવ્ય દૃષ્ટિ મને દિયો,
જેથી ધર્મયુદ્ધે આ થાઉં પ્રવૃત્ત હે પ્રભો!"
કલિકાળ ગુણજ્ઞાતા નારાયણે કરી સ્મિત
કહ્યું ગાંડિવધારીને આમ, "આ કળિકાળનો
ઈન્દ્રપુત્ર, તને ઘેરે કુપ્રભાવ, ભવિષ્યમાં
ઘેરશે વિશ્વને, સત્તા રાજ્યની જનજૂથના
મુક્ત વર્તાવની સામે લાલ આંખે નિહાળશે.
વળી લોકસમૂહો યે રાતી આંખ કરી જગે
અલ્પ સત્તા તણી કૂડી ચૂડથી છૂટશે બળે.
સામ્રાજ્યવાદીઓ લાલ રંગથી ભય પામશે,
લાલપીળા થયે વિશ્વ રક્તવર્ણું વિલોકશે,
ઊકળી ઊઠશે, લોહી રેડશે, હે ધનંજય.
તેથી ધૈર્ય ધરો પાર્થ, હતાશ ઉર ના બનો,
વિજયકામના સેવ્યા વિના યુદ્ધ મહીં મચો.
દિવ્ય દૃષ્ટિ વડે દેખો સપ્તરંગી ધનુષ્યની
પૂંઠે રંગ તણી શ્વેત સાત્વિક શાશ્વત પ્રભા.
આવર્ત ને તરંગો સૌ વિકારો વારિનાં, ત્યમ
લાલપીળા શુચિ શ્વેત રંગ કેરા વિકાર છે.
કાંકરો પડતાં જળમાં જળે આંદોલનો જ તે
ચક્રાયમાન રચે છે સ્થિરત્વનાં સભા, ખરે.
તેમ આ ભિન્ન રંગો સૌ શ્વેત રંગ તણી મહા
માયા મોહમયી જાણ પૃથ્વી પાટે, પરંતપ.
માનવી ચિત્તના પાર્થ, અહં કેરા પ્રિઝમ્ થકી
નિરાળા વાદની કૈંક રંગસૃષ્ટિ રહે મચી.
ક્ષુબ્ધ ના થા, સ્વધર્મે તું શ્રદ્ધાથી સ્થિતપ્રજ્ઞ શો
રહે મથ, થશે તારાં ને તારાં સ્વજનો તણાં
સુંદર દૃષ્ટિકોણો સૌ, લાલપીળાં શમી જશે,
સાત્વિક સૂર્યનો શ્વેત રંગસિંધુ ફરી જશે."

---

કે લેઈબે મોર કાર્ય, કહે સન્ધ્યા રવિ,
શુનિયા જગત રહે નિરુત્તર છવિ,
માટિર પ્રદીપ છિલો, સે કહિલો, 'સ્વામી'
આમાર જેટુકુ સાધ્ય કોરિબો તા આમિ."
"ઉપાડી કોણ આ લેશે કાર્ય મારું ! પૂછે રવિ
સંધ્યાટાણે, સુણી પ્રશ્ન રહે જગ નિરુત્તર,
માટીનો દીવડો નાનો હતો તેણે કહ્યું, 'પ્રભો !
મારાથી જે હશે સાધ્ય તે સૌ કરી ચૂકીશ હું.'

'ટાગોર'

# ચરમ ધ્યેય

રામજી હંસરાજ તારપર
(ભૂતપૂર્વ વિદ્યાર્થી)

મનવા, તારું માન જાગે તો યે કદીયે ડરીશ નહિ,
ધુત્કારે ને ફીટકારે લોક, પરવા કરીશ નહિ,
તારે રસ્તે તું જાજે,
ધ્યેય તણી સિદ્ધિ કાજે.

'કોઈ દી' લોક તને કહે, તારું કામ છે ભૂલભર્યું",
વળગી રહીને ધ્યેયને તારા, દેખાડી દે કામ કર્યું",
કર્યા વિના પરવા વાદે,
લડજે જા ધ્યેયને માટે

માર્ગ તીણા કંટકથી ભર્યો હોય જો જીવનનો,
ભાંગી ભાંગીને અણીઓ એની ઉપર ખુંદજે જા,
ધ્યેય-શૃંગ ચડવા કાજે,
ભાઈ, કર નિશ્ચય આજે,

ભરવાડ મળે ઘણાયે મારગે, તેથી દોરાતો નહિ,
ઘેટું" બનીને કોઈ દી' તું ભાઈ, બીજાથી દોરાતો નહિ,
ઊંચું ધ્યેય રાખીને તારું,
કરજે કામ તું સારું.

---

સૌંદર્ય આપણને પરિગ્રહ અને ઉપભોગના સ્થૂળ વિચારોથી નિરપેક્ષ ભાવે, કેવળ તેનું ચિંતન કરવાથી આનંદ આપે છે. એટલે જ એ શાંતિપ્રદ છે, ઉન્નતિપ્રદ છે. તેનું જ કળા અને કળાનાં પાત્રોનું છે. કળા માત્ર આત્માની કળા છે, આત્માનું પ્રતિબિંબ છે; એટલે જેવો આત્મા તેવી કળા.

—આનન્દશંકર ધ્રુવ.

# એ ગયા જ

ચંદુલાલ હેમરાજ બેરાઈ
ધોરણ સાતમું.



મારા જીવનની એ ભીંગની ઉષા હતી. હું લગભગ પાંચ વર્ષનો હોઈશ. નાની સરખી એ મઢૂલીમાં મારા મંત્રો હું ઉચ્ચારી રહ્યો હતો. મારા દાદા-મારું શિરછત્ર-મારી પાસે જ હતા. હું હંમેશા સાંજે તેમની પાસે મારા મંત્રો બોલતો. આ મારો નિત્યક્રમ હતો. હું જ્યાં અટકતો ત્યાં તેઓ મને મદદ કરતા. આ રીતે હું એક કલાક સુધી મંત્રોચ્ચાર કરતો, ત્યારે મને કંટાળો આવતો, નિરાશા ઉપજતી કે આ લપ મને ક્યાં? મારા બીજા મિત્રો આનંદથી મારા ગામની શેરીઓમાં ભટકતાં, હું જ એકલો આવા પાઠો કરું! ત્યારે મને મારા એ દાદા ઉપર બહુ જ ચીડ ચઢતી.

પરંતુ મને જેટલી ચીડ ચઢતી એટલો જ પાછો બીજા સમય ઉપર આનંદ મળતો કારણ કે જ્યારે દેવમંદિરે દર્શન કરવા જવાનું હોય ત્યારે હું હંમેશા તેમની આગળીએ જ હોઉં. મારા દાદા ભગવાનના ભક્ત હતા. રોજ મંદિરે જવાનું હોવાથી મંદિરના મહારાજ મારા દાદાને સારી પેઠે ઓળખતા. આથી હંમેશ તે પ્રભુની મહાન પ્રસાદી મારા દાદાને દેતાં. જેમાં મીઠા સાકરપારા, સુંદીના લાડુ, મોહન થાળની કટકીઓ મળતી જે મારા દાદા મને સુપરત કરતા અને હું તેને મારા પેટમાં હંમેશા ઉતારી દેતો અને પછી મંદિરના એ ભવ્ય ચોગાનમાં મારા મિત્રો સાથે રમતો, હસતો અને કૂદતો, ત્યારે મને મારા દાદા બહુ જ ગમતા. વળી જ્યારે એ પ્રભાતે વહેલાં ઊઠી પ્રભુનાં ભજનો ગાતા, ત્યારે હમેશાં મને ઉઠાડતા. એ ખુશનુમા હવા, પ્રભાતની પૂર્ણ શાંતિ, મારા મનને આનંદ આપતી, એ સમયે હું પણ મારા આનંદમાં તેમની સાથે મારા બસૂરા રાગે ગાતો ને ખૂબ તાજગી અને આનંદ મેળવતો. દિવસની એમ શરૂઆત થતી. ત્યારથી તે આજ સુધી મને વહેલા ઊઠવાની ટેવ પડી ગઈ છે, જે મારા જીવનને હંમેશા નૂતન પંથે લઈ જાય છે. ત્યારે મને એ ખ્યાલ નહોતો કે આ ટેવ કદાચ ભવિષ્યમાં મને ખૂબ લાભદાયી બનશે! પરંતુ આજ ખબર પડે છે, કે વહેલા ઊઠવામાં કેટલી મઝા છે, આનંદ છે, ઉલ્લાસ છે! એ મારા દાદાએ મને શીખવ્યું. જેનાથી આજ હું મારી શરીરસંપત્તિએ કુશળ છું.

તેમનો પ્રેમ મારી નસેનસમાં વહી રહ્યો છે. તેમના શબ્દો મારા કાનમાં ગુંજી રહ્યા છે. તેમનો ચહેરો મારી આંખ સમક્ષ તરવરી રહ્યો છે. કેવા ભલા હતા એ! મને હંમેશા પ્રેમથી શિખામણ દેતા. મારી ભૂલો સુધારી અદ્ભુત જ્ઞાન પ્રેરતા. કોઈ મને મારતા ત્યારે હું મારા દાદાની સોડમાં છુપાતો. ત્યારે બાદશાની જેમ તેઓ મને ટાંકી દેતા. ત્યારે મને કેટલું હેત સાંભરતું તે તો કોઈ અનુભવી જ જાણે.

રાત્રે નવ વાગે તેઓ હંમેશ મને સૂવાની આજ્ઞા દઈ દેતા. હું સૂઈ જતો. આખા દિવસના થાકથી થાકેલો હું, ત્યારે પસપસાટ ઊંઘી જતો. મારા દાદા મને રાત્રે વાતો કહેતા. ગાંધીજી, જવાહર અને તિલક કે શુભાષની અદ્ભુત વાતો મને કહેતા ત્યારે ખરેખર એવા માનવી બનવાની હોંશ રાખતો હું નાનો બાળ

ઊંઘી જતો. રાત્રે સ્વપ્નાં પણ એજ સેવતો કે મારા લાડીલા નેતાઓ! મારી એક ઈચ્છાનું કેન્દ્ર! અને એવાં સ્વપ્નોમાં રાચતો હું નિદ્રાદેવીને આધીન બનતો.

અનેક ગુણોથી ભરેલો એમનો મહાન આત્મા હતો, અનેક આદર્શોથી ઘડાયેલ એમનો દેહ હતો. હજારો વેદનાઓથી ઘડાયેલ એ માનવી હતા. બધાંને અનેક સ્વરૂપે લાગતા હતા. પરંતુ મારા તો એ દાદા હતા. વહેલા સૂવું, વહેલા ઊઠવું, પ્રભુનું ભજન કરવું. ન દ્વેષ, ન ઇર્ષ્યા, ન દુ:ખ કે ન સુખ. જે મળે તેથી ચાલે. કુટુંબ કલેશથી એ પર હતા. કેવળ નજીક હતો હું! મારા ઉપર તેમનો અખંડ અને શાંત પ્રેમ હંમેશ એક લોધની પેઠે વહ્યા જ કરતો. હું તેમની હુંફ નીચે ઊભો થયો. પંખીના માળેથી પંખી ઊડે તેમ આજ હું તેમના, એ માળામાંથી તેમની હુંફમાંથી સોળ વર્ષનો યુવાન બન્યો છું. અનેક આદર્શોમાંથી હું પણ ઘડાયો છું. મારા દાદાની અનેક શિખામણોથી હું અનુભવી બન્યો છું. પરંતુ મારા દાદાનું બધું સુખ મારા નસીબે ન હતું. એક ગોઝારી સાંજ હતી. હું અને મારા દાદા મંદિરેથી પ્રભુના દર્શન કરી અમારા નાના મકાનમાં આવ્યા. મારા કાકા તેમજ મારૂં કુટુંબ બીજી શેરીના મોટા બંગલામાં વસતું. પરંતુ મારા દાદા અને હું અહીં રહેતા. ઘરમાં પગ મૂકતા તેમને કંઈક થયું, મને લાગ્યું કે દાદા ચાલીને થાકયા હશે. મેં તેમને પાણી લાવી આપ્યું. મારા દાદાએ તરસ્યાની જેમ પાણી પીધું. મને કહ્યું કે "કાકાને બોલાવી લાવ." હું કંઈ ન સમજ્યો. દોડયો મારે ઘેર, અને કાકાને બોલાવી લાવ્યો. કાકા આવ્યા. બારણામાં દાખલ થયા. મારા દાદા પોતાનો ખાટલો પાથરી સૂતા હતા. તેમની ઉપર પ્રભુની છબી શોભતી હતી. પાસેની બારીમાંથી ઠંડો અનિલ વાઈ રહ્યો હતો. પ્રભુ પાસેની અગરબત્તીની સુવાસ આખા ઓરડાને સુવાસિત કરતી હતી. નાનકડી દીવડી પ્રભુ મંદિરીએ પ્રકાશતી હતી. મને કંઇ ન સમજાયું કે મારા દાદા આજે આ શું કરી રહ્યા છે! પરંતુ મારા કાકા દોડયા, તેમના ખાટલા પાસે, હું પણ દાદાના પગ પાસે બેસી ગયો, હેબતાયો, ગભરાયો કે આ શું થાય છે! કાકાએ જેવો ખાટલા ઉપર, પડેલા દાદાનો હાથ ઉપાડયો, અને જોયું, તો હાથ ઠંડો હતો. તેઓ રડવા લાગ્યા. હું શું સમજું! મેં કહ્યું "દાદા! દાદા! કાકા રડે છે." મને શી ખબર કે આ જીવનદીપક બુઝાઇ ગયો છે. મને શી ખબર કે એક આત્મા સ્વર્ગે જઈ રહ્યો હતો? મને કયાં ખબર હતી કે મારા દાદાથી હું વિખૂટો પડી રહ્યો હતો! એક પવનનું નાનું મધુર મોજું બારી વાટે દાખલ થયું અને પ્રભુ પાસેનો એ દીપક પણ ઓલવાઈ ગયો!

આજે હું સમજ્યો કે મેં કંઈક ગુમાવ્યું છે. આજે મને ખબર પડે છે, કે મારા જીવનની સૌથી વધુ યાદગાર એક વ્યકિત મારાથી દૂર ગઈ છે. છતાં તેમની સુવાસ મારી પાસે રહી છે.

"અદૃશ્ય થાય ગાયક તોપે;
સૂર એના ગૂંજે હૃદયે.
સુવાસ જાયે મધુર પુષ્પની;
ન ભુલાય એ સ્મૃતિ મહીંથી."

# જાગીને જોઉં તો....

ઠાકોરલાલ દયાળજી નાયક
ધોરણ સાતમું.

***

ગરમીના દિવસો હતા. ઊંઘ આવતી ન હતી ખોરાકનો મારો વધારે પડતો હતો. અમાસની કાળી રાત હતી. રાત્રિએ પોતાનું સામ્રાજ્ય જમાવવા માંડ્યું હતું. સૂર્યાસ્ત થતાં અમે ઘેર પાછા ફર્યા. ખાધેલું હોવાથી ખાવાની વાત ન કરતાં સીધા જ ખાટલાને આધીન થયા. ઊંઘ કહે મારું કામ નહિ. ગરમીના દિવસો એટલે બારણે સૂવાનું તો હોય જ. વળી ગામડામાં તો ઑારજ મઝા આવે. મંદ મંદ પવનની લહેર આવી રહી હતી. આકાશમાં રક્ષક (guard) ની માફક તારાઓ પ્રકાશ રૂપી દીપક જલાવી રહ્યા હતા. આકાશ તેમજ સૃષ્ટિનું નિરીક્ષણ કરતાં અમે સૂતા. અનંત આકાશને નથી અંત કે નથી શરૂઆત. કુદરતની નવાઈ પમાડે એવી કૃતિઓમાં આકાશ પણ છે.

બધા નિદ્રાધીન થતા હતા. ક્રિકેટમાં રમનારાઓની માફક એકએકની દાંડી ગૂલ થતી હતી. પરંતુ મારા મનમાં તો દેશના રાજકીય પ્રશ્નો ચર્ચાતા હતા. ક્યાં હિન્દુસ્તાન ને ક્યાં પાકિસ્તાન? ઊંઘ મને છોડે એમ ન હતી. સાથે સાથે સ્વપ્નોનું સામ્રાજ્ય પણ જામતું જતું હતું. સ્વપ્નની પરંપરાએ મને ગૂંગળાવી મારી.

સ્વપ્નમાં પૈસાદાર ગરીબ બને છે, અને ગરીબ પૈસાદાર બને છે. વાંઝીઓ પુત્રપ્રાપ્તિનું સુખ અનુભવે છે. રાજા થવું એ પણ સામાન્ય વસ્તુ હોય છે. દિવસના વિચારો આપણી સમજ બહારના હોય છે. ઘણું કરીને દિવસના વિચારો ને કાર્યો જ સ્વપ્નરૂપે પ્રગટે છે.

સ્વપ્નમાં હું એક મોટો માણસ થઈ ગયો. મારી ઉંચાઈ સાંભળતાં જ તમે દુઃખતાઈ જશો. મારી આગળ હિમાલય પણ નકામો હતો. દેશ દેશમાં ફરવાની મારી મુરાદ હતી. એ મુરાદને પાર પાડવા માટે પૈસા પણ હતા. પરંતુ વાહન જ નહોતું. એની ગોઠવણ કર્યા વગર ચાલે જ કેમ? પગે ચાલીને જ મુસાફરી કરવાની આકાંક્ષા જાગી, અને મુસાફરી શરૂ કરી.

પહેલાં માતૃભૂમિની મુસાફરી કરી ખૂણે ખૂણો ખૂંદી વળવાનો નિશ્ચય કર્યો. દેશની કથા અકથ્ય હતી. માતૃભૂમિની આવી નિર્બળતા અને દરિદ્રતા ભરી દશા જોઈ મેં આંસુ સાર્યાં. પરંતુ શું થાય? "નિર્માયું તે ભલે બને". દેશના ગરીબોની દશા જોઈ મને દયા આવી. થોડા થોડા પૈસા તેમને વહેંચી આપી મેં આગળ પ્રયાણ કર્યું.

હિમાલય સૌથી ઊંચામાં ઊંચો છે. પરંતુ તેની ઉંચાઈની સાથે સરખામણી કરતાં મારી ઉંચાઈ એક ઇંચ વધી. ઉંચાઈનો રેકર્ડ તોડવા બદલ હું ગર્વિષ્ટ બન્યો. દેશની રાજકીય સ્થિતિ પણ એટલી જ ખરાબ હતી. મારી સાથે વાત કરવાની જ કોઈ હિંમત ન કરે. એટલે હું તેમને સમજાવી પણ શી રીતે શકું! આથી નિરાશ થઈ મેં મારી મુસાફરીનું લક્ષ પરદેશ તરફ દોરાવ્યું.

ચીન, જાપાન જોતો જોતો હું અમેરિકા ગયો. અમેરિકાના માનવીઓ મારી આગળ આવી પગે પડ્યા. મારી આગળ તેઓ બિન્દુ સમ હતા. મારી

સાથે લડવાની તો કોઇ હિંમત કરે જ નહિ. સ્વતંત્ર દેશના માનવીઓ કેવા હોય તે જોવાની મારી ઇચ્છા પાર પડી.

વળી પાછું આગળ પ્રયાણ કર્યું. આફ્રિકા ગયો. આફ્રિકાની કાળી પ્રજાઓ સમજે શું? જંગલી પ્રજા એટલે લડવામાં પણ કુશળ ખરી. મને થયું કે કદાચ લડાઈ કરવી પડે અને હારી ગયા તો આપણી મજાક થાય અને કદાચ આશા ધૂળધાણી થઈ જાય અને સીધા સ્વર્ગના બારણાં ખખડાવવાં પડે. તેઓએ બહાદૂરીથી સામનો કર્યો. હું થોડીવાર શાંત ઊભો રહ્યો. પછી મેં વાઘની માફક ત્રાડ નાખી એટલે બધા એકદમ ઘરમાં ઘુસી ગયા. મને સમજ ન પડી કે શું થયું. બિલાડીને જોઇને ઉંદર ભાગે તેની માફક ઊભી પૂંછડી કરી તેઓ એવા નાશી ગયા કે ફરી દર્શન જ કરવાના ન મળ્યા. હિંમત અને તાકાતની પ્રશંસા કરતો હું ઈંગ્લન્ડ ગયો.

ગોરા ગોરા માણસો, નવું જોવાનું મળ્યું. મને પણ ઘડીભર એમ થયું કે હું બરફ જેવો ધોળો થઈ જાઉં તો કેવું? પરંતુ નકામી આશા બાંધવાથી વળે એમ નહોતું. માતાની સ્વતંત્રતા ખૂંચવી લઈ ગુલામીની ધૂરા મૂકનાર એ અંગ્રેજ બચ્ચાંઓ મારા હાથનો સ્વાદ ચાખ્યા વગર રહે તો પછી હું માતૃભૂમિનું નામ જ બગાડું એમાં શંકા જ નહોતી. મને જોતાં પહેલાં તેમને એમ જ થયું કે આ નરરાક્ષસ કોણ છે? હું ગયો એટલે મારા માનમાં મોટો સમારંભ યોજવામાં આવ્યો. રાજા અને પાર્લામેન્ટના સભ્યો એકઠા થયા, અને તેઓએ "હિન્દને સ્વરાજ" એમ એક દસ્તાવેજ કરી આપ્યો. મેં એક કલાક ભાષણ આપ્યું. મારી વક્તૃત્વશક્તિ જોઈ બધા મુગ્ધ થયા અને પછીથી શાંત થતાં જ તાળીઓના ગડગડાટથી મને આવકાર્યો. હું ખૂશ થયો. હિન્દને સ્વરાજ આપનાર તરીકેનું મેં અભિમાન લીધું. દસ્તાવેજને બરાબર સાચવીને મૂક્યો કે જેથી ખોવાઈ ન જાય. ત્યાંથી રશિયા ગયો. મોટા મોટા ધૂરંધરોનું સન્માન પામી હું માતૃભૂમિ તરફ પ્રયાણ કરવા તત્પર થયો. ઓસ્ટ્રેલીઆની મુસાફરી બાકી જ રહી. હિન્દમાં પગ મૂકતાં મારો હર્ષ માતો ન હતો.

"હિન્દને સ્વરાજ" વાળો કાગળ મેં ગાંધીજીના ચરણોમાં મૂક્યો. ગાંધીજી અચંબો પામ્યા. અથાગ મહેનત છતાં જે મેળવવું મુશ્કેલ હતું તે હું સહેલાઈથી મેળવી લાવ્યો તે બદલ ગાંધીજીએ મારો આભાર માન્યો. આવી રીતે હિન્દને ગુલામીની ધૂરામાંથી મુક્ત કરી. વળી મી. ઝીણાના પેટમાં બળવા લાગ્યું. એને પાકીસ્તાન જોઈતું હતું. એને એવો ભય પમાડ્યો કે હિન્દનું નામ જ લેવાનું ભૂલી ગયો, અને 'અખંડ હિન્દુસ્તાન'ની શરત તેની પાસે કબૂલ કરાવી.

સ્વપ્નની પરંપરાઓ એક પછી એક આવ્યે જ જતી હતી. "મનને કોઈપણ સ્થાપિત જગ્યા હોતી જ નથી. કોઈ વખત આકાશની તો કોઇ વખત પાતાળની કલ્પના કરતું હોય છે. મનની ગતિ એટલી બધી છે, કે એની સાથે કોઈપણ સાધન ગતિમાં હરીફાઈ ન કરી શકે. સ્વપ્નામાં ઘણા વર્ષો વીતી ગયાં. હિન્દ એક અને અખંડ રહ્યું.

સ્વપ્નસામ્રાજ્યનું જોર ઓછું થયું ન હતું. સવારે છ વાગ્યા. ઘરમાં કૂતરું પેસી જવાથી શોરબકોર

થઈ રહ્યો. આથી હું જાગી ગયો, અને જોઉં તો કંઈ જ નહિ. ક્યાં હિન્દુસ્તાન અને ક્યાં દુનિયાની મુસાફરી? શું થયું તેની સમજ પડતી ન હતી. ક્યાં ગઈ 'અખંડ હિન્દુસ્તાન'ની ભાવના? હિન્દ છિન્નભિન્ન નજરે પડતું હતું. દેશના ભાગલા પડી ગયા હતા. બધાંની નજરોમાં આપણને શોકની જ લાગણી માલૂમ પડતી હતી.

મારી ઉચાટનું શું થયું એનું મને ભાનજ ન રહ્યું. હું માત્ર છ ફૂટથી પણ નીચો માલુમ હતો. જાગીને જોયું તો કંઈ જ નહોતું.

સ્વપ્નમાં માણસ સુખ અને દુઃખ બંને ભોગવે છે. પરંતુ સ્વપ્ન ખરાં પડતાં જ નથી. સ્વપ્ન એ ખરેખર ઝાંઝવાનું જળ છે. જેમ પાણી વગરના રેતાળ પ્રદેશમાં હરણ પાણી જોઈને તરસ છિપાવવા દોડે છે, અને આખરે તે નિરાશ થાય છે, તેમ વિશાળ સ્વપ્નસાગરમાં મનરૂપી હરણ પણ દુનિયાનાં સુખદુઃખો રૂપી પાણી પીવા આમતેમ આંટા મારે છે, અને આખરે જાગે ત્યારે નિરાશ થાય છે. સ્વપ્નમાં રાજગાદી ભોગવીને જાગેલા માનવીને આખરે એનો ખાટલોજ દેખાય છે. દરેક માણસને સ્વપ્નો આવે છે, સ્વપ્નસાગરનું સુખ માણી તે ઊઠે છે અને જાગીને જુએ તો કંઈ જ માલૂમ પડતું નથી, નિરાશ થાય છે, અને બેબાકળો બની જાય છે. ખરેખર સ્વપ્ન એ મૃગજળ છે. શું નિરાશ થવા માટે જ સ્વપ્નો સર્જાયેલાં છે? જાગીને જુએ તો..........

---

સ્વર્ગ શાશ્વત છે અને પૃથ્વી પણ સનાતન છે. સ્વર્ગ અને પૃથ્વીની શાશ્વત હસ્તીનું કારણ એ છે કે તેઓ બન્નેની હસ્તી પોતાને માટે નથી. તેથીજ તેઓ સતત્ જીવન આપ્યા કરે છે.

— લાઓત્સ.

દંભ એ તો કેવળ અસત્યનો પોશાક છે.

— ગાંધીજી.

કોણ પ્રતિમાઓને તોડી નાખશે? કોણ પોતાના મતાંધ અનુયાયીઓની આંખ ઉઘાડશે? કોણ તેમને સમજાવશે કે તેમના આત્માનો કે ધર્મનો કે જગતનો કોઈ દેવ પોતે સર્વોત્તમ દેખાતો હોય તોય તેને બીજા ઉપર બળાત્કારે આરૂઢ થવાનો અને તેમની અવના કરવાનો અધિકાર નથી.

— રોમાં રોલાં.

# વ્યથા

ચંદ્રકાન્ત જમનાદાસ મહેતા
(ધોરણ ૭મું)

શી રીત વિસરું ભ્રાત, પ્યારા–
શી રીત વિસરું ભ્રાત.

અમૃત સમી તારી વાણીમાં,
ઝરતો સ્નેહ અપાર;
સ્નેહબોધ ગ્રહી હું ના'તો,
ગત સુખ સ્મરતો આજ.–પ્યારા...૧.

પ્રીત બાંધી મેં પ્રેમ કરીને,
સ્મરતો તારા સ્મિતને.
કાલીઘેલી તારી વાણીમાં,
ગાતો તારા ગીતને.–પ્યારા...૨.

ડગલે પગલે તુજ ભણકારા,
વાગે મુજને આજ,
ઉષા સંધ્યા એક ગણીને,
વિતાવું છું દિનરાત.–પ્યારા...૩.

પ્રતિમા સામે મીટ માંડીને,
કરું છું તુજને યાદ,
રડતાં રડતાં સાંભળું છું;
"બંધુ" કેરો આર્તનાદ.–પ્યારા...૪.

ઝંખું તારા દર્શન કરવા,
અશ્રુભીની આ આંખે,
તારા વિયોગે ઝૂરી ઝૂરીને,
ભટકું કોતરે ઊંડે.–પ્યારા...૫.

ભમુ વનોથી વનવગડામાં,
તને ખોળવા કાજ;
"બંધુ!" એમ પોકાર કરીને,
ઘૂમું જંગલે આજ–પ્યારા...૬.

ભાઈ, પ્યારા ભાઈ,
વિસરું તને હું કેમ?–પ્યારા......

# અવકાશે

કિશોરલાલ જયશંકર ગાંધી
(ભૂતપૂર્વ વિદ્યાર્થી)

(શિખરિણી)

અકેલો આકાશે અકળ ઘૂમતો વાદળ બની,
ઉતારો રાખ્યો ના, ગગન ભમતાં ગૂઢ હું થયો.

પહાડોની સોડે સરવર જળે પૂર્ણ ચળકયું,
સમીપે ઝૂકંતાં તરુવર ઘણાં એકલ હતાં.

ઘણાં માની ઊભાં અડગ, શિર નીચું ન કરતાં,
ભમંતા ડોકાતાં તરલ ભમરા પદ્મ પર ત્યાં.

પ્રકાશંતાં રૂડી દ્યુતિપલકથી ચિત્ત હરતા,
ઝગંતા આકાશે ઉડુગણ હતાં શાશ્વત ઘણાં.

સરોદી સંસારે કમળ કુસુમે મુગ્ધ બનતું,
સુરંગે નાચંતું હૃદય સુખઆલાપ કરતું.

તમિસ્રો માંહેથી સદન મુજ હું નીરખી લઉં,
રહું હું દર્શાવી અમિત સફરી! મારગ તને.

સમુલ્લાસે જોઉં, હૃદય મુજ સંતોષ લઈને,
વસું ના હું એમાં, પથિક વસજે તું, મન ચહું.

---

બુલબુલ મન ફૂલ સરે એમે
ચલ નીલ મંજિલ ઉદ્દેશે
અંબર બાંશરી
યેં ડાકે: "આય,
પિંજર પાશરી'
ચલ્ અ-ધરાય"
એ રોશન આલો ગાય ભાલો બેગે:
"ફિરે આય નીડે આય દિનશેષે"
ચલ દૂર બંધુર ઉદ્દેશે
ચિર ચરણેર શરણેર દેશે.

હે બુલબુલ મન, ફૂલના સરોમાં તરતું તરતું તું નીલ મંજિલ તરફ ચાલ. પેલી અંબરની બંસરી પુકારી રહી છે. "આવ, પિંજરને ભૂલીને આકાશમાં આવ." પણ જો પ્રકાશ પ્રેમપૂર્વક ગાઈ રહ્યો છે: "પાછો આવ, સંધ્યા થતાં પાછો માળામાં આવ." ચિર ચરણ શરણના વતની સિદ્ધિ અર્થે દૂર દૂરના બંધુની પાસે ચાલ.

(તીર્થ સલિલ પૃ. ૮૧)

# ભાઈબીજ

દિલીપ ચીમનલાલ દેસાઈ
ધોરણ સાતમું.

***

"Nothing in the world is single." બધું જ સજોડે છે. દરેક દરેક વસ્તુને એક બીજા સાથે કુદરતે મેળવી આપી છે.

મહોદધિ સદાયે રેતીના કિનારાને ભેટતો જ હોય છે. પૂર્વે ઊગતો સૂર્ય પશ્ચિમે આથમી પાછો ક્ષિતિજે અંદર જ સમાતો હોય છે. દિવસે જુદા પડેલા ચક્રવાક અને ચક્રવાકી દિવસનો વિરહ વેઠી રાત પડતાં ભેગાં જ થાય છે અને પ્રણયોર્મિના ઉછાળા અનુભવે છે. જમીનમાંથી ઊગેલાં વટવૃક્ષો પણ વડવાઈના રૂપમાં ફેરવાઈ જઈ પાછા જમીનને જ સ્પર્શે છે.

એવી જ એક સુંદર જોડ એકબીજાને આકર્ષતી હતી. એ જોડ હતી ભાઈ અને બહેનની; ભાઈનું નામ મનોહર અને બહેનનું નામ ઊર્મિલા હતું.

ખરેખર હશે જ! ભાઈબહેનનો એકબીજા પ્રત્યેનો પ્રેમ અનેરો હોય છે. આવા જ પ્રેમે આ બંનેમાં વાસ લીધો હતો. પ્રેમ જેવી મધુર લાગણીના બળે ખરે જ આ જોડ પણ સુમધુર બની હતી. કેવી સુંદર હતી એ ભાઈબહેનની જોડ! કેવી અતુલ અને અતૂટ હતી! કેટલાયને સુબોધ દેતી હતી! કેટલાય સજ્જનોના મનને સંતોષતી હશે.

સામાન્ય રીતે ભાઈબહેનને વર્ષમાં એકવાર મળવાનો પ્રસંગ આવે છે. અને તે ભાઈબીજનો. બાકી બધા દિવસે ભાઈ વિદ્યાભ્યાસે કે ધંધે હોય અને બહેન સાસરે હોય.

આ ભાઈબીજના પ્રસંગે બહેન કેટલાં સ્નેહભાવથી ઊભરાઈ જઈ ભાઈને આમંત્રે છે. ભાઈ કેટલાં ઉત્સાહવડે બહેનને ઘેર આવે છે. અને ભાઈ-બહેનની ગાંઠ દર વર્ષે આ દિનના મેળાપથી વધુ ને વધુ સુદૃઢ બને છે.

પરંતુ આ ભાઈબહેનનું જોડું અનેરું જ હતું. ઊર્મિલા અને મનોહર બંને ભાઈબહેનો અપરિણીત હતાં. પોતાનાં માબાપ અને નાના ભાઈ સાથે જ તેઓ એક જ ઘરમાં રહેતાં. નાના ભાઈને સદા તેઓ 'બાબો' કહીને જ બોલાવતા. એ નાનું નામ પણ કેટલું વહાલસોયું હોય છે.

આ જોડે પણ નાનપણમાં અનેક ભાઈબીજો પસાર કરી હતી. પણ આવતી કાલની ભાઈબીજ તો એમને મન એક અદ્‌ભુત ભાઈબીજ હતી. વિદ્યાભ્યાસને કારણે ભાઈ કેટલાંય વર્ષથી બહેનને મળી શક્યો નહોતો. તેથી દીવાળીની લાંબી રજામાં સ્નેહની તૃપ્તિઅર્થે એ આવ્યો હતો. તો પછી આવતી કાલનું પ્રભાત એમને મન કેટલું આનંદમય હશે!

પ્રભાત પ્રગટ્યું. ઉષાએ પોતાની રંગબેરંગી ઓઢણી વ્યોમે બિછાવી દીધી હતી. પક્ષીઓનો મધુર કલરવ, અને સૂર્યનાં બાલકિરણો નાની સરખી બારીમાંથી દાખલ થઈ ભાઈબહેનને જગાડે છે. મનોહર જાગે છે. ઊર્મિલા ઊઠે છે. જાણે નવું જ પ્રભાત આજે તેઓ જોઈ રહ્યાં છે.

ભાઈબીજનો આ દિન એમણે પુષ્કળ આનંદ સાથે વિતાવ્યો. આ ગાંઠ પણ આજે વધુ સુદૃઢ

બની. જીવનમાં બીજી વાર વિરહ ન અનુભવવા સાથે રહેવું જોઈએ એ તેઓ જાણતા હતા. આ માટે બંનેએ ભવિષ્યમાં લગ્ન ન કરવાનું વચન લીધું. માબાપની આમાં પૂરી સંમતિ હતી. ભવિષ્યમાં આ કામ પાર પડે એ માટે બંનેએ એક-બીજાને હાર્દિક શુભેચ્છા પાઠવી. પણ એમાંથી કોઈયને હજુ પણ ખબર નથી કે આ જ વચનનો ભંગ થતાં ભવિષ્યમાં શું નું શું થશે.

આવા વચનથી આ ભાઈબહેનનું અને આખા કુટુંબનું માન સમાજમાં વધ્યું. જરૂર, આમ યશ અપાવનાર સંતાન પ્રત્યે કોના હૃદયમાં સંતોષ અને વાત્સલ્યની ઊર્મિ ન ઉદ્ભવે?

"જિંદગીનાં બાવીસ વર્ષો વિતાવ્યાં; તો એ વર્ષોનું શું ગજું? એ તો જાણે આંખની પલક." એમ સમજી ભાઈ વિદ્યાભ્યાસાર્થે બહેનને છોડી વિદ્યાપીઠમાં ગયો. દેહરૂપે આ જોડું છૂટું પડ્યું પરંતુ હૃદય એકબીજાની પાસે સરકતું ગયું.

દિવસો પર દિવસો વહી ગયા. હવે બને છે એવું કે ભાઈ પેલા વચનની સ્મૃતિ ખોતો જાય છે. મનોહર વિદ્યાપીઠમાં એક છોકરીનું મન હરી લે છે. બન્ને વચ્ચે પ્રેમની સાંકળ બંધાય છે. એ સાંકળ દિવસે દિવસે વજ્રશી બને છે અને પરિણામે લગ્નની સાંકળના રૂપમાં ફેરવાય છે. મનોહર અને કુસુમ એકબીજાના જીવનસાથી બને છે.

આ વાત ત્યાંને ત્યાં અટકી નહિ, પવન એને ઊંચકી ગયો અને મનોહરનાં માબાપના કાન પર નાખી. અરે, એના માતપિતા ચકિત થઈ ગયાં. શું કરવું, શું ન કરવું! ઘરની ચાર દિવાલો પણ આજે રોઈ રહી છે. એમની સમક્ષ જે વચન લેવાયું હતું એનો જ આજે ભંગ! પછી રએ જ ને? કેવો ભયંકર એ વચન ભંગ? બધું જ ગમગીન દેખાય છે.

અને એ વચનભંગે!! પિતાને યાદ આવ્યું એનું સમાજનું માન. "જેને લીધે મારી આબરૂ હતી, સમાજમાં લાજ હતી તે જતાં કાલે મને સૌ ધૂત-કારશે. મારું શું માન રહેશે? મારા કુટુંબનું શું થશે?" એમને વિચાર આવ્યો. અને એ ઊંડા વિચારમાં ઊતરી ગયા. એ ગૂઢ, અંધારા વિચાર-પંકમાં ખૂંપી જ ગયા. પાછા ફર્યાં પણ નહિ. ત્યાંને ત્યાં જ આઘાતના પરિણામે એમનો અંત આવ્યો.

બહેને તો ભાઈને પત્રદ્વારા છેલ્લા વંદન કરી દીધાં. તેને થયું, "હું જીવીને શું કરું? એ બધું વ્યર્થ જ છે. ભાઈ, મારો ભાઈ! તે હાથથી ગયો. શું કરું?" તે ઊઠી. જલદ વિષ લીધું અને પોતાના પ્રાણમાં રેડી દીધું અને એ પણ અનંત અને શાંત નિદ્રામાં પોઢી ગઈ.

નાનો બાબો સમજ નથી પડતી તેથી બાને પૂછે છે, "બાપા ક્યાં ગયા? ભાઈ ક્યાં? શું બહેન નહિ આવે? એ ક્યાં જતાં રહ્યાં?" અને બા જવાબ નકારમાં જ દે છે. તરત જ બાબાના હૃદયમાં વિચારોનું તાંડવ જાગે છે. તેને પરિણામે એ નાજુક દિલને આંચ લાગે છે. આખરે એ પણ બહેન જોડે, માને મૂકીને કોઈ અવર્ણનીય જગમાં ઊપડી જાય છે.

બીજી બાજુ ભાઈનું હૃદય પશ્ચાત્તાપ અનુભવે છે. તેને પોતાનું વચન યાદ આવે છે. ત્રણે જણના મૃત્યુના સમાચાર! એને મન અસહ્ય થઈ પડ્યા છે. તે ઘર તરફ ચાલી નીકળે છે. સહચરીના અનેક કાલાવાલા વ્યર્થ નીવડ્યા. પરિણામે મનોહર જાય

છે અને જાણે કુસુમના પ્રાણ જ હરી જાય છે. તેનાં જતાં તે અર્ધી ગાંડી થઈ જાય છે.

મનોહરનું હૃદય એનાથી ઝાલ્યું ઝલાતું નથી. દિલના હજાર ટુકડા થઈ ગયા છે, નેત્રો વારંવાર શોકાશ્રુધારા વહેવડાવે છે.

ઘરે પહોંચે છે. "કોઈ નહિ!" એવો પ્રશ્ન થાય છે. "માતા! માતા!! મને ક્ષમા કરો. હું પાપી થયો છું. શું કરું! મારી જ દુર્બુદ્ધિએ મને વિનાશના પંથે દોર્યો," માતા બહાર આવે છે. મનોહરને છાતી સરસો ચાંપે છે. માતાને પણ આઘાત તો લાગ્યો જ છે. પરંતુ તેનું હૃદય ઘણું મજબુત છે. તેનામાં ઘણી સહનશક્તિ છે. જીવવાની આશા સેવે છે. પિતાના પ્યારા પુત્ર સાથે. તે પુત્ર તરફ વળે છે. બોલે છે, "ક્ષ...મા, તારે ક્ષમા જોઈએ છે. ખરું તેર ભાગ પ્રભુની. મારી શા માટે? જરૂર મારું હૃદય દુભાય છે. આંતરડી કકળે છે. પણ જ્યાંસુધી તું છે ત્યાંસુધી હું છું. પરંતુ સાથસાથ યાદ રાખજે, બીજા ખાતર જીવન સમર્પી દેવા તત્પર રહેવું, ન લે...વા." અને શોકના વેગથી તે જમીનપર ઢળી પડે છે. મનોહર પણ ચિંતાથી માતાના ખોળાને શરણે જાય છે.

બરોબર એ જ વખત મનોહરની સહચરી કુસુમ ત્યાં આવી પડે છે. મનોહરના જવાથી કુસુમ અર્ધ-ઘેલી બની ગઈ છે એ જાણી કુસુમનાં ક્રૂર માતાપિતા એને ઘર બહાર કાઢી મૂકે છે. તે આવે છે. ઘરમાં જવું કે નહિ જવું તેનો વિચાર કરે છે. અંતે પગ-થિયાં ચડે છે. બારણું ખોલે છે. ભયંકર દૃશ્ય નજરે પડે છે. અને તે પણ "ભા...ઈ" કરી મનોહરના પગ આગળ આવી પડે છે. બધી વાતથી વાકેફ હોઈ કુસુમ પોતાનું પત્નીસ્થાન કોરે ઉઠાવી અત્યારે મનોહરની બહેન બનવા તત્પર થાય છે. 'ભાઈ' કુસુમના કરૂણ શબ્દો મનોહરના કાનને સ્પર્શે છે. તે ઊઠે છે, જુએ છે. કોને? બહેનને; ના; પત્ની ને. અત્યારે કુસુગમાં પણ તેને પોતાની બહેન ઊર્મિલાના ચહેરા જેવો ભાસ થાય છે. ઊર્મિલાના અને કુસુમના રંગન પણ મનોહરને એક જ લાગે છે. અનેક સરખામણીઓ તે કુસુમમાં જુએ છે. પરિણામે તે પણ આનંદથી બોલી ઊઠે છે. "બહેન, ઓ બહેન, વહાલી બહેન." તે માતાને ઢંઢોળે છે. માતા પણ ઊઠે છે. શી પ્રભુની બલિહારી!! શી તેની માયા!! અને ત્રણે જણા ઊઠે છે. એકસાથ પ્રભુની છબી આગળ જાય છે. અંતઃકરણની પ્રાર્થના અને આભારના ઉદ્‌ગારો નીકળે છે.

બીજો દિવસ છે. સુમધુર પ્રભાત. સૂર્યદેવની સવારી આવી પહોંચી. કુસુમ અને મનોહર બાગમાં ફૂલ વીણે છે. આજે બીજી ભાઈબીજ છે. કુસુમ અને મનોહર પોતે વીણેલાં ફૂલથી માતા સાથે સૂર્ય-દેવની આરાધના કરે છે. આ બીજી ભાઈબીજે, સૂરજસાખે મનોહર અને કુસુમ ભાઈબહેનનું પદ પ્રાપ્ત કરે છે. મનોહરને ગઈ ભાઈબીજે મેળવેલી અને ગુમાવેલી ઊર્મિલાની ગરજ સારે એવી બહેન મળી ચૂકી છે. આજે એ પૂર્ણ આનંદમાં છે. કુસુમ પણ; માતા તો હર્ષઘેલી બની ગઈ છે. સર્વત્ર આનંદ છે, બસ આનંદ! ઉપવનનાં ફૂલો ને લતાઓ, નાના નાના છોડ અને મોટાં વૃક્ષો, સર્વ એ ત્રણેને અભિ-નંદનનાં પુષ્પો વરસાવી રહ્યાં છે. કેવી સુંદર ગયેલી ભાઈબીજ! કેવી સુંદર આજની ભાઈબીજ! અને આવવાની ભાઈબીજ તો અવર્ણનીય!

# ઉગારી, જ્યોતિ પ્રગટાવો

નવીનચંદ્ર સોમેશ્વર ભટ્ટ
ધોરણ સાતમું.



હે પ્રભુ, આજે હિંદમાં દાવાનળ પ્રગટ્યો છે. ઠેરઠેર કોમીઝેર પ્રસરી ગયું છે. હે શિવાત્મા, શા માટે તાંડવનૃત્ય ખેલી રહ્યા છો ? હિંદને ઉગારો, તેની લજ્જા રાખો, રોતી માતના આંસુ લૂંછે તેવા મહાત્માઓ, આ હિંદને અર્પો, દયા કરો, દયા કરો. હિંદમાં દરેકે દરેક જગ્યાએ અંધકાર વ્યાપી ગયો છે. શું આપ દયા કરી હિંદમાં જ્યોતિ નહિ પ્રગટાવો ?

શરુઆતમાં, શુભારંભની ભીડાશમાં, માર્ગમાં કાંટા તો પડેલા જ છે. તત્પરતા અને ત્યાગ વિના સિદ્ધિ ક્યાંથી મળે ? હિંદના મહાત્મા ગાંધી સર્વના પ્યારા બાપુ હતા. તેઓ હિંદના જવાહર અને સરદારને હિંમત આપતા. પ્યારા વતનની લજ્જાર્થે "આગે બઢે જાઓ, આફત સે લડે જાઓ" નું સૂત્ર આપતા. કઠિનાઈઓનો સામનો કરવાનું શીખવતા. કંઈક મુંઝવણ થતી તો, જવાહર અને સરદાર તરત જ બાપુજી પાસે દોડી જતા અને મુશ્કેલીઓ દૂર કરતા.

પરંતુ ૩૦ મી જાન્યુઆરીની કારમી સંધ્યાકાળે એક હિંદુ પાપીના હાથે પ્યારા બાપુજીનું દુઃખદ અવસાન થયું. વિશ્વવંદ્ય રાષ્ટ્રપિતાના અકાળ અવસાનના સમાચાર રેડિયો ઉપર વિજળીવેગે આખા વિશ્વમાં ફેલાઈ ગયા. અહિંસાના યુગાવતારનું હિંસાથી કરૂણ અવસાન થયું. એ જ વિચિત્ર ઘટના છે. હિંદ આજે અનાથ બની ગયું છે. આવા કટોકટીના સમયે અને અગ્નિપરીક્ષાના ટાણે, યુગ પલટાના આ સમયે મુત્સદ્દી માણસે પણ આ ઘટનાથી બોધપાઠ લેવાનો છે. જે પાગલે આ કૃત્ય કર્યું તેને તો સંયમપૂર્વક વર્તમાન જગત કદાચ સાંખી લેશે. પરંતુ ભવિષ્યની ઊગતી પ્રજાને આવતાં હજારો વર્ષ સુધી, અંધકારમાંથી પ્રકાશની જ્યોત નિહાળવા માટે, તે મહાન આત્મામાંથી પ્રેરણા મેળવ્યા વિના બીજો રાહ નથી. પ્યારા બાપુજીનો પંચમહાભૂતનો બનેલો દેહ તો ભસ્મ થઈ ગયો, પરંતુ તેનો મહાન આત્મા તો અમર જ છે, અને તેનો આત્મા અંતરીક્ષમાંથી સર્વને રાહ બતાવશે જ.

હિંદ સરકારને આજે ઘણા ગંભીર પ્રશ્નો ઉકેલવાના છે. "હિંદુ મુસ્લીમ-ઐક્ય"નું બાપુજીનું સૂત્ર હિંદે હૃદય સાથે જડી દેવું પડશે. આ થશે તો, કાશ્મીર, હૈદ્રાબાદ અને જુનાગઢના પ્રશ્નો તો માત્ર કહેવાના જ રહેશે. બાપુ કહેતા કે, હરિજનો પ્રત્યે પ્રેમ રાખો, અજ્ઞાનને કેળવણી આપો. આમ અનેક ઉદ્ગારો મહાત્માજીના દિલમાંથી સંભળાતા હતા. પરંતુ હિંદ પ્યારા પિતાનો લાભ લેવા કમનસીબ નીવડ્યું. હિંદના જવાહર અને સરદાર બાપુના આદર્શોને નિહાળશે, અને હિંદને તેને પગલે પગલે દોરશે. પરમ-કૃપાળુ પરમાત્મા હિંદની લજ્જા રાખશે, અને જે ઘોર અંધકારરૂપી દુઃખનાં વાદળો મસ્તકે છવાયાં છે, તેમાં જ્યોતિ પ્રગટાવશે, અને અઘોર અંધકારમાંથી હિંદને જ્યોતિ તરફ લઈ જશે, એવી આશા રાખીએ. આશા જ અમર છે.

જયહિન્દ

# સૌંદર્યભૂમિ મહાબલેશ્વરના ખોળે

દિનકર મનુભાઈ પારેખ
ધોરણ ચોથું.

***

બધાં આતુરતાથી તા. ૧૩ મી માર્ચની રાહ જોતા હતા. કારણ? કારણ કે ૧૩ મીએ તો અમારો વર્ગ પર્યટન ઉપર જવાનો હતો, અને તે પણ ૭ દિવસનું પર્યટન હતું. અમારો વર્ગ મહાબલેશ્વર જવાનો હતો.

આખરે તા. ૧૩ મી આવી. સવારે વહેલાં ઊઠી અમે નાહીધોઈને સ્ટેશન પર પહોંચ્યા. બધાના હૈયામાં આનંદ હતો. અમે પુના એક્સપ્રેસમાં ગયા હતા ડબ્બા રિઝર્વ્ડ હતા. ગાડી ઊપડી. વચ્ચે વચ્ચે અમને બ્રહ્માની અજબ શક્તિનો પરચો થયો. અમારી સાથે ૭ મા ધોરણના વિદ્યાર્થીઓ પણ હતા. ખીણોની સુંદરતા તો અદ્ભુત! અદ્ભુત!

પછી અમે પૂના પહોંચ્યા. ભોજન લઈને અમે છૂટા પડ્યા. અમે બસમાં બેઠા અને બસ ઊપડી. ચઢાણ પુષ્કળ આવે છે. થોડીવારમાં ડુંગરા આવ્યા. તે ડુંગરા પર અમારી બસ ચઢવાની હતી. જાણે ઈશ્વર અમને ઉપરથી કુદરતનું નિરીક્ષણ કરવાને ન બોલાવતા હોય એવું ભાસતું હતું.

પછી અમે મહાબલેશ્વર પહોંચ્યા. રાત્રે બે માઈલ ચાલીને અમે બંગલે પહોંચ્યા, બંગલો 'ઈગલનેસ્ટ' પોઈન્ટ પર હતો. તે બંગલો શ્રી. ચરણદાસભાઈનો હતો. અંદરના ઓરડાઓ સાફ હતા, રાત્રે મોડા મોડા અમે સૂઈ ગયા.

સવાર પડ્યું. સૂરજદાદાનાં કિરણો અમારા પર પડ્યાં, જાણે ભવાની માતા જ હાથ ફેરવી ઉઠાડતી ન હોય! બધા ઊઠ્યાં. સ્નાન કરીને "ધોબી વોટર ફૉલ્સ" જોવા ગયા. ત્યાં બધાએ ધોબી બની કપડાં ધોયાં.

પછી જમીને થોડા આરામ બાદ અમે 'લૉડવિક પોઈન્ટ' જોવા ગયા. તે પોઈન્ટ જનરલ પીટર લૉડવિકે શોધ્યું હતું. ત્યારપછી અમે 'બૉમ્બે પોઈન્ટ' જોવા ગયા. પણ કોણ જાણે અમારા પગને રીસ ચઢી કે પછી ભવાની માતા કોપ્યા હોય. અમે ભૂલા પડ્યા. પરંતુ પગ નીચે કચડાતા પાંદડાના અવાજે અમને વાતો કહીને નવી હિંમત આપી. અમને રસ્તો મળ્યો. પણ રાત પડી હોવાથી અમે પાછા વળ્યા.

બીજે દિવસે બપોર પછી અમે પંચગીની ઊપડ્યા. તે પાંચ ગામડાંનું બનેલું હોવાથી 'પાંચગણી' નામ હતું. પણ ધીમે ધીમે પંચગીની થઈ ગયું. આપણા જેવી ત્રણ ચાર સ્કૂલો જોઈ. પછી ટેબલલેન્ડ ગયા. ડુંગર ખરો પણ ટેબલના જેવો સપાટ હોવાથી તેનું નામ ટેબલલેન્ડ પડ્યું. ત્યાંનું બજાર સુંદર છે. લૉજો પણ પુષ્કળ છે.

પછી બીજે દિવસે અમે પ્રતાપગઢ ઊપડ્યા. થોડે સુધી બસ જાય છે. પણ પછી પગે ચાલવાનું આવે છે. તે બહુ ઊંચું છે. ઉપર પહોંચ્યા. માતા ભવાનીના દર્શન કરી સફળતા માટે આશીર્વાદ માંગ્યા. ચારે બાજુએ ચઢવાની તથા ઊતરવાની સગવડ હોવાથી શિવાજીએ તે ગઢ પસંદ કરેલો. ગઢને ફરતી મજબૂત દિવાલ છે. આસપાસ તોપનાં

અને બંદરનાં કાણાં છે. અંદર સાત ગઢ છે. શિવાજી હંમેશા ભવાની માતાને પગે લાગીને બહાર જતા. અંદર દુશ્મનોને ફસાવવા માટે બે ભોંયરાં છે. પછી અમે ઊતરવાનું શરૂ કર્યું. રસ્તામાં આવતી અફઝલખાંની કબર જોઈ. અંદર ૪૨ દીવા છે, અહા! શું સુંદર! રેશમી ગાલીચા અને ચાદરો બહુ અલૌકિક છે. અમે ખાઈપીને ભવાની માતાના ખોળામાં પોઢી ગયા.

પછીને દિવસે અમે 'મધુસાગર' જોવા ઊપડયા. જાણે મધમાખીઓનું વતન! મધમાખીઓ–એ સુંદર ઘરો બાંધ્યાં છે. પછી અમે 'ફૉકલૅન્ડ' પૉઇન્ટ તથા 'એલ્ફિંસ્ટન' પૉઇન્ટ જોયાં. 'ટાઈગર પૉઈન્ટ તો અમારા પર ગુસ્સે જ હતું; અમે ભૂલા પડયા. આખરે ઈશ્વરની કૃપાથી રસ્તો જડયો તો ખરો.

બીજે દિવસે અમે જુનું મહાબળેશ્વર જોવા ગયા, મહાદેવનું કુદરતી લિંગ જોયું. બીજા મંદિરમાં મહાદેવને પાંચ નદીઓ મળતી હતી, પણ અમને બધાંને તે બધું બનાવટી દેખાયું. પછી અમે સરોવરમાં બૉટિંગ કરીને પાછા આવ્યા, બીજે દિવસે આરામ કરીને મહાબળેશ્વરની યાદગાર રાસબરી ખાતાં ખાતાં અમે મહાબળેશ્વરની વિદાય લીધી અને ૧૯મી તારીખે રાત્રે અમે અહીં પાછા આવી પહોંચ્યા.

મહાબળેશ્વર એ હવા ખાવાનું સુંદર સ્થળ છે. તે લગભગ ૪૦૦૦ ફીટની ઉંચાઇ પર આવેલું છે. ત્યાં ઠંડી બહુ પડે છે. તેના જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. ત્યાંનું પાણી પણ બહુ ઠંડું હોય છે. ખીણોની સુંદરતાનો લાભ અમને ત્યાં જોવા મળ્યો. વનસ્પતિ પણ પુષ્કળ પ્રમાણમાં જોવાની મળે છે. મહાબળેશ્વર સાચે જ મહાબળદાયી છે; હવા પાણી સુંદર છે.

જો કસરત કરનાર, ખૂબ રખડનાર ત્યાં જાય તો મહા બળવાન બનીને જ આવે!

---

પગમાં કાંટો, ધોતિયામાં ડાઘો, દાંતમાં કાકરું જેમ સહન નથી થતાં તેમ આંખમાં કણું, હૃદયમાં શંકા અને જીવનમાં કલાવિહીનતા અથવા નીરસતા સહન ન જ થવી જોઈએ.

— શ્રી. કાલેલકર.

" જીવન સૌ કળાથી અદકું છે. હું તો માનું છું કે જેણે ઉત્તમ જીવી જાણ્યું તે જ ખરો કળાકાર. ઉત્તમ જીવનના પૂર્વતક્ષ વિના કળા શી રીતે નીપજી શકાય ? કળાની કિંમત જીવનને ઉન્નત બનાવવામાં રહેલી છે. જીવનની દાસી છે, અને તેની સેવા કરવાનું જ તેનું કાર્ય છે. એ અર્થમાં કળાને હું માનું છું, કદર કરું છું. કળા વિષે મને જાગ્રત રહેતી જોઈએ, કળા જીવન પ્રત્યે જાગ્રત રહેવી જોઈએ."

— ગાંધીજી.

# સૌંદર્યભૂમિ મહાબળેશ્વરના ખોળે

દિનકર મનુભાઈ પારેખ
ધોરણ ચોથું.

બધાં આતુરતાથી તા. ૧૩ મી માર્ચની રાહ જોતા હતા. કારણ? કારણ કે ૧૩ મીએ તો અમારો વર્ગ પર્યટન ઉપર જવાનો હતો, અને તે પણ ૭ દિવસનું પર્યટન હતું. અમારો વર્ગ મહાબળેશ્વર જવાનો હતો.

આખરે તા. ૧૩ મી આવી. સવારે વહેલાં ઊઠી અમે વાડીબંદર સ્ટેશન પર પહોંચ્યા. બધાના હૈયામાં આનંદ હતો. અમે પુના એક્સપ્રેસમાં ગયા હતા ડબ્બા રિઝર્વ હતા. ગાડી ઊપડી. વચ્ચે વચ્ચે અમને બ્રહ્માની અજબ શક્તિનો પરચો થયો. અમારી સાથે ૭ મા ધોરણના વિદ્યાર્થીઓ પણ હતા. ખીણોની સુંદરતા તો અદ્‌ભુત! અદ્‌ભુત!

પછી અમે પૂના પહોંચ્યા. ભોજન લઈને અમે છૂટા પડ્યા. અમે બસમાં બેઠા અને બસ ઊપડી. ચઢાણ પુષ્કળ આવે છે. થોડીવારમાં ડુંગરા આવ્યા. તે ડુંગરા પર અમારી બસ ચઢવાની હતી. જાણે ઈશ્વર અમને ઉપરથી કુદરતનું નિરીક્ષણ કરવાને ન બોલાવતા હોય એવું ભાસતું હતું.

પછી અમે મહાબળેશ્વર પહોંચ્યા. રાત્રે બે માઈલ ચાલીને અમે બંગલે પહોંચ્યા. બંગલો 'ઈમ્લનેસ્ટ' પોઈન્ટ પર હતો. તે બંગલો શ્રી. ચરણદાસભાઈનો હતો. અંદરના ઓરડાઓ સાફ હતા, રાત્રે મોડા મોડા અમે સૂઈ ગયા.

સવાર પડ્યું. સૂરજદાદાનાં કિરણો અમારા પર પડ્યાં. જાણે ભવાની માતા જ હાથ ફેરવી ઉઠાડતી ન હોય! બધા ઊઠ્યાં. સ્નાન કરીને "ધોબી વોટર ફૉલ્સ" જોવા ગયા. ત્યાં બધાએ ધોબી બની કપડાં ધોયાં.

પછી જમીને થોડા આરામબાદ અમે 'લૉડવિક પોઈન્ટ' જોવા ગયા. તે પોઈન્ટ જનરલ પીટર લૉડવિકે શોધ્યું હતું. ત્યારપછી અમે 'બૉમ્બે પોઈન્ટ' જોવા ગયા. પણ કોણ જાણે અમારા પગને રીસ ચડી કે પછી ભવાની માતા કોપ્યા હોય. અમે ભૂલા પડ્યા. પરંતુ પગ નીચે કચડાતા પાંદડાના અવાજે અમને વાર્તા કહીને નવી હિંમત આપી. અમને રસ્તો મળ્યો. પણ રાત પડી હોવાથી અમે પાછા વળ્યા.

બીજે દિવસે બપોર પછી અમે પંચગીની ઊપડ્યા. તે પાંચ ગામડાંનું બનેલું હોવાથી પાંચગણી નામ હતું. પણ ધીમે ધીમે પંચગીની થઈ ગયું. આપણા જેવી ત્રણ ચાર સ્કૂલો જોઈ. પછી ટેબલલેન્ડ ગયા. ડુંગર ખરો પણ ટેબલના જેવો સપાટ હોવાથી તેનું નામ ટેબલલેન્ડ પડ્યું. ત્યાંનું બજાર સુંદર છે. લોકો પણ પુષ્કળ છે.

પછી બીજે દિવસે અમે પ્રતાપગઢ ઊપડ્યા. થોડે સુધી બસ જાય છે. પણ પછી પગે ચાલવાનું આવે છે. તે બહુ ઊંચું છે. ઉપર પહોંચ્યા. માતા ભવાનીના દર્શન કરી સફળતા માટે આશીર્વાદ માંગ્યા. ચારે બાજુએ ચઢવાની તથા ઊતરવાની સગવડ હોવાથી શિવાજીએ તે ગઢ પસંદ કરેલો. ગઢને ફરતી મજબૂત દિવાલ છે. આસપાસ તોપનાં

# મારો યાદગાર પ્રવાસ

ભરતકુમાર ચીનુભાઈ બેંકર
ધોરણ પાંચમું.

* * *

અમે ૧૯૪૫ ની સાલમાં કાશ્મીરના પ્રવાસે નીકળ્યા. ઉનાળાની ઋતુ હતી. તાપ પુષ્કળ પડતો હતો. એ સમયે મારા ભાઈબંધનું તથા અમારું કુટુંબ કાશ્મીરના પ્રવાસે નીકળ્યું હતું. સૌથી પહેલાં અમે વડોદરા ગયા. ત્યાંથી અમે ફ્રન્ટિયર મેલમાં બેઠા. ગાડીમાં ત્રણ દિવસ અને ચાર રાત રહ્યા. પછી ત્રીજે દિવસે અમે રાવળપીંડી ઊતરી પડ્યાં. ત્યાં થોડા દિવસ રહીને સવારના સૂર્યોદય પહેલાં નીકળી ગયા. રાવળપીંડીથી કાશ્મીર ૨૦૦ માઈલ દૂર છે.

અમારી ગાડી રાવળપીંડીથી આગળ ચાલવા લાગી. રસ્તાઓ ખૂબ વાંકાચૂકા અને ખૂબ વિકટ હતા. પર્વત પરની આડીઅવળી સડક સાપના જેવી લાગતી હતી. સફેદાના મોટા અને ચિનારના ગોટા રસ્તામાં નજરે પડતા હતા. ઘણી જાતનાં વૃક્ષો ચળકી રહ્યાં હતાં. ખીણોમાં અસંખ્ય વૃક્ષો હતાં. સ્લેટના પર્વતોની દિવાલ અને ચીડ વૃક્ષોની ઘટા ડાબી બાજુ ઝૂકી રહી હતી. જમણી બાજુએ ઊંડી ખીણમાં જેલમ નદી વહેતી નજરે પડે છે. કોઈ કોઈ જગ્યાએ ખૂબ સાંકડી દેખાતી હતી. તે કોઈ કોઈ જગ્યાએ પહોળી દેખાતી હતી. વચમાં એને કેટલાં ઝરણાં મળતાં હતાં. એનો અવાજ ખૂબ ભવ્ય હતો. તેનો અવાજ જાણે ઘોડા દોડતા હોય તેવો ભાસે છે. કોઈ કોઈ ઠેકાણે તો મોટી મોટી બખોલોમાંથી અમારી ગાડી પસાર થતી હતી. તે વખતે ખૂબ અંધારું થઈ જતું. અમે મરી નામની જગ્યાએ અટક્યા. ત્યાં કાશ્મીરના રાજાનું લશ્કર રહે છે. આખા દિવસની મુસાફરી કરીને અમે કાશ્મીરના પાટનગર શ્રીનગરમાં પહોંચ્યાં. રસ્તામાં અમે ખૂબ સુંદર દૃશ્યો જોયાં.

શ્રીનગર પાણીમાં વસેલું છે. ત્યાં એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું હોય તો હોડી વાટે જવું પડે છે. ત્યાં તો અમે બંગલામાં રહ્યા હતાં. ત્યાં એકબે દિવસ આરામ લઈને અમે સુંદર સ્થળો જોવા ગયા. સૌથી પહેલાં અમે હોડીમાં બેસીને શાલીમાર બાગમાં ગયા. તે શાહજહાંએ બનાવ્યો છે. ત્યાં કુદરતી ધોધો છે. તેનો બાગ હિન્દુસ્તાન ભરમાં પ્રસિદ્ધ છે. ત્યાં ચિનાર વૃક્ષો છે. ત્યાંથી અમે નિશાત નામના બાગમાં ગયાં. તે બાગ શાહજહાંના વજીરે બનાવ્યો છે. ત્યાં તેના વજીરની કબર છે. ત્યાં દરરોજ રાતના રંગીન ફુવારા ઊડે છે. ત્યાંથી અમે બે દિવસ ડાલ સરોવરમાં સહેલ કરવા ગયા. જ્યારે ત્યાં હોડી જાય છે, ત્યારે દરવાજો ખૂલે છે. તે સરોવરમાં પુષ્કળ કમળો ઊગે છે.

શ્રીનગર પાસે ખૂબ ઊંચી જગ્યા છે. તેનું નામ ગુલમર્ગ છે. ત્યાં દર વર્ષે સ્કેટીંગની હરીફાઈઓ થાય છે. તે ૧૫૦૦ ફૂટ ઊંચું છે. ત્યાં એક મોટું બરફથી છવાયેલ મેદાન છે. તેમાં ઘોડાઓની રેસ થાય છે.

ત્યાં થોડા દિવસ રહીને અમે પહેલગામ ગયા. તે શ્રીનગરથી ૬૦ માઈલ દૂર છે. ત્યાં બે નદીનો સંગમ થાય છે. ત્યાંથી અમરનાથ જતાં ચાર દિવસ થાય છે.

છે. અમે જેલમ નદીનું મૂળ જોવા ગયા હતા. થોડે સુધી તો બરફજ હોય છે, અને તે બેલધામથી ત્રણ દિવસનો રસ્તો છે.

બેલધામથી અમે અમરનાથ જવા નીકળ્યા. બેલધામથી ચાર દિવસનો રસ્તો છે. તેથી અમે ઘોડાપર બેસીને અમરનાથ જવા નીકળ્યા. ત્યાં રસ્તામાં ચંદનવાડી આવે છે. ત્યાં ચંદનનાં ખૂબ વૃક્ષો છે. ત્યાંથી અમે પીસુઘાટ ગયા. ત્યાં એકદમ સીધું ચઢવાનું છે. ત્યાંથી શેશનાગ નદી નીકળે છે. આગળ જતાં પંચતરણી નામની નદી આવે છે. ત્યાં પાંચ નદીઓનો સંગમ થાય છે. અમરનાથ તે આખું બરફનું મંદિર છે. તેની અંદર આખું બરફનું શિવલિંગ છે, તેના ઉપરથી પાણી પડે છે. અને તે બરફ બની જાય છે. કહે છે કે ત્યાં એક દિવસ બે ચાતકની જોડી આવે છે. તે અમર છે. આથી એનું નામ અમરનાથ પડ્યું છે. ત્યાંથી અમે પાછા શ્રીનગર આવ્યા.

ત્યાંના મોટા ભાગના લોકો મુસલમાન જાતિના છે. તેઓ પાણીમાંજ રહે છે. ત્યાંનાં છોકરાંઓ ખૂબ દેખાવડાં હોય છે. ત્યાંની શાલો વખણાય છે. ત્યાંના લોકો કાગળના ડબ્બાઓ વગેરે ચીજો બનાવે છે અને તેના ઉપર ચિત્રકામ કરે છે. ત્યાં પુષ્કળ મેવો મળે છે. ત્યાંના કસ્તુરી અને કેસર વખણાય છે. જ્યાં જોઈએ ત્યાં કેસરના બગીચા દેખાય છે, અમે ત્યાં ત્રણ મહિના રહીને પાછા ફર્યા. ખરેખર, કાશ્મીર તો અદ્‌ભુત સૌંદર્યભૂમિ છે.

---

## સાબરમતીનો વિલાપ

કિશોર હરિદાસ દલાલ
(ધોરણ પાંચમું.)

સૂના સાબરમતીના તીર રે,
મોહન બાપુ, ક્યારે આવશો?

સત્ય અહિંસાના પાઠો પઢાવ્યા એ તીરે તીરે;
ઉતાર્યાં અંતરે એના નીર રે.........મોહન બાપુ

અમૂલ્ય શસ્ત્રો તારાં, વિના દામે તેં તો દીધાં
નમાવ્યા વિદેશીના શિર રે.........મોહન બાપુ

દરિદ્રનારાયણ બનીને, સ્પર્શાસ્પર્શનાં બંધન તોડ્યાં,
ખોલાવ્યાં દેવના મંદિર રે.........મોહન બાપુ

સૂનાં સૂનાં આશ્રમ તારા, સૂનાં રેંટિયા ચક્રો તારાં
સૂનાં ગુર્જરીજનોનાં દિલ રે.........મોહન બાપુ

માતા સાબરમતી યમુનાના તટને કહેતી,
જાળવજે કોઈ ચોટેલો વીર રે.........મોહન બાપુ

# વિયોગ

જગદીશચંદ્ર ફૂલચંદ મોદી
(ધોરણ સાતમું.)

બિર્લા ભવનથી આજ નીકળી સ્મશાન યાત્રા તારી,
જન ઝંખે છે દર્શન કરવા અંતિમ તારી સમાધિ;
દુર્બળ દેહમાં તેં ઝીલી રે ત્રણ ત્રણ ગોળી સાથે,
હસતાં હસતાં શરીર ત્યાગી અમર થયો તું આજે.

લાખલાખના માનવટોળાં આજે વહતા વાણી,
"શાને બાપુ મૂકી અમને, ગયા તમે સીધાવી?
શત શત કોટી માનવ નયને આંસુ કેરી ધાર વહે,
ભારત હૈયે વિયોગ કેરો અખંડ અગ્નિ દાહ જલે.

વેરઝેરની વેલી કેરાં અહીં બીજ રોપાયાં રે,
માનવતાની સીમા લોપી ખૂન થયું તારું રે;
કોમવાદનો આજે બળતો પ્રચંડ અગ્નિ દાહ અહા!
જીવન અર્પી એમાં તારું શાંત કરી શું તેં જ્વાળા.

બાળકનો પ્રિય મિત્ર ગયો ને જુવાન કેરો લાડીલો,
દુનવાણીનો બંધુ ગયો, શત અવાજ અંતર કેરો;
આજે માતા રડતાં વદતી, અંતર હાય પરાણે,
"પાછા વાળો લાલને કોઈ ઓય કંઈ ના મારે.".

ઓ ઈશ્વર અતિ ક્રૂર થયો શેં આજે ભારત સાથે?
એક હાથથી સ્વાધીનતા દઈ, બાપુ લીધા અન્ય હાથે;
આતુર નયને વાટ જુવે છે સાબરમતીના પાણી,
એકવાર તો આવી બાપુ જાવો વચન નિભાવી.

સાંભળીતાં તુજ મૃત્યુ ખબર આ વસુધા ફરકાં વારતી,
ખોટ મોટી ભારત માતાને કદી ન પૂરી પડતી.
શાને બાપુ ચેતનહીન થઈ જગને રૂદન કરાવ્યાં?
'એક વાર તો જાગો, એવું બોલે બાળક રડતાં.

જો જો આજે યમુના તીરે કરૂણતા ઉભરાઈ,
એક કાષ્ટ પર એક મૂકીને ચંદન ચિતા બનાઈ.
ધીર શાંત ને ગંભીર મુખડું અંતિમ તારૂં નિહાળી,
અંતર વજ્ર સરીખું બનાવી ચંદન ચિતા જલાવી.

પંચભૂતનો દેહ વિલીન આ પંચતત્ત્વમાં ભળશે.
આત્મા તારો અમર બનીને ભારત માથે ફરશે,
ભારતના ભાવિ સંતાનો નિર્ણય એક જ ધરજો,
કોમવાદના તણખા ઝરતાં ત્વરિત વિનાશ જ કરજો.

ધરતી પરથી જ્યોત ગઇ ને રજનિ બધે છવાઈ,
અંધારામાં આજે ભારત પ્રજા રહી અટવાઈ.
પ્રેમ, શૌર્ય ને શાંતિ તણા સંદેશા અમને દેજો,
મારગના અંધારા માટે દીવો અખંડ ધરજો.

---

"મહાત્માજી, શાળા અને વિદ્યાલયોમાં સંગીતની ભારે અવગણના થાય છે."–દિલીપ કુમારે કહ્યું.

બાપુ કહે, "હા, મારી યે એ ફરિયાદ જ છે."

"સાચે જ હું તો અત્યાર સુધી માનતો હતો કે તમે સંગીત જેવી સૌ લલિતકળાની વિરુદ્ધ હશો. શું આજે તમારો અભિપ્રાય સાંભળી હું રાજી થયો."

"સંગીતની વિરુદ્ધ હું ?" એમ એકાએક ગાંધીજી બોલી ઉઠ્યા – જાણે પોતાને ભયંકર અન્યાય તો હોય ને, "હા હા, પણ મને ક્યાં અજાણ્યું છે કે મારે વિષે લોકો અનેક ગપાટા હાંકે છે જે એટલા બધા ચી પડ્યા છે કે તેને ફેલાતા અટકાવવાનું લગભગ અશક્ય થઇ પડ્યું છે. એટલે હું જ્યારે કહું છું કે હું ાકોવિદ છું ત્યારે સૌને હસવું આવે છે."

તીર્થ સલિલ (પૃ. ૬૪)

# પ્રગતિ ?

યોગેન્દ્ર લક્ષ્મીદાસ શાહ
ધોરણ સાતમું.



એ જુવાન હતો. લોકો તેને તરંગી અથવા ધૂની કહેતા. કોઈ કોઈ તો આગળ વધીને તેને ગાંડો પણ કહેતા. ગામની ભરબજારે તે કવિતા ગાતો ગાતો પસાર થતો. લોકોની અને સમાજની નિંદાની તેને પરવા ન હતી. લોકોએ તેના પર વિતાવવામાં પાછી પાની નહોતી કરી. એક વખત તે પ્રજાનો માનીતો અભિનેતા હતો. આજે તેને પોતાની પ્યારી, પોતાના લોહીથી ઊભી કરેલી રંગભૂમિનો ત્યાગ કરવો પડ્યો હતો. સહાનુભૂતિ ધરાવતા કેટલાયે મનુષ્યો તેને આશ્રય આપવાનું કહેતા પણ તે જવાબ આપતો, "મને બોલાવે છે પેલી ગામ બહારની ઝુલતી વડવાઈઓ, પેલા પવનો મને ખેંચી જવા મથે છે. પેલી ઉષા અને પેલી સંધ્યા મને પોતાનાં ચુંબનોથી નવડાવી દેવા મથે છે. એ.........પેલાં પક્ષીઓ મને આવતો જોઈ સ્વાગતનાં ગીતો ગાય છે. તેઓ કહે છે, "આવ દોસ્ત, આવ આપણે ઊડીએ......" આ અનંત આકાશમાં પેલો આસોપાલવ અને સરગવો, પેલો આંબો અને પારસપીપળો મને આવતો જોઈ પોતાની ડાળી હલાવે છે." આમ આવું આવું વિચિત્ર બોલી તે ચાલ્યો જતો. લોકો તેની તરફ જોઈ રહેતા, કોઈ કોઈ તો હસતા, પણ હસે જ ને ? બીજા મહાયુદ્ધના પાશવી પ્રત્યાઘાતો હજુ તેમનાં દિલ પર હતા. સમાજે–સમાજના અગત્યના પણ નકામા અંગે–ધનવાનોએ તેની મિલકત જપ્ત કરી હતી. તોયે તે ગાતો હતો......પ્રલયનાં ગીત.

રવિવાર હતો, પુરુષો સ્ત્રીઓ અને બાળકોનાં ટોળેટોળાં ફરવા નીકળ્યાં હતાં. પેલો યુવાન પણ પોતાની સહચરી કવિતાને સાથે લઇ લટાર મારતો હતો. ત્યાં એકાએક લોકોએ સર્પ જોયો. અકુદરતી જીવન જીવતા એ મનુષ્યોએ કુદરતના આ સુંદર તત્ત્વને ન પિછાન્યું. તેઓ વિહ્વળ બન્યા. તેઓની હિંસક વૃત્તિ જાગી ઊઠી. "અરે! હાં! હાં! ન મારો, ન મારો!" કરતા યુવાન પર વરસાદ વરસ્યો. તે પડ્યો........મનુષ્યની માનવતા પણ સરી જ પડી હતી ને ?

વર્ષો વીતી ગયાં. એક વખત દૂર જંગલમાં માટીના ઢગલામાંથી ભુતાવળ સમું કોઈક ઊઠ્યું. તેણે પોતાના પર છવાએલી ધૂળ ખંખેરી. એ પુરુષની જાણે યુવાની ઊગતી હોય તેમ ટટ્ટાર થયો. તે ચાલ્યો, કોઈ અગમ્ય સંકેત તેને ખેંચી જતો હતો. તેણે કેડી શોધવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. શિયાળવાની ચીસના આધારે તેણે પગલાં માંડ્યાં.

ક્ષિતિજમાંથી સૂર્યદેવ વાદળો સાથે રમત કરવા ઉપર આવતા હતા. તેના જુના મિત્રો–પક્ષીઓ પ્રભાતિયાં ગાતાં હતાં. તેનો જુનો સ્વભાવ પાછો જાગૃત થયો. રખડતો રખડતો તે પોતાના ગામ આગળ પહોંચ્યો. ગામ આજે ગામ નહોતું રહ્યું. ખંડેરો મનુષ્યની ક્રૂરતાની સાક્ષી પૂરતા દાંતિયા કાઢી રહ્યાં હતાં. તેણે ગામમાં પ્રવેશ કર્યો. થોડા કૂતરાઓએ તેનું સ્વાગત કર્યું. એક પછી એક શેરી વટાવતો તે ચાલ્યો. તે એક, એક, માનવ જાતના વિકાસ અને પડતીના નમૂના રૂપ હતી. આખરે તે પોતાની પ્રિય રંગભૂમિ સમક્ષ પહોંચ્યો. વિશાળ

અને હજારો માનવોને સતાવતી, તે આજે સ્મશાનવત્ ઊભી હતી. તેમાંથી નીકળતી દુર્ગંધ નાકને ભરી દેતી હતી. તેણે આક્રંદ ન કર્યું, પણ હસ્યો. રંગભૂમિમાંથી જાણે તેના પડઘા પડતા હતા, "માનવ પથ્થરયુગ તરફ ધસી રહ્યો છે........" ત્રીજા વિશ્વયુદ્ધના અંતે અણુબોમ્બે તેને પાછો ગુફાવાસી બનાવ્યો હતો. વર્ષો અંતે આ! શું આ પ્રગતિ કહેવાય? એનો જવાબ કાળ ભગવાનને પૂછો.

---

# આઝાદીને

રમણલાલ ભીમભાઈ દેસાઈ
(ભૂતપૂર્વ વિદ્યાર્થી)

આઝાદી, ઓ આઝાદી, આવી તેવી ના જાતી.
શું તું નથી જાણતી, દીધાં બલિદાન મુક્તિને સાટે?
ભગતસિંહ ને સુભાષવીર શું હ્યા ન મુક્તિ માટે!
આવી તું, ના રહ્યા વીર જે ઝૂઝ્યા તારે કાજે.
છે રક્ત શૂરવીરો કેરાંથી આમંત્રિત તું આજે.
રે ખુદીરામ ને માસ્તરદા, બિસ્મીલ, કલાણી કેવા!
જે મર્યા માતૃભૂમિને કાજે એ સાચા સુત કે'વા.
આવી તો સ્થિર થઈને રહેજે, ચંચળ થઈ ના જાતી,
આ ભાગ્યહીન ભૂમિમાં સહુની ગજગજ ફૂલવ છાતી.
હું વાત પુછું તું આવી તો આ કજિયા શીદને લાવી?
રે, શીદ માત ભારત વહાલીને ખંડિત કરતી આવી?

---

# "ટિકિટ–પ્લીઝ"

જયેન્દ્ર મગનલાલ સોમૈયા
ધોરણ પાંચમું.

* * *

ગાડી ખરેખર વીજળીની ઝડપે દોડી રહી હતી. પવન જોરથી આવતો હતો. ગીરદીનું વર્ણન થાય એમ નહોતું. માટુંગાથી એક સદ્‌ગૃહસ્થ અમારા ડબ્બામાં મહામુસાફર તરીકે ચઢ્યા અને તેમણે મારી બાજુમાં બેઠક લીધી. તેમની સાથેની થોડી વાતચીત પરથી મને જાણવા મળ્યું કે તેઓ માટુંગાની એક શાળાના આચાર્ય હતા. સ્વભાવે બહુ રમુજી હતા. થોડી આડીઅવળી વાતો અમે કરી.

ખારનું પ્લેટફોર્મ છોડતાં એક "ટી. ટી." અમારા ડબ્બામાં ટિકિટ તપાસવા આવ્યો. મારો વારો આવી ગયો. તે પછી પેલા આચાર્યજીનો વારો આવ્યો. ટી. ટી. બોલ્યો, "ટિકિટ પ્લીઝ", પેલા ગૃહસ્થે જવાબ આપ્યો, "ટિકિટ નથી". હું તો આ સાંભળીને જ અચંબામાં જ ગરકાવ થઈ ગયો કે આવા સારા માણસ વગર ટિકિટે મુસાફરી કરે છે. ટી. ટી. બોલ્યો, "૧, રૂા. ૭ આના આપો" પેલા ભાઈ બોલ્યા, "શાના?" ટી. ટી. બોલ્યો, "વગર ટિકિટે મુસાફરી કરવા બદલ દંડના." પેલા ભાઈ બોલ્યા, "પણ દંડ શાનો? મારી પાસે ટિકિટ નથી પણ 'પાસ' છે." પેલો ટી. ટી. ભોંઠો પડી ગયો અને બીજા માણસોની ટિકિટો તપાસવા લાગ્યો. આખો ડબ્બો હસી પડયો. મેં પેલા આચાર્યને હસતાં હસતાં કહ્યું, "તમે પણ કમાલ કરી" પછી તો સ્ટેશન આવતાં હું ટ્રેઇનમાંથી નીચે ઊતરી પડયો.

---

પોતે એક વાર અનુભવેલી લાગણી પાછી પોતામાં જગવવી, અને એમ કરીને પછી તેને, હલનચલન, રેખા, રંગ, ધ્વનિ કે શબ્દચિત્રણ દ્વારા, બીજાઓને એવી રીતે પહોંચાડવી કે જેથી તે જ લાગણી તેઓ અનુભવે:—કલાપ્રવૃત્તિ આ વસ્તુ છે.

કલા એક માનવપ્રવૃત્તિ છે; એક માણસ પોતે અનુભવેલી લાગણીઓને જ્ઞાનપૂર્વક અમુક બાહ્ય સંજ્ઞાઓ મારફત, બીજાઓને પહોંચાડે છે, અને એ લાગણીઓ વડે બીજાઓ ચેપાય છે અને તેમને અનુભવે પણ છે.

ટોલ્સ્ટોય.

# આંખોની સંભાળ

શ્રી. ઇશ્વરલાલ મગનલાલ દેસાઈ
એમ. એ.; બી. ટી.; કોવિદ



આમ તો આપણા શરીરનાં બધા જ અંગો ઉપયોગી ગણાય, પણ તેમાં આંખોનું સ્થાન તો અનોખું જ છે. બ્રહ્માંડમાં જેમ સૂર્ય તેમ પિંડમાં –આપણા દેહમાં–આંખ–ચક્ષુ રહેલાં છે. આંખોના તેજ ઉપરથી મનુષ્યની બુદ્ધિ તેમજ તેના સ્વાસ્થ્યની પરીક્ષા થઈ શકે છે. આવા એક અતિમહત્ત્વના અંગ પ્રત્યે દુર્લક્ષ રાખવાને પરિણામે આજકાલ આપણે નાનાં બાળકો તેમજ યુવાનોને ચશ્મા પહેરતાં જોઈએ છીએ. આપણો ખોરાક અને આપણી ટેવો એ માટે ઘણે અંશે જવાબદાર હોઈ, નીચે આપેલા કેટલાક અગત્યના નિયમોનું પાલન કરવાથી વિદ્યાર્થીઓ ઘણો ફાયદો ઉઠાવી શકે :

(૧) આંખ ઉપર સામેથી પ્રકાશ પડે એ રીતે ન વાંચવું. પ્રકાશ પાછળથી અથવા ડાબી બાજુથી આવે એવી રીતે બેસવું. પુસ્તક ઉપર પ્રકાશ પડે પણ આંખ ઉપર તો અંધારું જ રહે.

(૨) ટટ્ટાર બેસવાની ટેવ પાડવી. ગીતામાં બતાવેલી યોગીની પદ્ધતિ મુજબ समं कायशिरोग्रीवं દેહ, શિર અને ડોકને સીધી લીટીમાં રાખીને બેસવું. એથી કરોડરજ્જુ મજબુત બને અને ચિત્ત એકાગ્ર થાય.

(૩) આંખ શરીરનું એક અંગ હોઈ, શરીરના સ્વાસ્થ્ય સાથે તેનો સંબંધ છે. એટલે સામાન્ય તંદુરસ્તી સારી હોય તો સામાન્ય રીતે આંખ પણ સારી રહે. તંદુરસ્તી જાળવવાના બધા નિયમોનું પાલન કરવું, ઉજાગરા ન કરવા.

(૪) કબજિયાત ન રહે તેની ખાસ કાળજી રાખવી. ગરમ મસાલાઓનો ત્યાગ કરવો. ખોરાકનું પ્રમાણ જાળવવું. आहारशुद्धौ सत्त्वशुद्धिः સૂત્ર ધ્યાનમાં રાખી યુક્તાહારવિહારી બનવું.

(૫) સવારના વહેલા ઊઠી પાણી પીવું. નાકથી પીવાય તો વધુ સારું. આયુર્વેદ કહે છે કે નાકથી સવારમાં પાણી પીનાર આંખે ગરુડ જેવો તિક્ષ્ણ થાય છે, અને બુદ્ધિવાન બને છે. स भवति मतिपूर्णो चक्षुषा तार्क्ष्यतुल्यः ।

સૂર્યનાં કુમળાં કિરણોનો પ્રકાશ સવાર સાંજ આંખ ઉપર પડવા દેવો. સૂર્ય વિશ્વનું ચક્ષુ છે, અને એનો પ્રકાશ આપણાં ચક્ષુને જરૂર ફાયદો કરે એવી શ્રદ્ધા રાખી, સૂર્યની સન્મુખ ઊભા રહી, ગાયત્રી મંત્રનો જાપ કરવો.

(૭) સૂર્યનો પ્રકાશ ખમી ન શકે એવી નબળી આંખોવાળાએ લીલું પાંદડું આંખ આગળ ધરીને તે દ્વારા કુમળાં થયેલાં કિરણોને આંખ ઉપર પડવા દેવાં. ૧૫–૨૦ મિનિટ સૂર્યનાં કિરણોનો પ્રકાશ લીધા બાદ હાથની હથેળી વડે ધીમે ધીમે આંખને માલીસ કરવી. આને Palming કહે છે, એથી આંખને ઘણો ફાયદો થાય છે.

(૮) Palming કર્યા બાદ ઠંડા પાણીથી આંખ ધોવી. સામાન્ય રીતે દિવસમાં ત્રણચાર વાર આંખોને ઠંડા પાણીની છાલક મારી સાફ રાખવી.

(૯) આંખોને વાંચતી વેળાએ સ્થિર ન રાખતાં પાનાંના એક છેડાથી બીજા છેડા સુધી ફરતી

(Rolling) રાખવી. આમ કરવાથી આંખના સ્નાયુઓને જોઈતી કસરત મળતી રહેશે અને આંખોને થાક પણ એકદમ નહીં લાગે.

(૧૦) પરીક્ષાના દિવસોમાં એકી સાથે ઘણા કલાક વાંચવું પડે તે વખતે આંખને બહુ શ્રમ ન પડે તે ધ્યાનમાં રાખવું. આંખ થાકી જાય કે તરત વાંચવું બંધ કરી, આંખો બંધ રાખી વાંચેલું વિચારી જવું.

(૧૧) નિયમિત શિર્ષાસન કરવાથી આંખને ઘણો લાભ થાય છે. સુરમો કે એવાં બીજાં સારાં ખાત્રીવાળાં અંજનનો ઉપયોગ કરવો. ઠંડા પાણીએ સ્નાન કરવાની ટેવ પાડવી.

(૧૨) આપણે સામાન્ય રીતે નજીક વધારે જોઈએ છીએ. દૂર દૂર ક્ષિતિજ ઉપર વૃક્ષો અને ડુંગરો તરફ લાંબી નજરે જોવાની ટેવ રાખવી. જીવનમાં પણ ટૂંકી દૃષ્ટિવાળા કરતાં લાંબી દૃષ્ટિવાળા ચડે.

(૧૩) આંખે ગરમી લાગે તો ભીની માટીના પાટા મૂકવા. કટિસ્નાન (Hip bath) અને પીઠ સ્નાન (Spinal bath) ઘણો ફાયદો કરે.

આ નિયમોનું યોગ્ય પાલન કરી આંખોને તેજસ્વી અને સુંદર બનાવો. સાથે એ પણ ધ્યાનમાં રાખો કે જગતમાં આંખોનો જે દુરુપયોગ થાય છે તેમાંથી બચવાનો આપણો જાગૃત પ્રયાસ રહે,-નહીં તો સંત સુરદાસે કહ્યું અને કર્યું તેમ, એ આંખો ન હોય તે સારી. (તા. ૧૨-૧-'૪૯ ને દિવસે વિદ્યાર્થીઓ સમક્ષ આપેલો એક વાર્તાલાપ.)

---

મ્હારા દેશે શાશ્વતી શર્વરી શી, નિદ્રાઘેરાં લોચનો લોક કેરાં.
મૂર્છાયાં ભોળુડાં લોકહૈયાં:
તે સર્વ ત્વન્નીરવનૃત્યતાલે ન જાગશે, હૈયાનટ હે વિરાટ ?

— શ્રી ઉમાશંકર જોશી

# વ્યાસનો પ્રવાસ

રામજીભાઈ દામજીભાઈ પટેલ
ધોરણ ૬ ઠું.



અમે ધોરણ છઠ્ઠાના વિદ્યાર્થીઓ તા. ૧૩-૩-૪૯ ને રવિવારના રોજ સવારના ૫-૩૦ વાગે નીકળ્યા. મીયાગામ થઈ ચાણોદ ૯-૦ વાગે પહોંચ્યા. ત્યાંથી હોડીમાં બેસી રાત્રે ૧૨-૦ વાગે અમે વ્યાસની પવિત્ર અને હરિયાળી ભૂમિ ઉપર પગ માંડ્યા. ત્યાં અમારે માટે સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. થાક્યા પાક્યા અમે સૂતા. રાત્રે સરસ નીંદ આવી.

વ્યાસ એક નાના બેટનું નામ છે. તેની ચારે બાજુએ નર્મદા નદી ફરી વળી છે. ત્યાં રહી વ્યાસમુનિએ તપશ્ચર્યા કરી હોવાથી આ બેટનું નામ 'વ્યાસ બેટ' પડ્યું છે.

તા. ૧૪-૩-૪૯ નો સૂર્યોદય થયો. અમે બધા સાંજે વ્યાસનાં મંદિરો જોવા ગયા. પહેલા વ્યાસેશ્વર મંદિર જોયું. આ નામ વ્યાસમુનિના નામ પરથી પડ્યું છે. ત્યાં નાનાં નાનાં બીજાં મંદિરો પણ છે. તેની પાસે એક ગુફા છે. વ્યાસમાં મંદિરોનો પાર નથી. (૧) વ્યાસેશ્વરના ગુરુ શ્રી સિદ્ધેશ્વરનું મંદિર (૨) ગુરુ દત્તાત્રેયનું મંદિર (૩) શ્રી નર્મદા મંદિર. (૪) શ્રી લક્ષ્મી નારાયણનું મંદિર. (૫) શ્રી કૈલાસ મંદિર. (૬) શ્રી સત્યનારાયણનું મંદિર. (૭) યોગાનંદાશ્રમ. (૮) અર્જુન સંગમેશ્વર. દરેક મંદિરમાં નામ પ્રમાણે મૂર્તિઓ હતી. તેમાં સાધુઓ રહે છે અને દરરોજ પૂજા કરે છે. આ સ્થળો જોવાલાયક અને રમણીય છે. યોગાનંદાશ્રમમાં યોગાનંદ સ્વામી ગાયો રાખે છે. તે દરેક ધર્મના મહાન ઉપદેશક છે. તેઓશ્રી કહે છે કે તેઓ ૭૪૯ ધર્મો સારી રીતે જાણે છે। તેમણે એક ગીતા બનાવી છે. તેનું નામ 'યોગાનંદ ગીતા' છે. તેમાં ૩૨૮ સંસ્કૃત શ્લોકો ભાષાન્તર સાથે છે. આ સ્વામીજી કાશીમાં ૨૫ વર્ષ સુધી રહ્યા હતા. તેઓશ્રી વિદ્વાન છે. કૈલાસ મંદિરમાં ૧૧૦૦ મૂર્તિઓ છે. વ્યાસને સામે કાંઠે સુખદેવજીનું મંદિર છે. પાસે રામાનુજનું વિશાળ મંદિર છે. ત્યાં આગળ શંકરાચાર્યની પીઠ આવેલી છે.

તા. ૧૫-૩-૪૯ મંગળવારે સવારે વહેલા વ્યાસથી ૪-૧૫ વાગે, હોડીમાં બેસીને અમે માલસર ગયા. તે પણ પવિત્ર પૂજારીઓનું સ્થળ છે. અમે ત્યાં શ્રી અંબાજીનું મંદિર, શ્રી સત્યનારાયણનું મંદિર અને પ્રેમાશ્રમ જોયાં. મંદિરોની શોભા ઘણી સારી છે. ત્યાંના સાધુઓ જરા હલકી કોટીના છે. ત્યાં અંગારેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાંથી ૬-૦ વાગે હોડીમાં બેસી રાત્રીના ૧૨-૦ ના સુમારે અમે વ્યાસ પાછા આવ્યા.

તા. ૧૬-૩-૪૯ બુધવારે વ્યાસમાં જ આરામ કર્યો. ફરીથી બધું જોયું. ત્યાંના યોગાનંદ સ્વામીજીને પ્રશ્નો પૂછ્યા. તેઓશ્રીએ સારા જવાબો આપ્યા. તે દિવસે રાત્રે અમે નર્મદાની ભૂશિરમાં બેઠા હતા. તેજ રાત્રે અમે મનોરંજન કાર્યક્રમ ગોઠવેલો હતો, તે ઘણાજ ઉત્સાહથી ભજવ્યો. થોડી વાતો કર્યા પછી અમે સૂઈ ગયા. બીજે દિવસે સવારમાં, દરેકે બિસ્ત્રા તૈયાર કર્યાં અને કુંભેશ્વર જવા નીકળ્યા. પણ આ બધી ભૂમિ

તો સાધુઓની જ છે. આ વખતે વ્યાસને છેલ્લા નમસ્કાર કર્યા.

તા. ૧૭-૩-૪૯ ગુરુવારે કુંભેશ્વર જતાં ગંગનાથ મહાદેવનું મંદિર, બ્રહ્મેશ્વર મહાદેવનું મંદિર, અને સરસ્વતિ ગુફા વગેરે જોયાં. કરનાળીમાં ગીતા મંદિર, શ્રી. કુંભેશ્વર મહાદેવ, શ્રી. ચંડીકેશ્વર મહાદેવ, શ્રી. લક્ષ્મણેશ્વર મહાદેવ, શ્રી. પાવકેશ્વર મહાદેવ, શ્રી. રેવેશ્વર મહાદેવનાં મંદિરો જોયાં. ત્યાંથી અમે કુંભેશ્વર ગયા. ત્યાં નર્મદાનું મંદિર, નાની મોટી પતેલિઓનું મંદિર, શ્રી. સત્યનારાયણનું મંદિર અને શનિદેવને જોયાં. ત્યાં જમ્યા અને ૬-૩૦ વાગે ત્યાંથી નીકળી ચાણોદ આવ્યા. ત્યાં રાત્રે પ્લેટફોર્મ ઉપર સૂઇ રહ્યા. સવારે ૫-૦ વાગે, અમે ઊઠયા અને ડભોઈની ગાડીમાં બેઠા.

તા. ૧૮-૩-૪૯ શુક્રવારે સવારે ચાણોદથી ગાડીમાં બેસી ડભોઈ ગયા. ત્યાં ડભોઇનો કિલ્લો જોયો. આ કિલ્લાનું ચણતર તથા કોતરકામ એવું સારું છે કે તેમાં ચણનારને આ કિલ્લામાં જીવતો ચણી દેવામાં આવ્યો હતો એમ કહેવાય છે. અમે ત્યાં જ જમ્યા. તે જ દિવસે ૧૦-૪૫ કલાકે ગાડીમાં બેસી અમે વડોદરા ગયા. બસ (Bus) ભાડે કરી આખા શહેરમાં ફર્યા અને જોવાલાયક સ્થળો જોયાં. કમિટી બાગ, નજર બાગ, કલા ભવન અને બગી વગેરે જોયા. કમિટી બાગમાં પહેલાના નરપતિઓનાં તથા રાજાઓનાં પુતળાંઓ છે. દેવોની તથા દેવીઓની પ્રતિમાઓ છે. દરેક જાતની સુંદર ચિત્રકળા છે. કોતર કામવાળાં વાસણો છે, શણગારેલો હાથી પણ છે. ત્યાંથી ૬-૩૦ કલાકે ગાડીમાં બેસી ડભોઈ આવ્યા; ત્યાં જમ્યા. રાત્રે સિનેમા જોવા ગયા. સવારમાં ડભોઇથી મીયાગામ આવ્યા. અમારા ભાઈઓ આગ્રુ ગયા હતા. તેઓ અને અમે એક બીજાને જોઈને આનંદ પામ્યા. શિક્ષક ભાઈઓ પણ મળ્યા.

વ્યાસબેટ અને આજુબાજુના પ્રદેશમાં લોકોનું કેવું જીવન છે તેનો થોડો વિચાર કરીએ તો અસ્થાને ન લેખાય. *તેઓનું જીવન તદ્દન સાદું અને શાન્તિમય તથા ભક્તિભાવવાળું* છે. કોઈ કોઈની ઈર્ષ્યા ત્યાં થતી નથી. લોકો ખેતી કરી ગુજરાન ચલાવે છે અને પશુપાલન કરે છે. તેઓ નર્મદામાં નહાઈને દરરોજ પવિત્ર થાય છે. તેઓ બધાં સાથે હેતાળ વર્તન રાખે છે. લોકો જ સાધુઓનું પોષણ કરે છે. તદ્દન ભોળા માણસોનો જ ત્યાં વસવાટ છે.

'સોબત તેવી અસર' એ કહેવતની દરેકને ખબર હશે. તે પ્રમાણે અમે પણ તેના સંસર્ગમાં આવ્યા અને તેના જીવન જેવું જ અમારું જીવન થઈ ગયું. અમે અડધા બાવાઓ જેવા થઈ ગયા. અમે પ્રાતઃ ને સાયં પ્રાર્થના કરવાનું કોઈ દિવસ ભૂલ્યા નથી. હોડીમાં ગાયનો ગાતો અને આનંદ કરતા. એકબીજાની મશ્કરી કરી હસતા. અમે બધાં ભાઈભાઈની માફક વર્તન રાખતા. કોઈમાં ઈર્ષ્યા ન હતી. અમે ત્યાં હોળીનો તહેવાર સારી રીતે ઊજવ્યો હતો. અમારા ભાઈઓમાંના ઘણા ભાઈઓએ રસોડામાં મહારાજને મદદ કરી હતી. તેમાં મુખ્ય જવાહર. પટેલ, વિજયભાઈ કાપડીઆ, અમીચંદભાઈ શાહ અને શાન્તિલાલ રાઠિયા હતા. અમે આરામ પૂરતો લેતા. આનંદ ને હાસ્ય તો અમારે મન પહેલી વસ્તુ હતી.

અમે ત્યાં જુદી જુદી જાતના અને જુદા જુદા ભેજાંના માણસોને મળ્યા. ઈશ્વરાનંદ બ્રહ્મચારી, યોગાનંદ સ્વામી, મણિશંકર સાધુ, વિદ્યાનંદજી મહારાજ, મુળજીભાઈ તથા કલ્યાણજીભાઈ, ધર્મશાળાના વ્યવસ્થાપક—બધા જ ઘણા સારા માણસો છે. મુળજીભાઈને ત્યાં અમે ડભોઈ ઉતરેલા. કલ્યાણજીભાઈએ અમને પૂરતી સગવડ આપી હતી. અમે ઘણા સારા માણસોની મુલાકાતો લીધી અને કંઇ નવીન પ્રાપ્ત કર્યું.

નર્મદાનો કાંઠો પવિત્ર ધામોથી ભરચક છે. જ્યાં જુઓ ત્યાં નાનાં નાનાં ગામડાંઓ અને મંદિરો સિવાય બીજું દેખાય જ નહિ. કાંઠો બારે માસ લીલોછમ રહે છે. લગભગ બધી જ જાતની વસ્તુઓ તથા વાવેતર એ ફળદ્રુપ કાંઠા ઉપર થાય છે. કાંઠો ઊંચી ભેખડોવાળો અને ભયંકર છે. અંદર મગરોનો તો પાર જ નથી. માણસોની વસ્તી બહુજ ઓછી છે. લોકો ગાય, બળદ, બકરાં, ઘેટાં અને ભેંસો રાખે છે તથા ખેતી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. આ સિવાય બીજાં પ્રાણીઓ નજરે પડતાં નથી. વાંદરાની વસ્તી બહુ જ છે. સીતાફળોનાં ઝાડોનાં જંગલો છે. તેના કાંઠા ઉપર ભાગ વધારે પ્રમાણમાં થાય છે. નર્મદાનું વહેણ એક સરખું નથી. ત્યાં બીજી નદીઓનો સંગમ થાય છે. ત્યાં ભયંકર વહેણ છે. તે હોડીને ઊંધી નાખી દે તેવું છે. આનંદ માણતા માણતા તા. ૧૯–૩–૪૯ ને શનિવારે ૮-૦ વાગે અમે અંધેરી પાછા આવ્યા. કેટલું આનંદદાયક પર્યટન! પર્યટનથી નવનવા અનુભવો થયા. સંસારથી વિરક્ત સાધુઓનું જીવન જોવા-જાણવા મળ્યું. નવા સંસ્કારો મળ્યા; સત્સંગથી ઘણો ફાયદો થયો. વિદ્યાર્થીજીવનમાં, પર્યટનો નવું જ શિક્ષણ પૂરું પાડે છે. વર્ગોમાં જે ન મળે તે બહારના જગતમાં રખડવાથી જરૂર મળે.

---

આશ્રમમાં જે કેળવણીની કલ્પના કરી રહ્યો છું તે બાળકની સ્વતંત્રતાની. નાનામાં નાના બાળકને એમ લાગે કે હું કંઇક છું. એની ખાસ શક્તિ શેમાં રહેલી છે તે આપણે જોવું જોઇએ અને એકવાર જાણ્યું કે એમાં એ નીવડે એમ છે તો તેને માટે બધાં સાધનો એકઠાં કરી આપીએ.

— મહાદેવભાઈની ડાયરી

પુ. ૧-લું (પૃ. ૨૮૭)

# મોતના સિપાઇ

શશિકાન્ત છગનલાલ ગણાત્રા
ધોરણ પાંચમું.



મુખ્ય પાત્રો:— (૧) યમરાજ.
(૨) સેનાપતિ.
(૩) કોલેરા.
(૪) મેલેરિયા.
(૫) શીતળા.
(૬) પ્લેગ.

(સ્થળ:–યમરાજનો દરબાર.)

ચારે સિપાઈઓ:–અમને નોકરીએ રાખશો ?

સેનાપતિ:–એક કલાક પછી આવો.

(કલાક પછી પાછા આવે છે.)

સેનાપતિ:–બોલાવે ત્યારે અંદર આવજો, હું રાજાજીને ખબર આપું છું.

(અંદર જઈ તે રાજાજીને કહે છે કે આપને ત્યાં ચાર સિપાઈઓ નોકરી કરવા માગે છે.)

રાજાજી:–પહેલા સિપાઈને અંદર મોકલો.

(પહેલો સિપાઈ નમસ્કાર કરતો અંદર પ્રવેશ કરે છે.)

સિપાઈ:–હુકમ ફરમાવો, રાજાજી.

રાજાજી:–બોલ, તારૂં નામ શું છે ?

સિપાઈ:–મારૂં નામ કોલેરા છે.

રાજાજી:–બોલ, તું શું કામ કરીશ ?

સિપાઈ:–માખી મારી માસીબા છે, હું દૂધ અને ગોળમાં પ્રસરી માણસનું મોત કરૂં છું. મરતી વખતે માણસને ઝાડા અને ઉલટી થાય છે. હું કપડાં તથા વાસણમાં ફેલાઈ જાઉં છું અને માણસનું તરત મૃત્યુ ઉપજાવું છું.

રાજાજી:–કદાચ આ બાબત વિષે આગળથી જ કડક પગલાં લેવામાં આવે તો ?

સિપાઈ:–મનુષ્યને પોતાની ચોખ્ખાઈનું ભાન જ નથી.

(રાજા પહેલા સિપાઈને પરવાનો આપે છે, અને આશીર્વાદ આપે છે. બીજો સિપાઈ નમન કરતો અંદર પ્રવેશ કરે છે.)

બીજો સિપાઈ:–હુકમ ફરમાવો, રાજાજી.

રાજાજી:–બોલ, તારૂં નામ શું છે ?

સિપાઈ:–મારૂં નામ મેલેરિયા છે.

રાજાજી:–બોલ, તું શું કામ કરશે ?

સિપાઈ:–કુટુંબમાં કોલેરા સાથેનો મારો સંબંધ બાપના મોટા ભાઈનો છે. માણસોને ટાઢિયો તાવ આવે છે અને તેઓ મરણ પામે છે. આ કામમાં મારા મામા મને બહુ મદદ કરે છે. મારા મામાનું નામ મચ્છર છે. મારા મામા શરીરમાં દાખલ થઈ ચટકો ભરી શરીરની અંદર સૂંઢ પ્રવેશાવે છે અને બીજાં નાનાં જંતુઓ પણ સાથે પેસે છે. મારા મામા થકી હું છું. આ બનાવ બન્યા પછી, માણસનું તાત્કાલિક મરણ થાય છે.

રાજાજી:–જો આ બાબત વિષે પહેલેથી જ તકેદારી રાખવામાં આવે તો ?

સિપાઈ:–મનુષ્ય તો આળસુનો પીર છે. એને આવા પગલાં લેવાની ખબર જ ક્યાંથી પડે ?

(રાજાજી બીજા સિપાઈને પરવાનો આપે છે, અને આશીર્વાદ આપે છે. ત્રીજો સિપાઈ નમન કરીને અંદર પ્રવેશે છે.)

ત્રીજો સિપાઈ:–હુકમ ફરમાવો, રાજાજી.

રાજાજી:–બોલ, તારું નામ શું છે ?

સિપાઈ:–મારું નામ શીતળા છે.

રાજાજી:–બોલ, તું શું કામ કરીશ ?

સિપાઈ:–લોકો મને 'માતા' અને 'દેવી' કહે છે. મને નાનાં છોકરાંઓનું માંસ બહુ ભાવે છે. દિવસો સુધી તે દરદીને તાવ અને ફોલ્લાં દેખાય છે. આને લીધે કોઈ આંધળો, કોઈ લંગડો અને કોઈ ઠૂંઠો થઈ જાય છે. મારી ફોઈ મને આમાં બહુ મદદ કરે છે. મારી ફોઈનું નામ 'માખી' છે. તે ફોલ્લા ઉપર બેસે છે, અને દરદીનું દુઃખ વધારે છે. મને કોઈ રોકનાર નથી.

રાજાજી:–કદાચ મનુષ્ય પહેલેથી જ શીતળાની રસી મુકાવે તો ?

સિપાઈ:–પરંતુ મનુષ્યને આ વાતનું ભાન જ હોતું નથી. તેઓ સારવાર પણ બરોબર કરતા નથી. મને દેવીની માફક પૂજે છે, એટલું જ.

(રાજાજી પરવાનો આપે છે અને આશીર્વાદ આપે છે.)

(ચોથો સિપાઈ નમન કરતો અંદર પ્રવેશે છે.)

ચોથો સિપાઈ:–હુકમ ફરમાવો, રાજાજી.

રાજાજી:–તારું નામ શું છે ?

સિપાઈ:–મારું નામ પ્લેગ છે.

રાજાજી:–બોલ, તું શું કામ કરીશ ?

સિપાઇ:–મારા કાકા કૉલેરા છે અને મારા મામા મેલેરિયા છે. આ રોગ ચાંચડથી ફેલાવાય છે. હું એકી સાથે લાખ બે લાખ માણસોને મારી શકું છું. જો કોઈ લશ્કરમાં પ્રસરી જાઉં તો લગભગ બધા માણસો મરી જાય છે. કોઈક ભાગ્યે જ બચે !

રાજાજી:–તને દૂર હટાવવા કાળજી રખાય તો ?

સિપાઈ:–બેદરકાર મનુષ્યોના મગજમાં આ વાત નથી હોતી.

(રાજાજી પરવાનો આપે છે અને આશીર્વાદ આપે છે. દરબાર વિખેરવાની બ્યુગલ ફુંકાય છે.)

(પડદો પડે છે.)

# સાગર તીરે

શ્રી. ભગવાનજી મોહનજી નાયક

(અંજની ગીત)

દરિયા કદિ વાયુ વાતો,
સર સપાટે સરતો જાતો,
મોજાંને મોહાવી જાતો,
—ચંદ્રોદય થાતાં.

ચંદ્ર દર્શને અદ્ભુત મોહ્યો,
શાંતિદા ચાંદનીમાં ડૂબ્યો,
મૃદુલ વીચિ રવ ગાને મોહ્યો,
—ચંદ્રોદય થાતાં.

હૈયાને ઉભરાવી દીધું,
ફેન કુસુમપે કુદવા કીધું,
કુદરતમાં દોડાવી દીધું,
—મોજાંની સંગે.

---

'ફાલ્ગુની' નાટકમાં રાજા કવિને એના નાટ્ય પ્રયોગોને ઉદ્દેશીને પૂછે છે:

'પણ કવિ, એનો અર્થ તો સમજાશે ને?

કવિ ઉત્તર આપે છે:

'ના મહારાજ!'

'ત્યારે?'

'મારી કવિતા હું અર્થ સમજવા લખતો જ નથી, એ લખાય છે ગુંજન પ્રેરવા—હૈયાને ઉંડાણે જઇ સંવેદન જગાડવા.'

'એટલે?'

'બાળક જન્મે અને તરત રડવા માંડે: એ રૂદનનો અર્થ સમજો છો, મહારાજ? એ કહે છે, 'હું આવ્યો! મારી કવિતા પણ એ જ જાતની.'

'ટાગોર'

# નવો નિશાળીઓ

શ્રી. ડાહ્યાભાઈ ક. પટેલ
બી. એ. (ઑનર્સ); બી. ટી.

એક ભાઈ અહીં શિખી, તહીં શિખી, આ શાળામાં આવે છે.
મેં પૂછ્યું કે, "બોલ ભાઈ, અહીં કંઈ શાળામાંથી તું ખેંચાઈ આવે છે?"
બોલ્યા ભાઈ, "મને સાંભરતું નથી નામ એકે શાળાનું,
કારણ મેં નથી છોડ્યું એકે શિક્ષાધામ આખા ગામનું."

મેં કહ્યું કે, "તો તો તને લાધ્યું હશે જ્ઞાન સારા વિષયનું!"
"ના, ના, એવું નથી; નથી મને જ્ઞાન એકે સાચા વિષયનું."
બોલ્યા, "નથી આવડતું મને કશું, તેથી બધું ગામ ફર્યો,
આજે તેય સાંભરતું નામ નથી, જેણે મને માર માર્યો."

મેં કહ્યું કે, "તો તો તારું ધન ભાઈ, ફોકટ બગાડે છે,
કારણકે નથી અહીં કોઈ કને ભણાવવાનો જાદુ પે."
"પણ મેં સાંભળ્યું છે કે, ભણતર અહીંતણું સાવ અલાહેદું છે,
બાપુજીએ કહ્યું છે કે, સ્થાન એ જ મારે માટે સારું છે.

નથી મને ભૂખ કશી, અને નથી ચિંતા મને કમાણીની,
ભલે નહીં પામું કશું! કારણકે નથી મને કીંમત સમયની."
ઊંડો નિશ્વાસ નાખી, શિક્ષકે કપાળે મૂકી હાથ કહ્યું, "ભલે ભાઈ,
ઉપરથી આવે બ્રહ્મા, તોયે તને ભણાવી ન શકે કાંઈ."

---

કેવળ સાહિત્યની ઉપાસના ન કરતાં જો આપણે આર્ય અને પ્રસન્ન જીવનની ઉપાસના કરીએ તો સાહિત્યની સુંદરતા એની મેળે ફૂટી નીકળશે. વૃત્તિની આર્યતા એ જ વિવેકનો આત્મા છે. ઠાલો વિવેક હાંસીપાત્ર થાય છે, અથવા અકળાવનારો હોય છે. ઠાલી સૌંદર્યોપાસના એથી જુદી અસર ઉપજાવી ન શકે.

જે સાહિત્યમાં પ્રગતિશીલ જીવનની પ્રેરણા અથવા પડઘો હોય તે સાહિત્ય પ્રગતિશીલ. એવા સાહિત્યમાં બાકી બધું હોય કે ન હોય, અનુકરણ તો ન જ હોવું જોઈએ, બાકી બધું હોય કે ન હોય, ઉદ્દેશનો અભાવ તો ન જ હોવો જોઈએ.

— શ્રી. કાલેલકર.

# કવિવર રવીન્દ્રનાથ ટાગોર

લાભશંકર નૃસિંહપ્રસાદ પઢિયાર
ધોરણ પાંચમું.



રવીન્દ્રનાથનો જન્મ ૧૮૬૧ માં મેની ૭મી તારીખે કલકત્તામાં થયો હતો. એમના પિતા જમીનદાર હતા. એમનું બાળપણ ખૂબ સાદાઈ અને કડક શિસ્તમાં વીત્યું હતું. તેઓ થોડા મોટા થયા એટલે એમને માટે ઘરે ભણવાની વ્યવસ્થા થઈ. રવીન્દ્રનાથનો અભ્યાસ ઘરે સારો ચાલતો હતો. તેમને નિશાળમાં કદી ફાવ્યું જ નહિ. તેઓ વારંવાર નિશાળમાંથી ભાગી જતા. નિશાળે જવું ન પડે એ માટે બહાના કાઢતા અને બા પાસે સૂઈ રહેતા. રવીન્દ્રનાથની ઉંમર ૧૨ વર્ષની થઈ ત્યારે તેમને જનોઈ દેવામાં આવી. અત્યાર સુધી રવીન્દ્રનાથ માતૃભૂમિની બહાર ભાગ્યેજ ગયા હતા. તેઓ તેમના પિતાની સાથે પ્રવાસે જવા ઊપડી ગયા. આ પ્રવાસ દરમ્યાન એમને ઘણો અનુભવ થયો. તેમણે કેટલાંક જવાબદારીનાં કામો કર્યાં. કુદરતની શાળામાં રવીન્દ્રનાથને નવા નવા અનુભવો મળવા લાગ્યા. એમના જ્ઞાનનો વિકાસ થવા લાગ્યો. રવીન્દ્રનાથને કાવ્યનો શોખ વધતો ગયો. કાવ્ય બનાવવાનો એમને નાદ લાગ્યો હતો. રવીન્દ્રનાથ ૮ વરસના થયા ત્યારથીજ એમણે કવિતા લખવા માંડી હતી. તેમણે ઘણાં ગીત, નાટક અને નવલકથા લખ્યાં છે. એમણે એક ગીતાંજલી નામનું પુસ્તક લખી 'નોબેલ પ્રાઈઝ' મેળવ્યું હતું. લગભગ ૨૫ વર્ષની ઉંમર થઈ એટલે પિતાએ તેમને જમીનદારી સંભાળવા મોકલી આપ્યા. સાચો દેશ પ્રેમ કોને કહેવાય તેની ખબર તેમને આ ગામડામાં પડી. આ ગામડાની અંદર તેમણે ઘણો સુધારો કર્યો હતો. ગામડામાં બેઠા બેઠા પણ તેમણે ખૂબ કાવ્યો ને નવલકથા લખ્યાં.

જ્યારે તેઓ એકવાર ખૂબ સખત બિમાર પડ્યા ત્યારે ડૉક્ટરે તેમને વિલાયત જવાની સલાહ આપી. તેમને પણ બહાર જવાની ઘણી ઈચ્છા હતી. માંદગી દરમ્યાન તેમણે નવું કાંઈ પણ ન લખ્યું પણ પોતાનાં કેટલાંક કાવ્યનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો. જ્યારે કવિશ્રી. ટાગોર વિલાયત ગયા ત્યારે આ અંગ્રેજીમાં અનુવાદ કરેલી કવિતા સાથે લઈ ગયા હતા. ત્યાં તેમના મિત્રોએ કવિતા વાંચી અને તેઓ મુગ્ધ થઈ ગયા. જ્યારે કવિ વિલાયતથી પાછા પોતાના દેશમાં આવ્યા ત્યારે તે બંગાળી કવિ મટી વિશ્વકવિ થયા. ત્યાર પછી તેમણે આખી દુનિયાને ઉદ્દેશીને માનવપ્રેમ અને વિશ્વબંધુત્વનો સંદેશ આપવા માંડ્યો. કવિની કીર્તિ જગતમાં વ્યાપી ગઈ. આટઆટલી કીર્તિને વર્યા છતાં, કવિવર સ્વભાવે નિરાભિમાની હતા. જ્ઞાન, કીર્તિ, ધન કે કશાનો તેમને ઘમંડ ન હતો. તેમણે કલકત્તાથી ૧૦૦ એક માઈલ છેટે 'શાન્તિનિકેતન' સ્થાપ્યું હતું. તેમાં આપણને ઘણું શીખવાનું મળે છે. તે સૌંદર્યનું ધામ છે. ત્યાં મોટા કળાકારો રહે છે અને અભ્યાસ કરે છે. ત્યાં 'યુનિવર્સિટીની ડીગ્રી' અપાતી નથી. કવિવર ટાગોરનું આ છેલ્લું અમર સ્મૃતિ ચિન્હ છે.

આજે તેઓ આ દેશમાંથી હંમેશને માટે વિદાય લઈ ગયા છે. છતાં એમનાં કાર્યો આપણી વચ્ચે 'આભા' રૂપે અમર છે. એમનાં કાર્યોને આપણે વરીએ એ જ આપણા પ્રેમની ખરી નિશાની છે. પ્રભુ એ મહાન આત્માને અખંડ શાંતિ આપો એ જ પ્રાર્થના.

# કાકાસાહેબના પ્રવચનમાંથી

***

### પબ્લિક સ્કૂલોની સ્થાપના:-

એમના પ્રવચનની શરૂઆતમાં પ્રથમ એમણે પબ્લિક સ્કૂલોની સ્થાપના કેવી રીતે થઈ એ વિશે માહિતી આપી હતી. આવી શાળાઓની સ્થાપના અંગ્રેજોએ કરી હતી. એ શાળાઓની સ્થાપનાની પાછળનો હેતુ બાહોશ, નિષ્ઠાવાન અને બીજા પાસેથી સખ્તાઈથી પણ કામ લે એવા યુવાનો તૈયાર કરવાનો હતો. એમણે આગળ ચાલતાં જણાવ્યું હતું કે આવી શાળાઓ ખર્ચાળ હોય છે. છતાં પણ સારું વાતાવરણ, ઉચ્ચ શિક્ષણ, વિશાળ જ્ઞાનક્ષેત્ર અને સારા શિક્ષકોનો સહવાસ એ આવી શાળાના લાભો છે. આમ હોવાથી સારા સંસ્કારનું સિંચન થવાનો પૂરો સંભવ છે.

### જીવનની કેળવણી:-

એમણે બૌદ્ધિક કેળવણી વિશે વાતો કરતાં જીવનની કેળવણીનો ઉલ્લેખ કર્યો હતો. જીવનની કેળવણી આપે તે જ સાચી કેળવણી કહેવાય. તેમણે જીવનને બે મોટા ભાગમાં વહેંચ્યું-એક પાલખીનું જીવન અને બીજું ઘોડાનું યા પગનું જીવન. પાલખીનું જીવન એટલે બીજાઓ રળે અને તેમના ભોગે શ્રમ કર્યા વિના જીવન ગાળવું તે. ઘોડાનું જીવન એટલે શ્રમ કરીને જીવન વિતાવવું તે. સદા ચપળ, સાવધ, અને હોશિયાર રહેવું. કદી કોઈ પર આધાર રાખવો નહિ. જીવનની ખરી મઝા ઘોડાનું કે પગનું જીવન જીવવામાં છે અને જીવનનો સાચો આનંદ પણ એમાંથી જ મળે છે. "પાલખી-સંસ્કૃતિને બદલે પગ-સંસ્કૃતિના પૂજક થજો," એમ એમણે ઉપદેશ આપ્યો હતો.

### શ્રમની પ્રતિષ્ઠા અને પ્રવાસ:-

જીવનની કેળવણી સાથે જેને ગાઢ સંબંધ છે એવા શ્રમની પ્રતિષ્ઠા પર એમણે ભાર મૂક્યો હતો. શ્રમમાં જ આનંદ અને સુખ છે. પ્રવાસનો આનંદ પગે મુસાફરી કર્યા વિના નહિ મળે. એનો ઉલ્લેખ કરતાં એમણે એમના હિમાલયના પ્રવાસનો ઉલ્લેખ કર્યો હતો.

### આપણી પ્રતિષ્ઠા શામાં છે?

"ગંદુ કરવામાં નહિ પણ ગંદુ દૂર કરવામાં રસ હોવો જોઈએ. જો ગંદુ કરવાનો આપણને અધિકાર છે તો ગંદુ દૂર કરવાની પણ આપણી ફરજ છે."

### સંકલ્પ અને સંસ્કૃતિ:-

સંકલ્પ વિશે વાતો કરતાં એમણે જણાવ્યું હતું કે સંકલ્પ બાલા ન હોવો જોઈએ. સંકલ્પ કર્યા પછી એને ચુસ્તપણે વળગી રહેવું એમાં જ જીવનની સફળતા છે. સાચી મહત્તા હૃદયના સંકલ્પને વળગી રહેવામાં જ છે. સંકલ્પ શક્તિ એજ સાચી શક્તિ છે, અને સંકલ્પ એ જ સાચો આદર્શ છે. માનવીનો સાચો આદર્શ તે જ છે જે એના વિચાર, મન, વાણી અને આચારમાં છે. સંકલ્પની દૃઢતા વિશે વિવરણ કરતાં એમણે એક સરસ સૂત્ર આપ્યું. હાથવતી જે જવાબ આપીએ તેનું પાલન કરવું જ જોઈએ. **જૂઠું બોલવા માટે પ્રભુએ જીભ આપેલી છે, હાથ નહિ.**

પ્રવચન પહેલાં, શાળાની સમૂહ પ્રાર્થના બાદ વિદ્યાર્થીઓ નિયત સંકલ્પ ઉચ્ચારે છે, તેમ તે દિવસે પણ તેઓ નિયત સંકલ્પ બોલ્યા હતા. શાળાના સંકલ્પમાં આવતા 'સંસ્કૃતિ' શબ્દનો ઉલ્લેખ કરતાં એમણે સંસ્કૃતિ અને ખંડેર વચ્ચેનો ભેદ સમજાવ્યો હતો. ખંડેર જાળવવાનાં હોય છે; સંસ્કૃતિને ફક્ત જાળવવાની જ હોતી નથી. "સંસ્કૃતિ જીવંત માતા છે." એને તો જાળવવાની સાથે **વિકસાવવાની** પણ હોય. સંસ્કૃતિને જાળવવાથી આનંદ મળતો નથી. સંસ્કૃતિનો સાચો આનંદ તેને વિકસાવવામાં અને ખીલતી જોવામાં છે.

આ ઉપરાંત જુદી જુદી ભાષાઓ, ભાષા શીખવાની કળા, સર્વ ભાષા-ધર્મ પ્રાંત કે દેશ પ્રત્યે સમભાવ અને ગ્રંથવાચન વગેરે જુદા જુદા વિષયનું એમણે પર્યેષણ કર્યું હતું. અંતમાં તેમણે વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોના પ્રશ્નોના રસિક ઉત્તરો આપ્યા હતા.*

(*શુક્રવાર, તા. ૩૦ જુલાઈ ૧૯૪૮ ને દિને, આ શાળાના વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યો સમક્ષ શ્રી. કાકાસાહેબ કાલેલકરે આપેલા પ્રવચનની શ્રી. ભગવાનજી નાયકે કરેલી નોંધના આધારે.)

---

## સ્વ. ભાઇ પુષ્પસેન રેશમવાલાને

ભાઈ પુષ્પસેનનો ક્રમાંક હતો ૧૪. એના મૃત્યુ દિને ગૃહના હાજરી પત્રકમાંથી ૧૪ બાદ કરતાં, કુલ વિદ્યાર્થી સંખ્યા પણ ૧૪ બની રહી હતી. તે ક્ષણે આ લીટીઓ પત્રકમાં લખેલી.

દુર્ગેશ શુક્લ

૧૪

કરતો બાદ હું અંક ચૌદ જ્યાં
કુલ સંખ્યા જ બની શું ચૌદ રહે!
નહિ તું સ્મૃતિશેષ પુષ્પ હે,
વ્યાપીને સહુમાં વસી રહે.
લાગવું, આયમી જાતું સંસારે સહુનેય છે,
સવારે મ્હોરિયાં તેયે સાયંકાળે ગરી જશે.
પણ તું તો મધ્યાહ્ન ના તપ્યો,
કુમળી બાલ્યવયે જ જંપિયો,
પણ કે ઉઘડતા દલે, ભમરા શો રહી તું ગયો, ગયો.

# સૃષ્ટિ સૌંદર્ય

વિજય હરિદાસ કાપડીઆ
ધોરણ છઠ્ઠું



કુદરત એ એક મહાન કલાધર છે. તેના પ્રત્યેક કર્તવ્યનાં અંગેઅંગમાં સૌંદર્ય ભરેલું છે. જળહળી રહેલું નિર્મળ વ્યોમ જુઓ, કે વિદ્યુતની ચાંદીની સળીઓ જુઓ. નિર્મળ નીરથી વહી જતી નદીઓ જુઓ, કે પત્ર, ફળ, ફૂલથી દરેકને પોતાની તરફ આકર્ષતાં વૃક્ષો જુઓ. ઊંચે જળ ઉડાડતા ફુવારાને જુઓ, કે પછી ઉપરથી પડતા મેઘરાજાને જુઓ. ગાન ગાતો સાગર જુઓ, કે હિમગિરિશૃંગો જુઓ. ખીલતી ઉષાને જુઓ કે પળે પળે રંગે પલટતી સંધ્યાને જુઓ. કોયલને સાંભળો કે બુલબુલને સાંભળો. સૌંદર્ય શેમાં નથી? આ બધું જ સૌંદર્યથી છલકાઈ રહ્યું છે.

દૂરથી ખેતરને નિહાળતાં જાણે એક લીલો મઝાનો ગાલીચો ન પાથરેલો હોય? તેના પર તેના જેવા જ રંગના કપડાં પહેરેલી ઢીંગલીઓ જાણે નાચી ન રહી હોય! ગાલીચાની કિનારીઓ પર ઊભાં ઊભાં અમે પ્રકૃતિમાતાને નિહાળી રહ્યાં હતાં. આવા સુંદર ગાલીચા પર કોને ચાલવું, ફરવું ન ગમે? કેટલાક યુગ્મો, કેટલાક નવજુવાનો તો કેટલાક વૃધ્ધો આ ગાલીચા પર સહેલ કરી રહ્યાં હતાં. વળી કોઈ કોઈ બાજુ પર નજર કરતાં કેટલાંક બાળકો રમી રહ્યાં હતાં.

આવી મોજ માણતાં માનવીને જોઈ કેટલાંકને અદેખાઈ આવે એ સંભવિત છે. આવી અદેખાઈ ધરાવતાં જનાવરો પણ આવા સુંદર ગાલીચા પર સહેલ કરવા નીકળી પડયાં હતાં. જાનવરો ઘણા જૂજ પ્રમાણમાં હતાં. તેઓ ગાલીચા પર કાંઈ સુગંધ લઈ રહ્યાં હોય એવું લાગતું. નાચતા આવેલી ઢીંગલીઓએ અત્તર તો નહિ નાખ્યું હોય ને? એવો ભાસ મને બારીમાંથી નજર કરતાં થઈ રહ્યો હતો.

તેવામાં મારી નજર ટેબલ પર પાથરેલા લીલા રંગના ગાલીચા પર પડી. તે ટેબલ પર તેવા જ રંગના 'ફ્લાવર પોટ' મૂકવામાં આવ્યા હતા. અરે! તે થોડા પ્રમાણમાં ન હતાં પણ અસંખ્ય હતાં. હું તો એ જોઈ છક જ થઈ ગયો. આટલા બધા 'ફ્લાવર પોટ' રાખનાર અને આટલો મોટો ગાલીચો પાથરનાર ચોક્કસ મહાન હોવો જોઈએ. હું ઘડીકમાં ટેબલને નિહાળી રહેતો તો ઘડીકમાં નીચે પાથરેલા ગાલીચાને નિહાળી રહેતો. જ્યાં જુઓ ત્યાં કલાનું સામ્રાજ્ય હતું. કેવો અનન્ય કલાકાર!

ટેબલને નિહાળતાં મારી નજર સ્થિર થઈ અને હું ચમકી ગયો. મારામાં એકદમ ક્રોધ વ્યાપી ગયો. હું બારી પાસે બેઠો હતો ત્યાંથી ઊભો થઈ ગયો, અને એ જ દશ્યો એક નજરે જોઈ રહ્યો. આવું દિલચસ્પ સૌંદર્ય જોવું કોને ન ગમે? કુદરતની આપણા પર મહેરબાની છે તેથી તે આપણને પોતાની સુંદરતા બતાવે છે.

સૃષ્ટિસૌંદર્યનો પ્યાલો પીનારા કલાકારો ને કવિઓ એના તાને અને ઘેને ભાન ભૂલેલા થઈ જાય છે. એ અખૂટ રસ પીતાં ધરાતાં જ નથી. એ અમૃત તેમના હૈયામાં ઊતરતાં જ તેઓ જગત માટે કાંઈક કરવા મથે છે. જગતની ઉત્તમ કલાકૃતિ અહીં જ ઉત્પત્તિ પામે છે. કાલીદાસ કે ટાગોર, શેલી કે કલાપી, કનુ કે કલાબ્ધિ—આમ જ કાંઈક અદ્‌ભુત કૃતિ સર્જી ગયા છે. આવી કલા જ અજર, અમર બની જાય છે.

# સૌરાષ્ટ્ર

પ્રભાકર પ્રભુદાસ કામદાર
ધોરણ સાતમું.



સને ૧૯૪૮ ની વસંત પંચમી સૌરાષ્ટ્રને માટે મોંઘેરો દિવસ બની ગઈ. તે દિવસે સોરઠની થનગનતી જુવાની આઝાદીની લહેર માણી રહી. સોરઠે જુલ્મની સામે કેટલાંયે વર્ષો થયાં અનુપમ રીતે સામનો કર્યો હતો. હિંદુસ્તાનને જીતી લેનાર અને દુનિયાની અડધી વસ્તી ઉપર શાસન કરનાર અંગ્રેજ સરકાર પણ સોરઠ ઉપર સંપૂર્ણ શાસન કરી શકી નહોતી. સોરઠની જુવાની ખડતલ છે, ખમીરવંતી છે; સોરઠે જગતને જેવી વિભૂતિઓ આપી છે તેવી તો ભાગ્યે જ કોઈ રાષ્ટ્રે આપી હશે.

'સોરઠમાં સંતો પાક્યા છે. 'સોરઠનો સંત' આ દુનિયાની જબરજસ્ત તાકાત સામે ફતેહમંદ રીતે ઝૂઝ્યો છે. સોરઠના સંતે–પૂજ્ય બાપુએ–જગતને અણમોલ સંદેશ આપ્યો છે. એ યુગપુરુષની અભિલાષા હતી કે સૌરાષ્ટ્ર એક બને, વિખવાદ વચ્ચે વેડફાઈ જતી સૌરાષ્ટ્રની જુવાની દેશને ઉપયોગી બને, અને અન્યાય અને જુલ્મની સામે સદાને માટે ઝઝૂમી રહે. એ સંતે શહીદ થઈને સૌરાષ્ટ્રને એક અને અખંડ બનાવ્યું! આમ સોરઠની જુવાની વેડફાઈ જતી બચી ગઈ. એ સુંદર સૌરાષ્ટ્રનો ઈતિહાસ ઉકેલી જુઓ, તેમાં ક્યાંય વેવલાપણું નહિ મળે. બાયલાપણાને સોરઠી હંમેશા ધિક્કારતો આવ્યો છે. સોરઠનો એ સ્વભાવ જ નથી. સોરઠનો ઈતિહાસ એટલે જવાંમર્દીનો ઈતિહાસ. તેનું એક એક પાનું સોનેરી અક્ષરથી આલેખાયું છે. તેમાં એકએક પુરુષના જીવનમાં મર્દાઈ વણાઈ ગઈ છે. સોરઠના વીરોએ અન્યાયની સામે, અસત્યની સામે, હંમેશા માથું ઊંચક્યું છે. સૈકાઓ પહેલાં સોરઠ ગઝનવીઓ સામે લડ્યું હતું. ચાર દિવસ પહેલાં સોરઠ નવાબી સામે લડ્યું હતું. 'ધર્મયુદ્ધ' એ સોરઠને મન નવો પ્રસંગ નથી. સોરઠમાં જે ખમીર અને સંસ્કાર છે તેવા તો બીજે ભાગ્યે જ હશે.

સોરઠી ખમીરમાં સત્યપ્રિયતા તો એવી વણાઈ ગઈ છે કે તે ભાગ્યે જ વિભક્ત થાય. સોરઠનો બીજો ઉત્તમ ગુણ 'વફાદારી' છે. સોરઠીને મન પોતાના કૉલ અને બોલની કિંમત પોતાના શરીર કરતાં પણ વધારે છે. કૉલને ખાતર મરવું એ તો સોરઠીઓને મન રમત છે. સોરઠના બહારવટીઆઓનો ઈતિહાસ તપાસો. તેમાં ભાગ્યેજ બેવફાઈ હશે. સોરઠનો બહારવટીઓ એટલે અન્યાય અને અસત્યની સામે લડતું અમર માનવ પ્રતીક. એની છાતી કેટલી કઠણ હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એની કાયા કેટલી કદ્દર હશે તેનો વિચાર આવવો ઘણો દુર્લભ છે. તેનું બુદ્ધિબળ કેટલું અગાધ હશે તેનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. અફસોસ એટલો જ છે કે એના દિલને દુનિયા ન પારખી શકી. એની દિલેરીનો દુનિયાને ખ્યાલ ન આવી શક્યો. સોરઠની પ્રજાએ એવા માનવીને પણ પોષ્યો છે અને એમાં જ સોરઠની મહત્તા સમાઈ છે.

સોરઠની મહેમાનગીરી માણવી એ પણ એક લહાવો છે. આંગણે આવેલાનો અસત્કાર સોરઠે

કર્યો સાંભળ્યો નથી. સોરઠનું દિલ દેખવું હોય તો કોઈ નદી કાંઠે, કે કોઈ ઉપવનમાં કે કોઈ ગિરિકંદરામાં વસતા એ સોરઠના શાયરોની શણગારેલી મઢૂલીઓએ આવજો. ત્યાં તમને સોરઠનાં પ્રાણ અને સંગીત સાથે મળશે. એ સંગીત સાથે એકતાનતા અનુભવી જોજો. તમને જણાશે કે સોરઠ કેટલો મસ્ત છે. સોરઠનું દિલ એટલે દિલેરીનો દરિયો, પ્રશાંત અને ગંભીર. સોરઠની પર્વતમાળાઓ અને વનપ્રદેશોમાં તમે કોઈ દિવસ ભમ્યા છો? સોરઠનો આત્મા ત્યાં જ રહેલો છે. એ અદ્‌ભુત વનપ્રદેશો અને અન્ય પર્વતમાળાઓ, અમર સોરઠી શૌર્યના રોનકદાર સંગ્રહાલયો છે. સોરઠનું સોનું ત્યાં જ પાકે છે. સોરઠનો ભરવાડ ત્યાં કેસરીસિંહ સાથે વ્યવહાર રાખે છે. એ ગિરિની 'નવચાંદરી' ભેંસ સિંહને કાબૂમાં રાખી શકે છે. એ ગિરનારની ગુપ્ત ગુફાઓમાં મર્દાઈનો અજોડ ઇતિહાસ છુપાયો છે. અઢળક કુદરતી સમૃદ્ધિ ત્યાં છુપાઈ રહી છે. અખૂટ ધન ત્યાં હજુ અણુ ખોદાયેલું જ પડ્યું છે. ગિરનાર તો સોરઠનો ગર્વ છે. સોરઠને મન એનો ગિરનાર અને ગિર, કાશ્મીર અને સ્વીટ્ઝરલેંડ કરતાં પણ વધારે રમણીય ને સૌંદર્યભર્યો છે.

---

## જગને સુણાવું

શ્રી. ભગવાનજી મોહનજી નાયક

(ગીત)

જાણે પેલાં આભલાંનું ગીત આજે ગાઉં
રંગફોરાંની પાંખો પ્હેરી
દૂર આભમાં જાઉં.
જુઓ પેલો સૂરજ બોલાવે
રંગટશરે શિર રંગાઉં -જાણે પેલાં૦—
રંગ બેરંગી વાદળ કેરી
હોડીને દૂર વહાવું,
ક્યારેક પંખાની પાંખે ચડીને,
દૂર સુદૂરે જાઉં.-જાણે પેલાં૦—
દૂધ ગંગાને તીરે બેસી
ગીતની ગંગા વહાવું,
આભનું હૈને તુંબ વિરાટ આ
જગને ગાન સુણાવું.-જાણે પેલાં૦—

# વસંતનું એક સુરમ્ય પ્રભાત

પરભુભાઈ દુર્લભભાઈ પટેલ
ધોરણ પાંચમું.



આપણી ચિત્તાકર્ષક ઋતુ તે જ એ વસંત ઋતુ! કવિઓ અને કવિવરોએ જેને 'ઋતુરાજ'નો ઈલ્કાબ આપ્યો છે, તેજ એ વસંત ઋતુ. કોકિલાને પંચમ-સૂરે કૂજન કરાવનાર તે જ એ વસંત ઋતુ. કૃષિકારોની અમર આશાને ફળીભુત કરનાર તે જ એ વસંત ઋતુ. જેણે જાણ્યું છે, અને માણ્યું છે, તેનું જીવન વસંતના એક સુરમ્ય પ્રભાતે ધન્ય બને છે.

વસંતના એક સુરમ્ય પ્રભાતે ગામબહાર કે શહેરબહાર, ધાન્યથી લચી પડતી સીમમાં કે, નદી કિનારે ફરવા નીકળો અને જુઓ કે કુદરતી સૌંદર્ય કેટલું ખીલી રહ્યું છે!

વસંતના એક સુરમ્ય પ્રભાતે ધાન્યથી લચી પડતી સીમમાં ફરવા જવાની આપણને બહુજ મઝા પડે છે. ધાન્યથી ભરેલાં ખેતરો જાણે મોતીના દાણાથી ભરાયેલાં હોય એમ લાગે છે. તેમનો રંગ ઘણો જ મનોરંજક લાગે છે. ખેતરમાં પ્રવેશ કરતાંની સાથે જ બોલી જવાય છે, 'કેવું સુંદર ઈશ્વરી સૌંદર્ય!' અને આપણને વિચાર આવે છે, કે "શું સ્વર્ગમાં આવું સૌંદર્ય હશે?' નહિ હોય! આવું સૌંદર્ય સ્વર્ગમાં પણ નહિ હોય!!

ખેતરો જાણે કે ચાદર પાથરી તેમાં મોતીના સાથિયા પૂર્યા હોય એવાં લાગે છે. બારીક નિરીક્ષણ કરતાં ખેતરોથી બનેલા જુદા જુદા આકારો કુદરતી આકારો હોય એમ લાગે છે. ઊંચા ઊંચા તાડનાં ઝાડો તથા પાસેના પર્વતો એકબીજા સાથે વાતો કરતાં હોય એમ લાગે છે!

વસંતના એક સુરમ્ય પ્રભાતે શહેર બહાર કે નદી કિનારે ફરવા જવામાં આપણને ખૂબ જ આનંદ થાય છે. કિનારાનાં વૃક્ષો આપણને પ્રેમપુર્વક ભેટવા, નમી નમી આવકાર આપી બોલાવતાં હોય એમ લાગે છે! તેઓ જાણે નદીમાં ડોકિયું કરી પોતાનો દેખાવ જોઈ રહ્યાં હોય એમ લાગે છે! બગલાઓ જાણે પ્રભુના મહાન ભક્ત હોય અને પ્રભુભક્તિમાં તલ્લીન થઈ ગયા હોય તેમ હાલ્યા ચાલ્યા વિના ઊભા રહે છે! પુલ ઉપરથી માણસો તેમજ બીજાં અનેક વાહનોની થતી આવજા પણ અતિ ભવ્ય લાગે છે. નદી કિનારે ઊભા રહેવાથી નાની મોટી સોનેરી માછલીઓનાં અનેક ટોળાં તરતાં માલૂમ પડે છે. તેઓ જાણે બહુજ આનંદમાં આવી ગઈ હોય તેમ આમથી તેમ પોતાના સુકોમળ અવયવોને હલાવી, થોડીવાર ઊંડા પાણીમાં જાય છે, તો કોઈવાર કિનારે આવે છે. આ જોઈ વિચાર આવે છે કે જો હું માછલી હોત તો નદીના ઊંડા પાણીમાં તરવાની કેવી મઝા આવત!

ખળખળ અવાજ કરી વહેતી સરિતા જાણે પોતાના પ્રિયતમને મળવા ઘેલી બની ગઈ હોય અને તેને મળવા ઘણાજ વેગથી દોડતી હોય એમ લાગે છે!

ગામની બહાર નીકળતાં જ ગાયોનાં ધણ નજરે પડે છે. તેમના ગોવાળો તેમને સાદ પાડી આમથી તેમ હાંકે છે. કેટલાક આળસુ વિદ્યાર્થીઓ મોડું થઈ જવાથી નિશાળે જવા દોડતા માલૂમ પડે છે. ઉદ્યોગી ખેડૂતો ખેતરોમાં કામ કરતા દેખાય છે, પરંતુ કેટલાક

આળસુ ખેડૂતો તો પોતાને ખેતરે જતા માલૂમ પડે છે.

ગામનાં મંદિરોમાં ઘંટનાદ થઇ રહ્યો હોય છે. આરતી ઊતરતી હોય છે. કેટલાક ધર્મશ્રદ્ધાળુઓ મંદિરમાં ઈશ્વરનું દર્શન કરવા જતા માલૂમ પડે છે. પ્રસાદ મળશે એ લાલચે બાળકો પોતાની રમતો પડતી મૂકી મંદિર તરફ દોડતાં માલુમ પડે છે. પ્રસાદ મળી રહ્યા પછી "બાવાજી જે સીતારામ" કહી બાળકો ભાગી જાય છે.

ગામ નજદીકના તળાવ તરફ દૃષ્ટિ કરતાં, આખું તળાવ જાણે કીમતી રત્નોથી જડી કાઢ્યું હોય એમ લાગે છે! જ્યારે સૂર્યનાં મૃદુ કિરણો પાણીપર પડે છે, ત્યારે આખું તળાવ જ સોનેરી બની જાય છે! તળાવમાં નાનાંમોટાં અસંખ્ય જળચર પ્રાણીઓ તરતાં માલૂમ પડે છે. કેટલાક આનંદી માણસો તળાવમાં સ્નાન કરતા જોવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના માથાપર અદ્ધર પાણીનાં વાસણો મૂકી ઘર તરફ જતી દેખાય છે.

આ આખું દૃશ્ય જોઈ કવિઓ સુંદર કાવ્ય લખશે, કલાકારો સુંદર ચિત્રો દોરશે, લેખકો શબ્દચિત્ર આંકશે, અને કોઈ નહિ તો સામાન્ય માણસ પણ હૃદયચિત્ર તો આંકશે જ.

---

# ચાંદની

ડૉ. વસંત અવસરે

ઢંકે ન છાયા કૃષ્ણમેઘની નીલ નભસ્થિત ચંદ્રબિંબ પર,
ફરી પ્રકાશે મયંક ઉજ્જ્વલ, પૌરુષ ભાળે મળે પરાભવ. ૧

પૂર્ણ નિરાશા સમ આ શ્યામલ તરુપર્ણોની પાર્શ્વભૂમિ પર,
પ્રેમતણાં મૃદુ સ્વપ્ન સમા શાં કુસુમ ખીલ્યાં કમનીય સુકોમલ. ૨

શુભ્ર પયશિલા ચંદ્રસુધા પી યોગ્ય અંતરે ઊભી મારગે,
બાળક મનની સ્વપ્નસૃષ્ટિની હસતી દિવ્ય પરીઓ જાણે. ૩

અને જલધિના ફેનરાશિથી પ્રકટે નર્તનમસ્ત અપ્સરા,
હસતી તરંગ ચડતી, રમતી ઝીલે કુંળી પ્રકાશ ધારા. ૪

ત્યાં જ રૂપેરી મધુર ચાંદની લપાય કાળા વાદળપુંજે,
મુજ મન બોલ્યું, "જીવનસુખપળ હશે શું ચંચલ અવનિનિકુંજે?" ૫

# કોના વાંકે?

માધવજી રામજીભાઈ ઠક્કર
ધોરણ સાતમું.



ટન......ટન......ટનટનટન...ટન...ટન......

'જીવન મિલમાં મજૂરોને છૂટવાનો ઘંટ પડયો. આપણી મિલમાં આ ઘંટ મજૂરોનો ખરો મિત્ર હતો. આખા દિવસની કારમી મજૂરી પછી અને મુકાદમોની બિભત્સ ગાળો ખાધા પછી, તેમની દયાજનક હાલત જોઈને ઘંટના હૃદયની લાગણીનો બંધ તૂટી જતાં, તે પુકારી ઊઠતો.

ટન......ટન......ટનટનટન...ટન...ટન......

આ ઘંટ મજૂરોનો ખરો મિત્ર હતો! દરવાજા ઉપરના ઘુમટમાં આ ઘંટ ચોવીસ વર્ષથી રહેતો હતો. તેણે પોતાની નજર નીચેથી અનેક સશક્ત યુવાનોને મિલમાં વખતસર કામપર જતાં જોયા હતા તેણે અકાળે વૃદ્ધ થયેલાં, ચગદાએલાં, અકસ્માતથી ઘાયલ થયેલાંઓને બહાર જતાં જોયા હતા. આજે પણ તે પુકારી ઊઠયો.

ટન......ટન......ટનટનટન...ટન...ટન......

મજુરોના ટોળેટોળા મિલના દરવાજેથી બહાર નીકળ્યા. ઘંટ આજે પણ બધાંને જતાં જોઈ રહ્યો.

મજૂરો પોતાની ખોલી પર ઉતાવળે ઉતાવળે વાતો કરતાં જવા લાગ્યા. મગન પણ ઉતાવળેથી પોતાની ખોલી ઉપર જતો હતો. ઓચિંતો પાછળથી કોઈએ તેનો ખભો પકડયો. મગને જોયું તો તે સિકંદર હતો.

'સલામ આલેકુમ' મગને કહ્યું.

'સાલે ગધ્ધે, પૈસા કબ દેગા', સિકંદરે બરાડો પાડી કહ્યું.

'જનાબ, થોડા જ દિવસમાં આપી દઈશ'. ધ્રૂજતાં ધ્રૂજતાં મગને કહ્યું ને ગજવામાંથી વ્યાજના પાંચ રૂપિયા સિકંદરને આપ્યા.

'કિતને દિન હુએ'? અબ જલદી નહીં દિયા તો યાદ રખના......વ્યાજના પૈસા ગજવામાં સેરવી, ધમકી આપી સિકંદર ચાલ્યો ગયો.

એક દિવસ તેની મંછીની માંદગીમાં દવા માટે તેણે પચીસ રૂપિયા સિકંદર પાસેથી લીધા હતા અને વ્યાજ ફકત મહિનાનું પાંચ રૂપિયા હતું. આજે પગારનો દિવસ હતો. ચાલીસ રૂપિયાના પગારમાંથી વ્યાજના પાંચ રૂપિયા સિકંદર લઈ ગયો. પાંચ રૂપિયા ભાડામાં જશે. વીસ રૂપિયામાંથી ચાર પેટ મહિનો દહાડો કેમ કઢાશે? કાળા બજારમાં વેપારીઓએ ભાવ વધારી રાખ્યા હતા અને માપનું'પીનું' અનાજ છઠ્ઠે દિવસે ખલ્લું. શું એક દિવસ ભૂખ્યા રહેવું! પોતે અને મંછી તો ઠીક, પણ કમુ અને મનુનું શું? તે કોમળ અને ગભરૂ બાળકો કયાંથી ભૂખ્યાં રહી શકે? પહેલાં કેવું હતું? અને આજે લડાઈ પછી કેવું! જો લડાઈ ન થઈ હોત તો! આ લડાઈએ બધાંને બાપલા કરી દીધાં છે. જાણે પાંખ વિનાના પંખી.

"મનુ, ઓ મનુ, જરા પાણી લાવ તો, હાથપગ ધોઈ લઉં," ખોલી આવતાં મગને બૂમ પાડી.

"લાવ્યો બાપુજી", કહેતોક નાનકડા મનુએ પાણીનો લોટો મગનને આપ્યો, હાથપગ ધોઇ મગન ખોલીમાં ગયો. 'ચાલો ઊઠો, જમી લ્યો.' મંછીએ થાળીમાં પીરસતાં કહ્યું.

"આ શું ? ખાવામાં ખાલી રાબ ?" ભાણામાં ફક્ત રાબ જોઈ મગને ચિડાઈને કહ્યું.

"તો બીજું હોય શું ? મા૫ખ'ધીનું અનાજ ગઈ કાલે જ ખલાસ થઈ ગયું. બીજું લાવે ક્યાંથી ? આ તો પેલી લખીને ત્યાંથી થોડાક ચોખા લાવી એટલે રાબ થઈ. નહીં તો ખાત શું, મારૂં કપાળ ?" અંતરની વરાળ કાઢવતાં મંછી બબડી.

"શું કહ્યું ? હા, હા, તારૂં જ કપાળ ખાત". ચિડાયેલો મગન વધુ ચિડાયો. ક્રોધાવેશમાં મંછીને બે ધોલો મારી દીધી. મંછી રડી પડી. માતાને રડતી જોઈ બાળકો પણ રડીને માતાની સોડમાં લપાવા લાગ્યાં. બધાંને રડતાં છોડી ભૂખ્યો મગન ચાલ્યો ગયો.

ઘરેથી લડીને નીકળેલો મગન ભૂખ્યો હતો. ચિડાયેલો મગન મનપરથી કાબુ ગુમાવી ભાન વિના આગળ વધ્યા કરતો હતો. તેવામાં તેના મિત્રો મળ્યા ને......અશાંત મગજને શાંત કરવા મગન તેમની સાથે પીઠામાં ગયો. ને પછી......મોડી રાત્રે ખીસ્સાં ખાલી કરી બહાર નીકળ્યો. લથડિયાં ખાતો, આમતેમ ભટકાતો, મગન ઘર તરફ જઈ રહ્યો હતો, ત્યાં તો એક મોટરનો અવાજ સંભળાયો. તે બાજુએ ખસવા ગયો પણ દારૂના પ્રતાપે તેનાથી ન ખસાયું ખડખડાટ કરતી મોટર તેની ઉપરથી ફરી ગઈ અને તે પડ્યો.

મધરાતનો સમય હતો. નિર્જન રસ્તો હતો, એટલે મોટર......છૂમંતર થઈ ગઈ અને મગને થોડીવાર તરફડિયાં માર્યાં ને આખરે તેનો આત્મા પરમાત્માને મળવા ઊપડી ગયો.

થોડીવાર પછી એક બીજી મોટર આવી. ડ્રાઇવરે પ્રકાશમાં એક વસ્તુને પડેલી જોઈ. તેણે મોટર ઊભી રાખી ને મગનના મૃતદેહને પોલિસ સ્ટેશને પહોંચાડ્યો.

બીજે દિવસે સવારે મગનના મરણના સમાચાર જાણ્યા ત્યારે આખી રાત રાહ જોતી જાગતી બેઠેલી અસ્વસ્થ મંછી આનું કારણ પોતાને માની બેઠી. ને તેનું ચક્કર ઘૂમી ગયું. આજે કોઈ જાણતું નથી કે મનુ-કમુનું શું થયું. પણ ફક્ત એક ગાંડી કોઇ વસ્તુની શોધમાં ગામમાં ઘૂમ્યા કરતી દેખાય છે.

---

પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય-આનંદનો ઘટ
અશ્રુપણ, ધરતી-તીરે પ્રગટાવ, મહાનદ !

—સુન્દરમ્

# માઉન્ટ આબુની યાત્રાએ

કનુભાઈ મગનલાલ પટેલ
ધોરણ પાંચમું.



જીવનમાં ઘણીવાર જુદા જુદા પ્રવાસો કરવાનો લહાવો મળે છે. તેમ અમારા વર્ગને 'આબુ'ના પ્રવાસે જવાનો લહાવો મળ્યો.

રવિવારનો દિવસ હતો. અમારી શાળાના વિશાળ ચોગાનમાં જાતજાતના હર્ષનાદો થતા હતા. એ નાદો અમારા પ્રવાસે જનારા ભાઈબ્હેનોના હતા.

અમારો વર્ગ નાસ્તો લઈ ઓબ્જેર્વેટરી સ્ટેશને પહોંચ્યો. આગગાડી ઊભી હતી. અમે તેમાં જગા મેળવી. થોડા સમય બાદ આગગાડી ઊપડી.

આગગાડી આગળ ને આગળ ધપે જતી હતી. કોઈ ડબ્બામાં ગાયન ગાતું હતું. તો કેટલાક બારી બહાર ડોકું કાઢી કુદરતનું રસપાન કરતા હતા.

નિદ્રાદેવીએ પોતાનું કામ શરૂ કર્યું, ધીરે ધીરે બધા નિદ્રાદેવીને ખોળે આધીન થયાં.

'ચાય, ગરમા ગરમ ચાય'નો અવાજ આવ્યો. અમે સૌ જાગી ગયા. ખબર પડી કે અમદાવાદ સ્ટેશન આવી ગયું. અને અમે ત્યાંથી ગાડી બદલી અને 'બાપુ' ની ગાડીમાં બેસી સવારે આબુરોડ સ્ટેશને આવી પહોંચ્યા.

આબુરોડથી મોટરમાં બેઠા. મોટર ડુંગરાઓને પાછળ મૂકી પૂરપાટ દોડે જતી હતી. બે કલાકમાં અમે ઉપર ચઢી ગયા. શાંતિસદનમાં અમે અમારું રહેઠાણ નક્કી કર્યું. નાહીધોઈને આબુમાં અમે પહેલું જમણ કર્યું.

આબુની વસ્તી ખાસ કરીને લાલ પીળા ફેંટા-વાળા મારવાડીઓથી ભરપૂર છે. અમે ગયા ત્યારે 'હોળી'નો તહેવાર ચાલતો હતો. તેઓ આ ઉત્સવને ખૂબ ધામધૂમથી ઊજવે છે.

આબું તો તેનાં સુંદર સ્થળો માટે અને હવા ખાવાના સ્થળ તરીકે અગ્રસ્થાન ભોગવે છે. ત્યાંના એકેએક સ્થળની અમે મુલાકાત લીધી હતી.

સાંજના પાંચ વાગે અમે 'સન સેટ' પોઇન્ટ પર સૂર્યાસ્ત જોવા ગયા.

ગિરિવરોની હારમાળાઓ વટાવી અમે આશરે પાંચસો ફૂટ ઉપર આવ્યા. અમે જોયું તો સૂરજદાદા ડૂબી જવાની તૈયારીમાં હતા.

આસપાસનો દેખાવ અતિ રમ્ય લાગતો હતો. આજું બાજું ધુમસ બધે છવાઈ ગયું હતું. ગિરિવરોની હારની હાર ક્ષિતિજ સાથે મળી જતી દેખાતી હતી.

સૂરજદાદા નીચે ને નીચે ઊતરવા લાગ્યા. આખરે થોડા થોડા અલોપ થતાં કલિંગરની ચીર જેટલા રહ્યા ત્યારનું દશ્ય ખૂબ રમ્ય લાગતું હતું. એક ક્ષણમાં સૂરજદાદા અમને મૂકી ચાલ્યા ગયા. આઠ વાગે અમે ભોજન કરી સુઇ ગયા.

સવારના જમણ લઈ અમે આબુ ફરવા નીકળ્યા. નખી તળાવને કિનારે આવી જોયું તો તેનું શીતળ અને સ્વચ્છ પાણી શાંત હતું. નાની નાની નૌકાઓ તળાવમાં વિહાર કરી રહી હતી. અમે બધાએ રાત્રે

પૂર્ણિમા હોઈ નૌકાવિહાર કરવાનો વિચાર કર્યો.

ચાર વાગે અમે 'ટોડરૉક' જવા નીકળ્યા. રસ્તો ઉપર ચઢવાનો હતો. મહામુશીબતે અમે બધા ઉપર ચઢી ગયા. એક ખડક છે. તેનો આકાર દેડકા જેવો છે. તેની ટોચ ઉપર શ્રી. પીરુભાઈ, શ્રી. અમુભાઈ અને હું ચઢી ગયા. બીજા ભાઈઓ આવી શક્યા નહીં. ત્યાંથી આબુનો ઘણો ખરો ભાગ દેખાતો હતો. સાત વાગે અમે અમારા મુકામે પાછા આવ્યા.

રાત્રે ભોજન લીધા બાદ અમે નૌકાવિહાર માટે તૈયાર થયા. નખી તળાવે જઈ, અમે ત્રણ નૌકા ભાડે કરી અને વિહાર કરવા લાગ્યા.

ચંદ્ર સોળે કળાએ પ્રકાશ્યો હતો. તેનાં શીતળ કિરણો તળાવના જળની નાની લહરી સાથે રમત કરતાં હતાં. અમારી નૌકાઓ મંદ ગતિએ આગળ વધતી હતી. આશરે એક કલાકના વિહાર બાદ, અમે પાછા આવ્યા. સંગીતની ધૂન સાથે કરેલો આ નૌકાવિહાર જીવનમાં ચિરસ્મરણીય રહેશે.

બીજે દિવસે અમે દેલવાડાનાં પ્રસિદ્ધ દહેરાં જોવા ગયા. લગભગ બાર વાગે અમે ત્યાં પહોંચ્યા.

એવાં એ દહેરાં જોઈ મનમાં થયું કે આને બનાવનાર સલાટો કેવા હશે. કેવી અદ્ભુત કારીગીરી!

દેરાણી જેઠાણીના ગોખલાઓની કારીગીરી જોઈ આપણે જરૂર છક થઈ જઈએ છીએ. ત્યાંથી બે વાગે અમે મુકામ ઉપર આવ્યા. જમ્યા બાદ આખો વખત આરામ કર્યો.

સવારે અમે ગુરુશિખર જોવા ગયા. અમે થાક્યા વગર હોંશે હોંશે ઉપર ચઢી ગયા. ગુરુશિખર એ આબુનું સૌથી ઊંચામાં ઊંચું શિખર છે. ત્યાંથી આખું આબુ શહેર બરાબર નજરે પડે છે. ત્યાંથી ત્રણ વાગે અમે અચલગઢ ગયા. અચલગઢમાં જૈનોનાં સુંદર દહેરાં છે. લોકો તરફથી એમ સાંભળ્યું છે કે રાજા અચલસિંહ એક સાથે ત્રણ પાડાને વીંધી નાંખતો. તેની યાદમાં તળાવને કાંઠે ત્રણ પાડા ઊભા કરવામાં આવ્યા છે. સાત વાગે અમે પાછા ફર્યા.

બીજે દિવસે સવારે ગૌમુખી જોવા ગયા. ત્યાં ગાયના મુખમાંથી પાણી નીકળી કુંડમાં પડે છે. આ દૃશ્ય ઘણું સુંદર છે. બપોરનો સમય લગભગ આરામમાં ગાળ્યો. ચાર વાગે ઘોડેસ્વારી કરી. ત્યારબાદ જમણ કરી સૂઈ ગયા.

બીજે દિવસે અમે આબુ છોડ્યું. આબુ રોડ સ્ટેશને આવ્યા. ત્યાંથી અંબાજીના દર્શને ગયા. લગભગ ચાર વાગે સ્ટેશને પાછા આવ્યા, અને ત્યાં લૉજમાં જમણ કરી રાતની ગાડી પકડી.

શનિવારની રાત્રે અમે નિશાળમાં પગ મૂક્યો.

# દરિયો

કિરીટકુમાર ચંપકલાલ જાની
ધોરણ બીજું.



અમારી હાઈસ્કૂલથી થોડેક દૂર અરબી સમુદ્ર ઘુઘવાટા કરે છે. અને તેને કિનારે વરસોવા નામનું ગામડું વસેલું છે.

જ્યારે ભરતી હોય ત્યારે સાગરનાં મોજાં ગાતાં, ગાતાં આવતાં હોય એવું લાગે છે. અને જ્યારે ઓટ હોય ત્યારે મોજાં જતાં હોય તે જોવાની પણ મજા પડે છે.

જ્યારે વહાણવટીઓ વહાણ લઈ ફરવા નીકળે છે, ત્યારે બહુ સુંદર લાગે છે. માછીમારો જાળ લઈ માછલી પકડવા જાય છે, ત્યારે માછીમારોના છોકરા પણ તેમની સાથે ફરવા જાય છે.

વર્ષાઋતુને દિવસે વરસાદ વરસવાનો હોય અને દરિયાના મોજાં ઊછળનાં હોય તે પણ બહુ સુંદર લાગે છે.

દરિયો ચોમાસામાં ખૂબ પાણીથી ભરપૂર હોય છે. તે દિવસોમાં દરિયો બાજુના ઝૂંપડાંને નુકસાન પહોંચાડે છે.

તોફાની દરિયો કેટલાંય ડુંગર જેવાં મોટાં જહાજોને પણ ડુબાડી દે છે. ભરતી વખતે લોકો ઉનાળામાં દરિયામાં નહાવા જાય છે. તે પાણીમાં કેટલાક ખૂબ દૂર જાય છે, કેટલાક નજીક નહાય છે. આ રીતે દરિયાની સહેલ કરે છે. અમારી સ્કૂલમાં શ્રી. રઘુનાથ શાસ્ત્રી કરીને એક ડૉક્ટર આવ્યા હતા. તેમણે પાણીમાં નહાવાથી થાક ઊતરી જાય છે એમ કહ્યું હતું. દરિયા કાંઠે ખૂબ વસ્તુઓ મળે છે. છીપલા, શંખ અને કોડી જેવી નાની વસ્તુઓ પણ દરિયા કાંઠેથી મળી આવે છે. દરિયા કાંઠે ફરવાથી ઘણા ફાયદાઓ થાય છે.

૧ શરીર તંદુરસ્ત રહે છે.

૨ ચોખ્ખી હવા મળે છે, તેથી ફેફસાં મજબૂત બને છે.

૩ ફરતાં, શંખ છીપલાં જેવી વસ્તુ જોવા મળે છે.

૪ કુદરતી સૌંદર્ય જોવા મળે છે.

૫ જાત જાતનાં પક્ષીઓ જોવા મળે છે.

૬ ડૂબતો સૂર્ય દેખાય છે.

૭ સમી સાંજે માળા તરફ જતાં પંખીઓ દેખાય છે.

પૂનમની રાતે કેટલાય લોકો દરિયા કાંઠે ફરવા જાય છે. ત્યાં બાર વાગ્યા સુધી રહીને પાછા ફરે છે. ત્યાં ખૂબ મજા આવે છે.

ત્યાં કેટલાક ગાનારા, ચીખળીખોર, ગ્રામોફોન, નાનો રેડિયો વગેરે ગમ્મતનાં સાધનો પણ લઇ જાય છે. પૂનમની રાતે ઘણા લોકો હોડીમાં બેસી ફરવા જાય છે. ચાંદની રાતે પાણી, ઝાડ, હોડી, માણસો વગેરે ચાંદી જેવું લાગે છે.

# અમારા જીવાકાકા

રમેશ અમૃતલાલ ચંચાણી
(ભૂતપૂર્વ વિદ્યાર્થી)

***

એ હતા અમારા જીવાકાકા. ગામડામાં જન્મેલા, ગામડામાં જ ઉછરેલા અને ગામડામાં જ મરી ગયેલા. તેમણે પોતાનું આખું જીવન ગામડામાંજ તેમજ તેની સેવામાં આપી દીધું હતું. તે દિલના ઉદાર તથા ભલા હતા. તેમને બાળકો બહુ વહાલાં હતાં.

રોજ રાત્રે તે આસપાસનાં બાળકોને બોલાવતા અને તેમને વાર્તા કહેતા. જીવાકાકા બાળકોની સાથે બાળકો બનીને જ રહેતા. વળી તે બાળકોની સાથે 'સંતાકુકડી' 'ચણ ચણ બગલી' અને બીજી ઘણી રમતો રમતા.

રોજ અંધારુ થાય ને બાળકો કહેતાં, "કાકા, આજે મૂર્ખાની વાર્તા કહો". "ઠીક ભાઈ, મૂર્ખની વાત કહું." એમ કહીને કાકા મૂર્ખાની વાતો કહેતા, અને બાળકોને ખૂબ રાજી કરતા.

વળી નાનાં બાળકો કાકાને ખભે ચડીને મૂછ ખેંચતા, તો કોઈ દાઢી ખેંચતું. કોઈ કોઈ વખત કાકા બાળકોને ગળ્યું ગળ્યું ખાવાનું આપતા અને તેમને રાજી રાખતા.

કોઈ રાતે દશ દશ વાગ્યા સુધી, કાકા અમારા ભેગા જ રહી જાય, ત્યારે જીવીકાકી બહાર આવતાં ને કહેતાં, "આવડા મોટા થયા તો પણ સ્વભાવ તો બાળક જેવો જ રહ્યો. ચાલો ઘરમાં." આમ કોઈ કોઈ વખત કાકી મહેણું મારતાં, પણ કાકાની એ બહુ જ સંભાળ લેતાં.

કાકાને એકાંતવાસ ગમતો. તેઓ પ્રકૃતિમાં સમય ગાળતા. પક્ષીનો કલ્લોલ તથા કિલકિલાટ, નદીના ઉછાળાટ અને કોયલનો ટહુકાર કાકાને બહુ ગમતાં.

એક દિવસ એ ગરીબ પણ દિલના ધની અમારા કાકા આ ફાની દુનિયામાંથી અદૃશ્ય થઈ ગયા. એક દિવસ સાંજે, મેં બધાંને રડતાં જોયાં. મેં રડવાનું કારણ પૂછ્યું; પણ કોઈએ કહ્યું નહીં. છેવટે, હું કાકાના ઓરડામાં ગયો. ત્યાં તેમનું પ્રાણહીન શબ પડ્યું હતું. હું સ્થિર નયને આ દૃશ્ય જોઇ રહ્યો અને મારી આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં.

કાકાને અમે સ્મશાનભૂમિમાં લઈ ગયા. કાકાને એક ચિતામાં સુવાડવામાં આવ્યા અને પછી ચિતા સળગી. થોડી વારમાં જ્વાળા આકાશ તરફ પહોંચી. કાકાનું શરીર રાખ થવા લાગ્યું. હું અનિમિષ નયને આ દૃશ્ય જોઈ રહ્યો. "મૃત્યુ મરી ગયું રે લોલ."

---

" પૂર્વ અને પશ્ચિમ, સ્વજાતિ અને પરજાતિ એ આત્માને માટે નથી. તે તો સદા વિવસન રહે છે – આ બધા તો માયાના વેશ છે. જેણે વિશ્વભુવનમાં ઘર બાંધ્યું, તેને તો સદા બધું પરિચિત જ છે, તે તો પ્રેમનો તીર્થયાત્રી છે, તેને વળી પોતાનો દેશ કેવો ?

— રોમાં રોલાં
(તીર્થ સલિલ. પૃ. ૪૭)

# કાબેલ કપ્તાન

નટવરલાલ પ્રાણશંકર જાની
ધોરણ પાંચમું.



"ધર્મ નાવે નાવિક બેઠો, સપ્તસિંધુ માંહી,
સરદાર, ગાંધી વીર જવાહર, ચાળીશ કોટી માંહી."

આ નાવ એટલે કંઈ નાનીસુની નાવ નથી. અને આ સિંધુ ? એને તો નથી આદિ અને નથી અંત. એ સિંધુ દરેક માણસને સુંદર (મોહક) લાગે છે છતાં અતિ ભયંકર છે. દરેક માણસ એમાં ડૂબે છે.

આવા મોટા સાગરમાં નાવ ચલાવનાર માણસો કેટલા કાબેલ હશે ! એનો તો ખ્યાલ માત્ર કરવો એ પણ અઘરૂં છે. આ ચાળીશ કોટી માનવોમાં, હિંદુસ્તાન દેશરૂપી સિંધુમાં સરદાર અને જવાહર આજે નાવ હંકારી રહ્યા છે. એમનો વળી એક બીજો મિત્ર—દુનિયાનો સર્વશ્રેષ્ટ કપ્તાન નાવ ચલાવતાં જ મરણ પામ્યો અને તે કપ્તાન તે આપણા વિશ્વવંદ્ય ગાંધીજી.

આ દુનિયા રૂપી મહાસાગરમાં, ઊછળતાં હિંસા અને અસત્ય રૂપી મોજાં અને ખડકોમાંથી પોતાની નાવનો માર્ગ કરતાં પૂ. બાપુએ પોતાનો પ્રાણ અર્પી દીધો. આજે બાકી રહેલા બે કપ્તાનો બન્ને પોતાનો માર્ગ કાઢી લે છે છતાં એમને આ માણસની ખોટ તો રહે છે જ.

આ ખડકો અને ખાઈઓ સમા અંધાધૂંધીના વાતાવરણમાં પણ તેઓ પોતાની નાવ હંકાર્યે જ જાય છે.

આવા માણસો પાસે પહેલાં નાવ પણ હતી અને તેમનામાં કામ કરવાની તાકાત પણ હતી. છતાં ત્યારે એ દરિયામાં એવી મોટી મગરમચ્છો પડી હતી કે જે નાવને શરૂ થતાં જ અટકાવી દેતી હતી અને કપ્તાનોનો જીવ લેતી. પરંતુ આ કપ્તાનો તો એનાથી પણ બળવાન નીકળ્યા. એમણે એ મગરમચ્છોને માટે પણ દરિયામાં સ્થાન ન રહેવા દીધું. તેમને પકડી બહાર ફેંક્યા.

ખરેખર ! માણસ ધારે તે કરી શકે છે. એ ધારે તો કુદરત પર પણ વિજય મેળવી શકે છે અને ગમે તેવી મુશ્કેલ વસ્તુઓને પણ સરળ બનાવી પોતાનું કામ કરી શકે છે.

હે પ્રભુ ! તું આવા કપ્તાનોને યુગો યુગ માટેનું જીવન દાન અર્પ. બલ્કે એનાથી પણ વધુ શક્તિશાળી અને આત્મબળવાળા કપ્તાનો આ દુનિયાને આપ. આ સંસાર સાગર કોઈ જુદા જ સ્વરૂપમાં આવી નવું નામ ધારણ કરે એવું તું કર, કે જેમાં બધાં જ – આબાલવૃદ્ધ–મગરમચ્છ કે ખડકની બીક વિના સુખચેનથી જીવન ગાળી શકે.

# ફાટેલા ચંપલની આત્મકથા

કાન્તિલાલ ચુનીલાલ શાહ
ધોરણ પાંચમું.



અમારી ક્રિકેટની ફાઇનલ મેચ જોવા હું પબ્લિક સ્કૂલના મેદાન ઉપર ગયો હતો. પરંતુ મારું હૃદય તેના તરફ પ્રેરાયું નહીં. તેથી હું બાજુના ખૂણામાં ઊભો ઊભો મારા ભવિષ્યના તર્કવિતર્કનો ખ્યાલ કરતો હતો. તેવામાં મને બાજુમાંથી કોઈ બોલાવતું હોય તેવો ઝીણો અવાજ આવ્યો. હું એ અવાજની દિશામાં થોડુંક ચાલ્યો, અને જઈને જોઉં તો એક ચીંથરેહાલ થઈ ગયેલી ચંપલ મને કંઈક કહેવા આતુર હતી. હું ત્યાં જઈને ઊભો રહ્યો તો તે બોલી........

"હે! વહાલા પથિક, તું જેમ તારા ભવિષ્યના વિચારમાં ડૂબી રહ્યો છો તેમ હું પણ મારી બાલ્યાવસ્થા વિચારું છું. જો સાંભળ......મારો જન્મ એક સુંદર પચરંગી હરણના ચામડામાંથી થયો હતો. મારો જન્મ થતાં જ મારી માતા તરત જ મૃત્યુ પામી. હું તેના વિયોગમાં રડતો, તેના શરીર ઉપર વીંટળાઇ પડ્યો હતો, ત્યાં એક ચમારે આવી મારી માતા ઉપરથી મારું શરીર ઉપાડ્યું, અને મને તે પોતાના ઘરે લઈ ગયો. ત્યાં એણે મને સાફ-સુફ કરી મનોહારી, રમણીય પચરંગી ચંપલ બનાવી. મારા શરીર ઉપર અનેક સાધનો વડે આકર્ષક ભાત કાઢી. આ ભાત કાઢયા પછી એ ભાઈ તો બહુ જ આનંદ પામ્યા, પણ મારા શરીરને ઘણું દુઃખ થયું. પછી તો તેણે પૉલીશ વગેરે અનેક જાતની ક્રિયા મારા ઉપર કરી અને મને એક સુંદર "અહિંસક" ચંપલ બનાવી.

ત્યાર પછી તે ચમારે મને એક જાણીતી કંપનીમાં મોકલી દીધી. ત્યાં મને એક કારીગરે ફરી સાફસુફ કરી અને ચકચકિત બનાવી દીધી. ત્યાર પછી એક સૌથી સુંદર કબાટમાં મને મારા ભાંડુઓ સાથે વેચાણ માટે મૂકી. કબાટમાં લગભગ મારા જેટલી એક પણ સુંદર ચંપલ ન હતી.

લગભગ તમારા દિવાળીના તહેવારો ચાલતા હતા. અનેક રંગ-રાગ ચાલતા હતા, લોકો સારાં કપડાં પહેરી ફરતા હતા. આવા વખતમાં અચાનક એક ફેશનેબલ મોટર અમારી સુશોભિત દુકાન આગળ આવી. તેમાંથી રૂપરૂપના અંબાર જેવી, પૂનમના ચાંદ જેવી એક સ્ત્રી અને તેનો પતિ અમારી દુકાનમાં ચંપલ લેવા આવ્યાં. પહેલાં તો તેઓ દુકાનના અંદરના ભાગમાં ગયા. ત્યાંથી ચંપલના અનેક કબાટો જોતાં જોતાં તેઓ મારા કબાટ નજીક આવી પહોંચ્યાં.

ચંદ્રિકા મને જોઈને મારા ઉપર મોહી પડી, અને એનું રૂપ જોઈ હું તેના ઉપર મોહી પડી. આમ અમારા વચ્ચે પ્રેમ બંધાવાથી તેણે મને ખરીદવાનું નક્કી કર્યું.

દુકાનદારે તો તેના સ્વાર્થની ખાતર મને, પોતાને ફાયદો થતાં પૈસાએ વેચી દીધી અને મને મારા ભાંડુથી છૂટી કરી માયાના બંધનમાં જકડી, માનવજાતના સમૂહમાં મોકલી દીધી.

હું તો હવે તે ચંદ્રિકાની દાસી બની. હું મારા ભાઈ-બહેનોને વિસરી ગઈ. માયાએ મને તેના

આનંદમાં મૂકી દીધી. દરરોજ હું તો તેની મોટરમાં બેસી સહેલગાહ કરવા જતી. કોઈ વખતે મને સુંદર સ્થળે, તો કોઈ વખતે મંદિરે, તો કોઈ વખત તેની બહેનપણીને ત્યાં પણ જતી. સૌ કોઈ શેઠાણી આગળ મારા વખાણ કરતાં, અને બીજી અનેક વાતો મારા સંબંધમાં પૂછતા. શેઠાણી તો મારા વખાણ સાંભળી ફૂલીને ફાળકો થઈ જતાં. આમ ને આમ બેએક મહિના ચાલ્યા ગયા, તેણે મારા ઉપર અતીવ પ્રેમ રાખ્યો. તે મને દરરોજ સાફસુફ રાખતા. આમને આમ આનંદમાં ને આનંદમાં મારા દિવસો પસાર થતા હતા. "પણ માનવ જાત તે માનવ જાત જ રહી." તેનામાં લોભવૃત્તિ થઈ. મને તજી બીજી કોઈક સુંદર ચંપલને ખરીદવા તે ચાલ્યાં.

બીજે દહાડે મેં જોયું તો તેમણે એક અનુપમ જોડી ખરીદી લીધી હતી. હું તરત સમજી ગઈ કે હવે મારૂ માન ઘટવાનું; બન્યું પણ તેમજ. એક દહાડો તેણે મને તેની નોકરડીના પંજામાં મૂકી દીધી. તેણે તો મારા રહ્યાસહ્યા હાલ પણ પૂરા કરી દીધા. તે મને ગમે તેમ વાપરતી. ધૂળમાં રગદોળતી, અને રસ્તે ચાલતાં મને પછાડતી. તેણે મને મોચી આગળ સમરાવી પણ નહીં. થોડા દહાડામાં વરસાદના દિવસો આવ્યા. એક દહાડો તે નોકરડી દરરોજની માફક મને પહેરી કામ માટે બહાર ગઈ. દરરોજની ટેવ કાંઈ એક દિવસમાં ભુલાતી નથી. તે જેમ તેમ ચાલતી હતી તેથી રસ્તા પરના કાદવમાં એનું શરીર મારા ઉપરથી સરકવા લાગ્યું અને ધબાક કરતી તે પડી. આજુબાજુના માણસો એકઠાં થઈ જવાથી મને એક બાજુએ ફેંકી તે ઘરે ચાલી ગઈ. આ બનાવ બન્યાથી મારી સખી પણ જુદી પડી ગઈ. ખરેખર, હવે તો હું મરવા પડી છું. આ તાપ પણ હવે હું સહન નથી કરી શકતી.

જા, ભાઈ જા! મારી માફક તું પણ અનેક સંકટમાં છે. હજી કેટલાંય સંકટો તારે સહન કરવાં પડશે. છેવટે તું પણ માયાની બંધનમાં જકડાઈ જઈશ." હું તેના જીવનની દુઃખમય વાતો સાંભળી ખરેખર ઘણો દુઃખી થયો. "પ્રભુ! અમારૂં જીવન આવું ન કરતો", એવી પ્રાર્થના કરી ઘેર પહોંચ્યો.

---

પ્રવાસી પરમાત્મના! પરમ સત્યના શોધક!
અનંત પથ પ્રેમમંગલ મહા પરિવ્રાજક!
અભીક-ઉર વિશ્વશાન્તિરણધીર ધર્મધ્વજ!
નમોનમઃ સહસ્ત્રશઃ! નમોનમઃ સહસ્ત્રશઃ!

—કરસનદાસ માણેક

# છોકરાઓની ચાલાકી

દેવીદાસ વિઠ્ઠલદાસ ઠક્કર
ધોરણ ત્રીજું



એક હતો કઠિયારો, તેને સાત છોકરા હતા. કઠિયારો રોજ જંગલમાં લાકડાં કાપવા જતો હતો, અને જે પૈસા મળે તે વડે ગુજરાન ચલાવતો હતો. એક દિવસ તેના સાતે છોકરાએ કઠિયારાને કહ્યું, "અમે લાકડાં કાપવા આવીએ? તો વધારે પૈસા મળશે." કઠિયારાએ હા પાડી અને કહ્યું, "ભલે, તમે પણ મારી સાથે લાકડાં કાપવા આવો." પછી છોકરાઓ પણ લાકડાં કાપવા ગયા. પણ તેઓ તો બાપ કાપે તેનાથી એક માઈલ દૂર જઈને કાપે. સાંજ પડી ગઈ હતી પણ છોકરાઓ તો લાકડાં કાપ્યા જ કરે. પછી તેઓ ઊંધે રસ્તે ચડી ગયા. ત્યાં તેમને એક મોટો રાક્ષસ મળ્યો. પાસે જ એક ઘર હતું. તેમાં છોકરાઓ ઘૂસી ગયા. પણ નસીબ ખરાબ હોવાથી શું થાય? તે તો રાક્ષસનું જ ઘર હતું. રાક્ષસની રાણીએ કહ્યું, "તમને કયાં સંતાડું?" તેને એક યુક્તિ સૂઝી. તેણે બેને મેડા ઉપર સંતાડ્યા. બેને આરામખુરશી નીચે સંતાડ્યા. બેને અનાજની ગુણમાં અને એકને રસોડામાં એમ બધાને સંતાડી દીધા. રાક્ષસ આવ્યો, "માણુસ ખાઉં, માણુસ ગંધાય," એમ બોલવા લાગ્યો. તે જઈને આરામખુરશી પર બેઠો. બે જણા પકડાઈ ગયા. પછી તે મેડાપર પોતાના સાત છોકરા માટે ફટાકડા લેવા ગયો. ત્યાં બે જણા પકડાઈ ગયા. પછી અનાજની ગુણ ખોલી તો બે જણા પકડાઈ ગયા, અને રસોડામાં ગયો, તો એક જણો પકડાઈ ગયો. સાતેને બહાર કાઢ્યા અને કહ્યું, "હું તમને ખાઈ જઈશ." તો તેની રાણીએ કહ્યું, "હમણાં નહિ ખાતા, એને જરા શીખંડપુરી ખવડાવો; પછી તાજામાજા થાય ત્યારે ખાજો." રાક્ષસે કહ્યું, "ભલે" પછી છોકરાઓને ખૂબ ખવડાવ્યું. પછી કહે, "હવે ખાઉં" પણ રાણીએ ના પાડી કહ્યું, "તેને રેશમી ગાદલા પર સુવાડો, પછી ખાઓ." છોકરા ગાદલા પર સૂતા અને કહ્યું, "મારા બાપદાદા પણ આવા ગાદલા પર નહિ સૂતા હોય." હવે રાક્ષસ છરો લઈને આવતો હતો. જે રાક્ષસના સાત છોકરા હતા તે બારીની પાસે સૂતા હતા, અને એની પાસે કઠિયારાના સાત છોકરા સૂતા હતા. કઠિયારાના છોકરાઓએ ઊઠીને રાક્ષસના છોકરાને પોતાની જગાએ સુવાડ્યા. અને પોતે બારી પાસે સૂતા. રાક્ષસ આવતો હતો ત્યારે પોતે સાતે જણ બારીમાંથી કૂદીને બહાર લપાઈ ગયા. અને રંગાઈને ઊંચાનીચા કરીને ભાગી ગયા. રાક્ષસે આવીને જે બારી પાસે સૂતા હતા, તે છોકરાઓને છરો માર્યો. આમ તેના સાતે છોકરા કપાઈ ગયા. તે પવનપાવડી લઈને ઊડ્યો. પછી નીચે ઊતર્યો. થાક ઉતારવા ઝાડ નીચે તે સૂઈ ગયો. છોકરાઓએ તેને ઘરે જઈને કહ્યું, "તમારો વર મંદો છે. તમે ગરીબ બની જાવ અને બધું ધન આપી દો." રાણીએ બધું ધન આપી દીધું. તે લઈ છોકરાઓ પોતાના ઘરે ગયા. અને બાપને બધી વાત કહી. બાપ બહુ રાજી થયો. તેણે કહ્યું, "તમે ખાઈને મોજમઝા કરો."

---

# ત્રણ ઋતુઓ

ધીરેન વાડીલાલ શાહ
ધોરણ સાતમું.



સાધારણ રીતે વર્ષના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. શિયાળો, ઉનાળો અને ચોમાસું, અને તે ત્રણેય ભાગના સામ્રાજ્ય દરમિયાન પૃથ્વી જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરે છે. આ રીતે સૃષ્ટિ સૌંદર્ય ત્રણ વખત જોવાનો લહાવો આપણને મળે છે. સાધારણ રીતે શિયાળો આપણા વર્ષનું પ્રથમ પગથિયું કહેવાય છે. કારણ કે દિવાળી એ આપણા વર્ષનો છેલ્લો દિવસ ગણાય છે અને ત્યાર પછી નવા વર્ષે શિયાળો શરૂ થાય છે.

શિયાળામાં, કડકડતી ઠંડી હોય, પવન પણ ઠંડો હોય, સવારે ઝાકળના ભારથી પૃથ્વી નમી પડતી હોય, ઝાડો પણ ઊભાં ઊભાં નહાતાં હોય. સૂર્ય પણ નમ્ર થઈ ગયો હોય છે અને પોતાનાં કિરણો ટૂંકા બનાવી દે છે. ખેતરમાં પણ પાક વાવવાની તૈયારીઓ ચાલતી હોયછે, માણસો પણ કસરત કરે છે અને શરીર સુદૃઢ બનાવે છે. ઝાડ ઉપરનાં ઝાકળનાં બિંદુઓ સૂર્યના તેજમાં મોતીની માફક ચમકતાં હોય છે. દૂર દૂર કોયલનો ટહૂકાર પણ સ્થાયી પવનમાં, અસ્ખલિત રીતે શાંત ઝરણાંની ગતિએ, આપણા કર્ણપટ પર રમતો હોય છે; આકાશમાં વાદળીઓનાં ટોળાંઓ રાસ રમતાં, પૃથ્વી પર પોતાનાં બધાં નીર ઠાલવીને, ધીમે મોંએ પાછાં ચાલ્યાં જતાં હોય છે. બધા લોકોમાં સ્ફૂર્તિ અને ચેતન હોય છે. મોટા મોટા પર્વતોએ પણ બરફનાં વસ્ત્રો ધારણ કર્યાં હોય છે. સ્ફૂર્તિ એ જ સૌંદર્યનો આત્મા છે.

શિયાળા પછી ઉનાળો આવે. તે તો સાવ લૂખો, સૂકો, બધે જ સૂકું કરી દે. પવનને પણ લૂ બનાવી દે. સરોવરનાં નીર પણ છેક તળિયે ઊંડાણમાં ચાલ્યાં જાય. પ્રચંડ તાપથી લોકો, પશુ-પક્ષી સર્વ કોઈ ત્રાસી ઊઠે છે. તે ખેતરો સુકવી નાખે છે. પ...ણ આ તાપ જ પેટનો ખાડો પૂરવા અન્ન આપે છે. શિયાળામાં દેહ બંધાય અને ઉનાળો તેને ટકાવવા તેલ પૂરે છે.

ઉનાળા પછી ચોમાસું પૃથ્વી પર પોતાનું સામ્રાજ્ય જમાવે છે. બસ! આ ઋતુ એ સૌંદર્યનો શણગાર છે ખેડૂતોનો તારણહાર છે ઢેલનો આનંદ છે અને લોકોનો પ્રાણ છે. તે તો આવતાં વેંત દોડધામ કરવા મંડી પડે છે. પૃથ્વીને ખૂણે ખૂણે ફરી વળે. ખીણો અને પર્વતોની ટોચો પણ કોરી મૂકે. ઝાડે ઝાડે અને લોકોના ઘરેઘરે ફૂદી વળે. આવતાં વેંત ચેતનહીન પવનમાં પ્રાણ ભરી તેને દોડાવવા માંડે છે. ખાવા ધાતી પૃથ્વીને પોતાની અમૃત જેવી ધારાથી તૃપ્ત કરે છે. પૃથ્વીને લીલી સાડીથી ઢાંકી દે છે. ઝાડે ઝાડે રમવા માંડે અને પોતાના અસ્ખલિત સંગીતથી માનવીને નવાઈ પમાડે છે.

ખરેખર! આ સૌંદર્યનો શણગાર છે. તેની વિશુદ્ધિ છે. પ્રાણ અને દેહ એકલા શું કામના? શણગાર વગર સઘળું નકામું જ છે. ખરેખર! સૃષ્ટિસૌંદર્ય જોવું, માણવું એ જ માનવનો આનંદ છે. જીવન-સૃષ્ટિમાં શિયાળો પ્રાણ પૂરે, ઉનાળો દેહ ટકાવવા અન્ન દે અને ચોમાસું બન્નેની શુદ્ધિ કરે. સત્-ચિત્-આનંદ જેવાં આ ત્રણે મનુષ્યજીવન સરળ અને સફળ બનાવે છે.

# માતાનું રૂદન

ચન્દ્રકાન્ત જમનાદાસ મહેતા
ધોરણ ૭ મું.



પૂર્ણિમાની ચાંદની સૃષ્ટિને પોતાના શ્વેત અને રૂપેરી પ્રકાશ વડે શોભાવી રહી હતી. વ્યોમ-તારિકાઓ પ્રકાશી રહી હતી. ચંદ્ર સંપૂર્ણપણે ખીલ્યો હતો. વાતાવરણ શાંત હતું.

મધ્યરાત્રિના સુમારે જ્યોતિપુર શહેરથી થોડે દૂર આવેલા સાગર તીરે એક નાની ઝૂંપડીમાં દીપક ટમટમી રહ્યો હતો. ઠંડી પુષ્કળ હતી. વાયુના સુસવાટા ઠંડીને પ્રોત્સાહન આપતા હતા. દીપક પવનના સુસવાટા સામે ઝઝૂમી રહ્યો હતો. વિરાટ વૃક્ષો પણ પવનદેવ સામે ટક્કર ઝીલી રહ્યા હતા. સમુદ્રનાં મોજાંઓનો પ્રચંડ નાદ વાતાવરણને ઘેરૂં સ્વરૂપ આપી રહ્યો હતો.

એવામાં એકાએક મેઘરાજા વિજયની ઘોષણા કરતા, વાદળાનું પ્રચંડ સૈન્ય લઈ અને ધરિત્રી સામે યુદ્ધ કરવા વ્યોમરૂપી રણમેદાનમાં ધસી આવ્યા. અનિલના સુસવાટા વધ્યા, અને સૃષ્ટિ અંધકારમાં લીન થઈ ગઈ. મેઘની ભયંકર ગર્જના સાથે મૂશળધાર વરસાદ તૂટી પડયો.

"મા..." ઝૂંપડીમાંથી નાના બાળકનો ચિત્કાર સંભળાયો. "બેટા..." માતાએ રડતાં રડતાં કરુણ સ્વરે પ્રત્યુત્તર વાળ્યો. વાતાવરણ ગાઢ બન્યું. વીજળીનો ચમકારો થયો. દીપક બુઝાતાં બુઝાતાં રહી ગયો.

ઝૂંપડીમાં એક નાની તથા ફાટેલી ગોદડી પર સાત–આઠ વર્ષનો બાળક મૃત્યુશય્યા પર પડયો હતો. યમરાજ તેની સામે ભયંકર હાસ્ય કરી રહ્યો હતો. માતા પુત્રના મસ્તક પાસે બેસી તેનું રક્ષણ કરી રહી હતી. પવનનો સુસવાટો આવ્યો. બાળકે ચીસ પાડી. માતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. તેનું હૃદય માતૃવાત્સલ્યથી છલકાઈ ગયું.

ઘનઘોર વાદળ ચડી આવ્યાં, મૂશળધાર વરસાદ શરૂ થયો. પવનના સુસવાટા કાનને તોડી નાખે તેવા હતા. બાળક ભય અને પીડાથી દુઃખદ ચિત્કાર નાખી રહ્યો હતો. સમુદ્રનાં પ્રચંડ મોજાંઓ ગાજી રહ્યાં હતાં. મેઘનો ગડગડાટ થયો. મોજાંઓ વધુ જોરથી ઉછળવાં લાગ્યાં. વાતાવરણ ગાઢ બન્યું. મેઘરાજે ગર્જના કરી. ધોધમાર વરસાદ શરૂ થયો. વીજળીના ઝબકારા વાતાવરણને ગંભીર બનાવતા હતા. સમુદ્રનાં મોજાંઓ પ્રચંડ સ્વરે આગળ વધવા લાગ્યાં. પવનનો ભયાનક સુસવાટો આવ્યો અને ઝૂંપડીમાંનો દીપક બુઝાઈ ગયો. અને સાથે સાથે મૃત્યુ સામે અત્યાર સુધી ટક્કર ઝીલતાં એ બાળકનો જીવનદીપ પણ બુઝાઈ ગયો.

"બેટા........!" ચિત્કાર નાખી માતા પણ ઢળી પડી.

સાગરના મોજાંઓએ ઝૂંપડીમાં પ્રવેશ કર્યો અને ઝૂંપડીને દૂર ફગાવી દીધી. જાણે ચંદ્ર પણ આ કરુણ દૃશ્ય જોઈ ક્ષોભ પામ્યો હોય તેમ તુરત વાદળમાં છુપાઈ ગયો. પ્રકૃતિ કંપી ઊઠી! ધરતી ધ્રુજી ઊઠી! મૃત્યુએ માનવસૃષ્ટિ પર ભયંકર હાસ્ય વેર્યું અને મેઘે પ્રચંડ ગર્જના કરી અને સૃષ્ટિ શાંત થઈ ગઈ.

શાંતિ! શાંતિ!! ભયંકર શાંતિ!!!

# કેનેરીની ગુફાઓ

ગોવિંદરામ પુરુષોત્તમ ભગત
ધોરણ સાતમું.



રવિવારનો દિવસ હતો. મારે માટે ઘણો આનંદ દાયક કારણ કે અમારે કેનેરીની ગુફાની મુલાકાત લેવાની હતી. મેં ઘણીવાર સાંભળ્યું હતું કે વર્ષાઋતુ વીત્યા પછી ત્યાં અખૂટ પ્રકૃતિ સૌંદર્ય હોય છે. એટલે મારા આનંદનો તો પાર જ ન હતો. નાહી ધોઈ, અમે અંધેરી સ્ટેશને આવ્યા, ત્યાંને માટે જોઈતી સાધન સામગ્રી અમે સાથે લીધી હતી. અમે લગભગ ૭૦ વિદ્યાર્થીઓ હતા. અમે છને પાંચની ગાડીમાં બેઠા. ગાડી માનવગણને મણકાર્યા વિના પવનવેગે સ્ટેશનો કાપવા લાગી. છેવટે કાંદીવલી વટાવી અમે બોરીવલી આવ્યા. બોરીવલી ઉતરી અમે સીત્તેર જણ પાંચ પાંચના સમૂહમાં વહેંચાઈ ગયા. અમે હરીફાઇ કરતાં જલદી પગ ઉપાડવા લાગ્યા. થોડો વખત દોડી, થોડીવાર ચાલી, ઝપાટાબેર માર્ગ કાપવા લાગ્યા. અમારી ટોળી બધાંથી છુટી પડી ગઇ. પ્રથમથીજ કુદરતી સૌંદર્ય નિહાળવાનો અનહદ શોખ એટલે અમે સીધા મોટરગાડીનો, રસ્તો છોડી અમે વિકટ, ઊંચાનીચા ઢાળવાળો જંગલમાંથી પસાર થતો સાંકડો માર્ગ પસંદ કર્યો. અમારી વાંદરીઆ ટોળીને બીજું શું જોઇએ? નાચતાં કૂદતાં, ગેલ કરતાં, અમે ઘડીમાં ઊંચા ઢોળાવ પર ચાલતાં, તો ઘડીકમાં નીચા ઢોળાવ પર ચાલતાં, ગુંથાયેલી, ગૂંચવી નાખે એવી ઝાડીમાંથી જરાક જેટલો રસ્તો કરી, આનંદ કરતાં પસાર થઈ જતા હતા. જે સૌંદર્ય માટે આવ્યા હતા તેને શું ભૂલી જવાય?

એ પહાડ, એની વચ્ચે જરા ખાંચ, ઉપર લીલાંછમ ઝાડો, નીચે નાનું મેદાન, આજુબાજુ ખળખળ કરતું વહી જતું પાણી હતું, પેલું ઝરણું અને પેલી ખાંચ વચ્ચે સૂર્યનારાયણનો પસાર થવાનો સમય, હજુતો ઉષા આવકારી રહી હતી. અને તેમાં સવિતાનાં મૃદુ રશ્મિ, કેવું સુંદર દૃશ્ય! ધરાઈ ધરાઈને સૌંદર્યને નિહાળ્યું. તેમાં તરબોળ થઈ ગયો, ઘડીભર આ દુનિયા ભૂલી ગયો. જાણે અમરાપુરીમાં આવી પડયો. છતાં અતૃપ્ત રહ્યો. એવાં એવાં અનેક દૃશ્યો જોયાં. અમે લગભગ સાત માઈલ સુધી ચાલ્યા, દોડયા. થાક લાગ્યો હતો. છતાં આજુબાજુના દેખાવો જોઈ થાક એકદમ ઉતરી જતો. છેવટે અમે કેનેરીની ગુફાના ગર્ભદ્વારે પહોંચ્યા.

ત્યાં પહોંચ્યા એટલે સૂર્ય ભગવાને તો કયારનીયે પોતાની પ્રદક્ષિણા શરૂ કરી દીધી હતી. વાદળાં અને સૂર્ય સાથે હરીફાઇ ચાલતી હતી. પણ હું તેનો તોડ લાવી શકયો નહિ, કે કોણ જીત્યું. કિરણો પૃથ્વી પર પડે કે તરત ત્યાં વાદળાં દોડે અને સંતાડી દે. અમે ત્યાં જઈ એક વહેતા ઝરામાં પગ મૂકયા. પાણી એકદમ શીતળ અને નિર્મળ હતું. અંદર જમીન ઉપર પડેલી વસ્તુઓ એકદમ સ્પષ્ટ દેખાતી હતી. ત્યાં થોડો વખત બેસી, પાણી પીધું, હાથ, પગ, મોં ધોયાં અને પછી ચા સાથે નાસ્તો લેવા ઊપડયા.

હવે ગુફા જોવી શરૂ કરી. બધી મળી એકસો આઠ ગુફાઓ છે. ગુફાથી નહિ પણ નૈસર્ગિક સૌંદર્યથી આકર્ષાયો હતો. એટલે ગુફા જોવા કરતાં આજુબાજુના અનુપમ દૃશ્યો જોયાં. પ્રથમ મોટી ગુફા જોઈ. એમાં અમે અમારી સાધન સામગ્રી મૂકી હતી. એમાં બુદ્ધની મોટી મૂર્તિ છે. એ લગભગ

# માતાનું રૂદન

ચન્દ્રકાન્ત જમનાદાસ મહેતા
ધોરણ છઠ્ઠું.



પૂર્ણિમાની ચાંદની સૃષ્ટિને પોતાના શ્વેત અને રૂપેરી પ્રકાશ વડે શોભાવી રહી હતી. વ્યોમ-તારિકાઓ પ્રકાશી રહી હતી. ચંદ્ર સંપૂર્ણપણે ખીલ્યો હતો. વાતાવરણ શાંત હતું.

મધ્યરાત્રિના સુમારે જ્યોતિપુર શહેરથી થોડે દૂર આવેલા સાગર તીરે એક નાની ઝૂંપડીમાં દીપક ટમટમી રહ્યો હતો. ઠંડી પુષ્કળ હતી. વાયુના સુસવાટા ઠંડીને પ્રોત્સાહન આપતા હતા. દીપક પવનના સુસવાટા સામે ઝઝૂમી રહ્યો હતો. વિરાટ વૃક્ષો પણ પવનદેવ સામે ટક્કર ઝીલી રહ્યા હતા. સમુદ્રનાં મોજાંઓનો પ્રચંડ નાદ વાતાવરણને ઘેરૂં સ્વરૂપ આપી રહ્યો હતો.

એવામાં એકાએક મેઘરાજ વિજયની ઘોષણા કરતા, વાદળનું પ્રચંડ સૈન્ય લઈ અને ધરિત્રી સામે યુદ્ધ કરવા વ્યોમરૂપી રણમેદાનમાં ધસી આવ્યા. અનિલના સુસવાટા વધ્યા, અને સૃષ્ટિ અંધકારમાં લીન થઈ ગઈ. મેઘની ભયંકર ગર્જના સાથે મુશળધાર વરસાદ તૂટી પડ્યો.

"મા..." ઝૂંપડીમાંથી નાનાં બાળકોનો ચિત્કાર સંભળાયો. "બેટા..." માતાએ રડતાં રડતાં કરુણ સ્વરે પ્રત્યુત્તર વાળ્યો. વાતાવરણ ગાઢ બન્યું. વીજળીનો ચમકારો થયો. દીપક બુઝાતાં બુઝાતાં રહી ગયો.

ઝૂંપડીમાં એક નાની તથા ફાટેલી ગોદડી પર સાત-આઠ વર્ષનો બાળક મૃત્યુશય્યા પર પડ્યો હતો. યમરાજ તેની સામે ભયંકર હાસ્ય કરી રહ્યો હતો. માતા પુત્રના મસ્તક પાસે બેસી તેનું રક્ષણ કરી રહી હતી. પવનનો સુસવાટો આવ્યો. બાળકે ચીસ પાડી. માતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. તેનું હૃદય માતૃવાત્સલ્યથી છલકાઈ ગયું.

ઘનઘોર વાદળ ચડી આવ્યાં, મુશળધાર વરસાદ શરૂ થયો. પવનના સુસવાટા કાનને તોડી નાખે તેવા હતા. બાળક ભય અને પીડાથી દુઃખદ ચિત્કાર નાખી રહ્યો હતો. સમુદ્રનાં પ્રચંડ મોજાંઓ ગાજી રહ્યાં હતાં. મેઘનો ગડગડાટ થયો. મોજાંઓ વધુ જોરથી ઉછળવાં લાગ્યાં. વાતાવરણ ગાઢ બન્યું. મેઘરાજે ગર્જના કરી. ધોધમાર વરસાદ શરૂ થયો. વીજળીના ઝબકારા વાતાવરણને ગંભીર બનાવતા હતા. સમુદ્રનાં મોજાંઓ પ્રચંડ સ્વરે આગળ વધવા લાગ્યાં. પવનનો ભયાનક સુસવાટો આવ્યો અને ઝૂંપડીમાંનો દીપક બુઝાઈ ગયો. અને સાથે સાથે મૃત્યુ સામે અત્યાર સુધી ટક્કર ઝીલતાં એ બાળકનો જીવનદીપ પણ બુઝાઈ ગયો.

"બેટા.........!" ચિત્કાર નાખી માતા પણ ઢળી પડી.

સાગરનાં મોજાંઓએ ઝૂંપડીમાં પ્રવેશ કર્યો અને ઝૂંપડીને દૂર ફગાવી દીધી. જાણે ચંદ્ર પણ આ કરુણ દૃશ્ય જોઈ ક્ષોભ પામ્યો હોય તેમ તુરત વાદળમાં છુપાઈ ગયો. પ્રકૃતિ કંપી ઊઠી! ધરતી ધણધણી ઊઠી! મૃત્યુએ માનવસૃષ્ટિ પર ભયંકર હાસ્ય વેર્યું અને મેઘે પ્રચંડ ગર્જના કરી અને સૃષ્ટિ શાંત થઈ ગઈ.

શાંતિ! શાંતિ!! ભયંકર શાંતિ!!!

# કેનેરીની ગુફાઓ

ગોવિંદરામ પુરુષોત્તમ ભગત
ધોરણ સાતમું.



રવિવારનો દિવસ હતો. મારે માટે ઘણો આનંદ દાયક કારણ કે અમારે કેનેરીની ગુફાની મુલાકાત લેવાની હતી. મેં ઘણીવાર સાંભળ્યું હતું કે વર્ષા-ઋતુ વીત્યા પછી ત્યાં અખૂટ પ્રકૃતિ સૌંદર્ય હોય છે. એટલે મારા આનંદનો તો પાર જ ન હતો. નાહી ધોઈ, અમે અંધેરી સ્ટેશને આવ્યા, ત્યાંને માટે જોઈતી સાધન સામગ્રી અમે સાથે લીધી હતી. અમે લગભગ ૭૦ વિદ્યાર્થીઓ હતા. અમે ૭ને પાંચની ગાડીમાં બેઠા. ગાડી માનવગણને ગણકાર્યા વિના પવનવેગે સ્ટેશનો કાપવા લાગી. છેવટે કાંદીવલી વટાવી અમે બોરીવલી આવ્યા. બોરીવલી ઉતરી અમે સીત્તેર જણ પાંચ પાંચના સમૂહમાં વહેંચાઈ ગયા. અમે હરીફાઇ કરતાં જલદી પગ ઉપાડવા લાગ્યા. થોડો વખત દોડી, થોડીવાર ચાલી, ઝપાટાભેર માર્ગ કાપવા લાગ્યા. અમારી ટોળી બધાંથી છુટી પડી ગઇ. પ્રથમથીજ કુદરતી સૌંદર્ય નિહાળવાનો અનહદ શોખ એટલે અમે સીધા મોટરગાડીનો, રસ્તો છોડી અમે વિકટ, ઊંચાનીચા ઢાળવાળો જંગલમાંથી પસાર થતો સાંકડો માર્ગ પસંદ કર્યો. અમારી વાંદરીઆ ટોળીને બીજું શું જોઇએ ? નાચતાં કૂદતાં, ગેલ કરતાં, અમે ઘડીમાં ઊંચા ઢોળાવ પર ચાલતાં, તો ઘડીકમાં નીચા ઢોળાવ પર ચાલતાં, ગુંચાયેલી, ગૂંગળી નાખે એવી ઝાડીમાંથી જરાક જેટલો રસ્તો કરી, આનંદ કરતાં પસાર થઈ જતા હતા. જે સૌંદર્ય માટે આવ્યા હતા તેને શું ભૂલી જવાય ?

એ પહાડ, એની વચ્ચે જરા ખાંચ, ઉપર લીલાં-છમ ઝાડો, નીચે નાનું મેદાન, આજુબાજુ ખળખળ કરતું વહી જતું પાણી હતું, પેલું ઝરણું અને પેલી ખાંચ વચ્ચે સૂર્યનારાયણનો પસાર થવાનો સમય, હજુતો ઉષા આવકારી રહી હતી. અને તેમાં સવિતાનાં મૃદુ રશ્મિ, કેવું સુંદર દૃશ્ય ! ધરાઈ ધરાઈને સૌંદર્યને નિહાળ્યું. તેમાં તરબોળ થઈ ગયો, ઘડીભર આ દુનિયા ભૂલી ગયો. જાણે અમરાપુરીમાં આવી પડયો. છતાં અતૃપ્ત રહ્યો. એવાં એવાં અનેક દૃશ્યો જોયાં. અમે લગભગ સાત માઇલ સુધી ચાલ્યા, દોડયા. થાક લાગ્યો હતો. છતાં આજુબાજુના દેખાવો જોઈ થાક એકદમ ઊતરી જતો. છેવટે અમે કેનેરીની ગુફાના ગર્ભદ્વારે પહોંચ્યા.

ત્યાં પહોંચ્યા એટલે સૂર્ય ભગવાને તો ક્યારનીયે પોતાની પ્રદક્ષિણા શરૂ કરી દીધી હતી. વાદળાં અને સૂર્ય સાથે હરીફાઈ ચાલતી હતી. પણ હું તેનો તોડ લાવી શક્યો નહિ, કે કોણ જીત્યું. કિરણો પૃથ્વી પર પડે કે તરત ત્યાં વાદળાં દોડે અને સંતાડી દે. અમે ત્યાં જઈ એક વહેતા ઝરામાં પગ મૂક્યા. પાણી એકદમ શીતળ અને નિર્મળ હતું. અંદર જમીન ઉપર પડેલી વસ્તુઓ એકદમ સ્પષ્ટ દેખાતી હતી. ત્યાં થોડો વખત બેસી, પાણી પીધું, હાથ, પગ, મોં ધોયાં અને પછી ચા સાથે નાસ્તો લેવા ઊપડયા.

હવે ગુફા જોવી શરૂ કરી. બધી મળી એકસો આઠ ગુફાઓ છે. ગુફાથી નહિ પણ નૈસર્ગિક સૌંદર્યથી આકર્ષાયો હતો. એટલે ગુફા જોવા કરતાં આજુબાજુના અનુપમ દૃશ્યો જોયાં. પ્રથમ મોટી ગુફા જોઈ. એમાં આગે અમારી સાધન સામગ્રી મૂકી હતી. એમાં બુદ્ધની મોટી મૂર્તિ છે. એ લગભગ

૨૫ ફૂટ લાંબી હશે. અમને એ જોઈને શિલ્પકળાનો ખ્યાલ આવ્યો. થોડી ગુફાઓ ડુંગર–ટેકરી ઉપર છે એટલે અમે ટેકરી ઉપર ચઢયા. ત્યાંથી આજુ-બાજુની ટેકરીઓ, ઝાડ, બોરીવલીનાં ઘરો, ઝાડનાં રંગને મળી જાય છે ત્યારે નદીના પાણી જેવો ભાસ થાય છે. પેલું મેદાન કેવું સુંદર જણાય છે!

બપોર સુધી આ ટેકરીની આસપાસ દૃશ્યો જોયાં. હવે જમી પરવારી અમે બીજી ટેકરી ઉપર જવા લાગ્યા. આ ટેકરી જોઈ અને લલચાઈને એનાથી ઊંચી ટેકરી ઉપર સાહસ કરવાનું મન થયું. ટેકરી ઉપર ચઢતાં રસ્તો વિકટ હતો. ચઢવા માટે ઝાડના વેલાની સહાયથી જ ઉપર ચઢીને, સાહસ કરીને જોવાનું તો બહુયે મન થાય. પણ શું કરીએ? હૃદય અને મન વચ્ચે ખેલચાલ થઈ. આખરે મારી સૌંદર્ય પિપાસાએ, લાલસાએ મનને જીત અપાવી. અમે સાહસ ખેડી ઉપર ચઢયા.

શી અદ્ભુત સૃષ્ટિ! ઉપર આવાં દૃશ્યો હોઈ શકે? ના, આ સૃષ્ટિ નહિ પણ સ્વર્ગ હતું! ઘડીભર એમ જ લાગ્યું. ખરેખર, આ જગ્યા સૌંદર્યથી ભરપૂર છે. એક જરા ખાંચવાળી ટેકરી પાસે તળાવ છે. આહ! આ ટેકરીઓ જાણે નીલમના ઢગ અને સરોવર જાણે નાનું મહાસાગર, એનું પાણી રૂપાની જેમ ચમકી ઊઠે! અહો! સૂર્યનાં કિરણો પડે ત્યારે સોના જેવું તેજ લાગે. પેલું દૂર દૂર નાનકડું 'ગામડું' સુઘુન; કેટલો સુંદર દેખાવ! નાના નાના ઉદ્યાનોથી બનેલું આ સ્થળ પેલા નિલમના ઢગલાનું પ્રતિબિંબ છે. ખરેખર, રમણભાઈએ ગ્રામલક્ષ્મીની કલ્પના એમાંથી જ કરી હશે. આજ કુદરતની લીલા છે. મને તો ઈશ્વરનાં દર્શન થયાં હોય એટલો આનંદ થયો! હું એ અનુપમ દૃશ્યનું વર્ણન કરી શકતો નથી. એ તો અનુભવે જ છૂટકો. હું તો કુદરતમાં મગ્ન થઈ ગયો. આ સ્વર્ગ નહિ પણ સાક્ષાત વૈકુંઠ છે! આજ બ્રહ્માનંદ! આજ જીવનાનંદ ને?

---

# ગોડસેને

### શ્રી દુર્ગેશ શુક્લ

મઘવાએ માગીયો દેહ  
લોક કલ્યાણને માટે  
મુનિશ્રેષ્ઠ દધીચીએ  
જેના વજ્ર હણ્યું પાપ

વૃત્રસંહાર કાજ જ્યાં  
માનવી દેહ ધારતા  
હાડકાં નિજ અર્પિયા,  
પૃથ્વીનું પલવારમાં.

ગોડસે! યદિ તે માગ્યાં  
વિનાશાર્થે, ન બાપુએ  
ધરી દીધો હતો દેહ  
મિથ્યાચારી, હણ્યું રે તેં

હોત હાડ, અધર્મના  
સસ્મિત તુજ હસ્તમાં  
ચાહ્યું જેણે સદા શુભ?  
વિશ્વમાંગલ્ય ઉજ્જ્વલ.

૩૧-૧-૪૯.

# ગરીબીના ખપ્પરમાં

જગદીશચંદ્ર કૃષ્ણલાલ દેસાઈ
ધોરણ ૭મું.



મધ્યાહ્નનો સમય હતો. ધોમ ધખી રહ્યો હતો. શહેરની બહાર દૂર એક ઝૂંપડામાં એક નિર્દોષ માનવીનો દેહ ધખધખી રહ્યો હતો. સાંજ થતાં તો તે ઠંડો પડી ગયો. એક અભાગણી સ્ત્રીનો સૂર્ય અસ્ત થઈ ગયો. તેના કપાળ પરનું સિંદૂર ખરી ગયું. બે નિર્દોષ બાળકનો એક આધાર ગયો. તે નિરાધાર બન્યાં. પિતા વગરનાં થયાં. પણ નિર્દોષ બાળકો તો સમજ્યા વગર એક બીજાની સામે જોવા લાગ્યાં.

માતાને રોતી જોઈ, બાળકો પણ રોવા લાગ્યાં. થોડા વખત પછી, તેઓ પણ જરા થંભ્યાં. તે સ્ત્રીએ પણ પોતાના નાથના મૃતદેહ પરથી મસ્તક ઉઠાવી બાળકોને સુવડાવ્યાં. પછી મૃતદેહ વિષે વિચાર કરવા લાગી.

તેની પાસે શબને બાળવાને પૈસા ન હતા. તેને ઉઠાવનાર કોઈ સહાય કરનાર ન હતું. તેને રખડતું મૂકી શકાય એમ ન હતું. શહેરના સુધરેલા ધનિક માનવીને તેનાથી દુર્ગંધ અને રોગચાળો લાગવાના ભયે તેને ચિંતાતુર બનાવી મૂકી.

આખરે દિલ પર પથ્થર મૂકી તેને ધસડતી લોકોથી છુપાતી તે આગળ જવા લાગી. દૂર ગટરના ભૂંગળામાં પોતાના નાથના શબને મૂકી, તેની સાથે જવા માટે, માથું પટકાવવા લાગી. પણ તેનાં નાનાં બાળકોના ભાવિએ તેને અટકાવી.

તે ઘેર આવી ત્યારે બાળકો અન્ન માટે રોતાં હતાં. પાણી આપી તેને શાંત રાખ્યાં. તે રોજ મહેનત-મજૂરી કરી, જેમ તેમ બાળકોનું ભરણ-પોષણ કરતી. આખરે એ પણ આ રૂાની દુનિયાનો ત્યાગ કરી ચાલી ગઈ. નાનો ભગલો અને મોટો ભાણિયો માર્ગના રખડતા ભિખારી બની ગયા. ભૂખે મરવા લાગ્યા. બંને જણા એક જગ્યાએ પ્લેટફોર્મ પર સૂતા.

એક દિવસ ભગલો ભાણિયાની રાહ જોવા લાગ્યો. આજે તે ઘણો દુઃખી લાગતો હતો. મોટા ભાઈને આવતો જોઈ, તે ઢળી પડ્યો. મોટો ભાઈ આવીને તેને ભેટી પડ્યો. અને બોલ્યો, "આ શું? તને તાવ છે!" ભગુ બોલ્યો, "હા, હવે મને લાગે છે કે હું આ ધનિકોની સૃષ્ટિમાં વધુ જીવી શકું એમ નથી." ભાણીઓ બોલ્યો, "ભાઈ, એમ નહીં બોલ." હું હમણાં દવા લઈ આવું છું." ભગાએ કહ્યું, "ના, ભાણા, તને આ શહેરમાં એક ડોકટર દવા આપશે નહીં. એના કરતાં, મને તારી પાસે મરવા દે." "ના, ભાઈ, હું જાઉં છું." કહી ભગુ દવા લેવા ગયો. પણ દવામાં પાણી રેડવામાં ચકચૂર બનેલા ડોકટરોએ તેને કાઢી મૂક્યો.

તે પાછો આવ્યો. જુએ છે તો ભાઈ જમીન ઉપર પડેલો હતો. તેણે બૂમ મારી. ભગુ બોલ્યો, "ગભરા મા. હું તને મળ્યા વગર જઈશ નહીં" પણ તરત જ તેની આંખ મીંચાઈ ગઈ. ભાઈનું શબ લઈ, તે આગળ વધ્યો. તેને થયું કે હવે ધનિકોના આંગણાં નથી જોવાં. લાત નથી ખાવી. માટે હું પણ ભાઈ સાથે જ જાઉં.

**સમૂહ જીવન :** (Corporate Life) ની ભાવના બધા વિદ્યાર્થીઓમાં હોતી નથી. કેટલાક, ભિન્નભળતાવાળા સ્વભાવના, એકાંતપ્રિય કે કજીયા-ખોર હોય છે. નાના નાના ઝગડાઓ અને એકબીજા સાથે નહિ બોલવાના કિસ્સાઓ વારંવાર અને મોટા પ્રમાણમાં ધ્યાન પર આવે છે. એક બીજાને મદદરૂપ થવાની ભાવના પણ શરૂઆતમાં થોડા જ વિદ્યાર્થીઓમાં હોય છે.

**ઉપાય :** આ પરિસ્થિતિ ટાળવા વિવિધ ઉપાયો યોજવા પડે છે. વાલીઓ શાળાને સંપૂર્ણ સહકાર સતત આપતા રહે, વિદ્યાર્થીઓ શિક્ષિકાની સહાયથી તેમની સમક્ષ આવતા પ્રશ્નોનું ખરું મૂલ્યાંકન કરતાં શીખે, અને શિક્ષિકા બાલમાનસનો અભ્યાસ, બાળકો પ્રત્યે પ્રેમ તથા ધીરજ અને શાન્તિ ધરાવતા રહે, તો જ વિદ્યાર્થીઓની ઉપર જણાવેલી ટેવો છોડાવીને સારી ટેવો પાડવા તરફ તેમને દોરવાનું, જરૂરી પણ મુશ્કેલ કાર્ય, સફળતાથી પાર પાડી શકાય.

**ઉજળી બાજુ :** ઉપરના મૂંઝવતા પ્રશ્નો છાત્રાલયમાં ઉપસ્થિત થયા જ કરે છે અને એમનો યોગ્ય રીતે ઉકેલ પણ કરવામાં આવે છે. શિક્ષણ ઉપરાંત કેટકેટલા મૂંઝવણભરેલા પ્રશ્નોનો છાત્રાલય-વાળી સંસ્થાને હરહંમેશ સામનો કરવાનો હોય છે. તેનો આ લેખ પર સહેજ દૃષ્ટિપાત કરતાં ખ્યાલ આવશે. જ્યારે વિદ્યાર્થીઓ ઘર અને શેરીમાંથી સાથે આવેલી નબળાઈઓ અને ત્રુટિઓમાંથી બહાર આવે છે, ત્યારે સમૂહજીવનની એકતા અને રચના-ત્મક શક્તિનું સુંદર દર્શન કરાવે છે. એમની આ ઉજળી બાજુનો ઉલ્લેખ સ્વતંત્ર લેખ માગી લે છે. અન્યત્ર છાપેલા વાર્ષિક અહેવાલમાં જણાવેલી જે અનેક પ્રવૃત્તિઓ શાળામાં યોજી શકાય છે, તેમાં વિદ્યાર્થીઓનો સહકાર અને ફાળો કીમતી છે; અને તે માટે તેઓ હાર્દિક અભિનંદનને પાત્ર છે.

---

એકવાર એક બાઉલ સાધકને મેં પૂછ્યું, "આપ ગૃહસ્થ કેમ થતા નથી? ગાર્હસ્થ્ય ધર્મમાં આપને કોઈ જાતનો વાંધો છે?" તેમણે કહ્યું, "મારા ઘરમાં જે સાધકો (બાળકો) આવે, તે બધાંને ઈશ્વર તરફ પ્રયાણ કરવા પ્રતિદિન પ્રેરી શકું, એવી મારી સાધના નથી. મારા ઘરમાં જન્મતાં બાળકોને, જો હું કોઈ મહાન ધ્યેય તરફ જવામાં સહાયભૂત બની ન શકું, તો મારું ઘર તેમને માટે એક કારાગાર ગણાય. જે તીર્થયાત્રી મારે ઘેર આવે, તેને પરમ લક્ષ્ય તીર્થે લઈ જવાને બહાને સ્નેહ, આદર અને સ્વાર્થબુદ્ધિદ્વારા, મારી પોતાની આજીવિકા અને અલ્પતાની ઇચ્છાથી જો તેને એના લક્ષ્યથી ભ્રષ્ટ કરું, તો તે ઘર માત્ર કારાગાર તો શું, પરંતુ એથીયે અધમ સ્થાન બને. તેનું પ્રાયશ્ચિત હજારો નામજપથી માળાતિલકથી થઈ શકે નહિ. તેથી જ હું બ્રહ્મતીર્થના યાત્રાળુને માટે ગૃહસ્થાશ્રમ રૂપી ધર્મશાળા ખોલતો નથી."

—આચાર્ય ક્ષિતિમોહન સેન

# सुमनानि

रजनीकांत भीखाभाई मास्तर
( भूतपूर्व विद्यार्थी )

वयं प्रतिदिनं अनेकानि पुष्पाणि पश्यामः तथापि तेषां दर्शनेन अस्माकं नेत्राणि न तृप्यन्ति। कुसुमानि अपि अहरहः निजनव्यस्वरूपान् प्रदर्शयितुं नव्यया भावनया विकसन्ति। समस्तं दिनं स्वमधुरसौरभैः अनिलं सुरभितं कुर्वन्ति, भ्रमरैः सुखं मन्दालापं कुर्वन्ति पतङ्गैः च प्रेमवार्तां वितन्वन्ति। एवं परोपकारस्य कार्यं विधाय विस्मृता गर्भे विलीयन्ति।

अस्ति कोऽपि जगति यः एतेषां सुकुमारकुसुमानां प्रेमसन्देशं शृणोति। एकः भ्रमरः स्वगुञ्जारेण उत्तरयति अहं अस्मि रसिकः सौन्दर्यप्रेमी, पुष्पाणां प्रेमसन्देश श्रोता इति।

तत्र येन हेतुना उर्म्यः जलं वर्षन्ति। तेषां धारेः आदानस्य उद्देश्यं पुष्पाणां फलानां च जन्मदानं एव अस्ति। सुमनानि कस्य हेतोः दिक्षु दृश्यन्ते-प्रकृत्याः सौन्दर्यवर्धनाय जनान् च स्नेहोल्लासयोः आदेश प्रेरणां च दातुं केवलं अल्पकाले सुगन्धिना संयुता आगत्य नश्यन्ति। समस्तं वायुमण्डलं स्वसौरभेण पूरयित्वा उपदिशन्ति यत् भवन्तः अपि अस्मान् अनुकृत्य अन्यजनानां कल्याणार्थं स्वजीवनदानं दीयतां इति।

परमात्मना सर्वं सहेतुकं विरचितम्। पुष्पाणि अपि सर्वेषां चेतांसि प्रसादनार्थं प्रकाशितानि तेन प्रभुणा। तथापि केचन सूक्ष्मविचारशक्तिरहिताः पुष्पप्रेमसंदेशानभिज्ञाः अरसिकाः सौन्दर्यविच्छेदकाः मोहात् सुगन्धलोभात् च एतान् त्रोटयित्वा स्वकुरूपं प्रदर्शयन्ति। किंचित् कालं च नासा आघ्राय एकतः विक्षिपन्ति। वराकं पुष्पं तत्रस्थं अपि स्वपरिमलेन पूरयति पुष्पाकाशं न तु परिमलवशात् स्वान् गुणान् परित्यजति। कियत् महत्ता कुसुमस्य।

सुमनानि सुपवित्राणि। देवजनानां शिरःसु तेषां स्थापनं भवति। विद्वज्जनसत्कारेषु एतेषां एव उपयोगः विधियते। तत्र अपि स्वशोभया पुष्पमालाधारकस्य एव शोभायां अभिवृद्धिं कुर्वन्ति। एवं सर्वासु अवस्थासु स्वत्यागेन परोपकारस्य भावनया च सुमनानि देवमस्तके स्थानं प्राप्नुवन्ति।

एतेभ्यः सुकुमार कुसुमेभ्यः अस्माभिः किंचिद् शिक्षणीयं। एतेषां माधवेन अस्माभिः आत्मनः हृदयानां मृदुता करणीया येन वयं स्वदेशबान्धवानां दुःखदर्शनेन क्लिद्येम। सुगन्धिप्रदान परोपकारस्य त्यागस्य च भावं सूचयति। पुष्पस्य विकासः प्रफुल्लतायाः यावज्जीवनं प्रसन्नतायाः च सन्देशं ददाति। कुसुमस्य लयेन जगतः क्षणभङ्गुरत्वं प्रस्फुरति। सुमनानां आन्दोलनं सर्वेषां सहर्षं अभिवादनं स्वागतं च शिक्षयति। पुष्पाणां रागाः नवीनत्वं दिव्यतां पराकर्षणकारिण्याः शक्त्याः विकासनं च प्रेरयन्ति। एवं इमानि निरर्थकानि न सन्ति किन्तु परमेष्ठिनः महामहिम्ना जनानां चेतांसि उत्फुल्लयितुं फुल्लितानि दिव्यसन्देशानां वाहकानि सन्ति इति।

## । तडागः ।

हर्षद शुक्ल
सप्त श्रेणी

मम ग्रामात् बहिः तडागः अस्ति । वर्षस्य सर्वेषु दिनेषु तस्मिन् आपः प्रसन्नगभीरं वर्तते । सर्वाः लोकाः तज्जलं पिबन्ति हृष्टाः भवन्ति च । तडागसमीपं द्वौ वटवृक्षौ स्तः । अतः तयोः छाययोः तडागजलं शीतं भवति । बहवः पक्षिणः तयोः कोटरोदरेषु आश्रयन्ति । तत्र पान्थाः विश्रान्तिसुखं लभन्ते ।

बहवः लोकाः प्रतिदिनं प्रत्युषसि स्नातुं आयान्ति । यदा भानुः विभाति तदा तज्जलं उष्णं भवति । तडागसमीपं बहवः क्षेत्राणि सन्ति । कृषकः तज्जलं तेषां क्षेत्रेषु नयन्ति सस्यं च रक्षन्ति ।

अहं प्रतिदिनं भानोदये तडागं गच्छामि स्नामि च संध्याकाले अहं मम सखाभिः सह तत्र रन्तुं गच्छामि । हिमांशुः किरणैः तज्जलं अमृतमिव मधुरं करोति । कतिचित् कृषकः धेनूः अजाः वृषभान् च जलं पाययितुमागच्छन्ति । स्त्रियः जलं नेतुं वस्त्राणि क्षालयितुं च आयान्ति । कदाचित् तत्र भेकाः कर्कशशब्दं कुर्वन्ति । कदाचित् भृङ्गाः तत्र मञ्जु मञ्जु गुञ्जन्ति । किंतु अस्माकं तडागः स्तुतिं निन्दां वा न गणयति ।

खलु अस्माकं तडागः सर्वेषां प्राणिनां सुखाय भवति।

---

## परमार्थ करो

माधवजी रामजी ठक्कर
विनित श्रेणी

इतबार करो तुम हमसे। हम भी हैं तुम जैसे।
मिट्टीकी है यह कंचन काया अेक दिन मिट्टी बनेगी।
मनुष्य मनुष्यमें फेर नहीं है सबका अेक सहारा।
इतबार......

कोई किसीका नहीं जगतमें। परमार्थ करना सीखो जगतमें।
जीवन है अेक जुठा सपना, रणमें देखा मृगजलसा।
इतबार......

काम, क्रोध सब छोड चलोरे रामको अपना करलो।
दुनियाका है यह सोनेरी सपना मोक्ष के लिये परमार्थ करो।
इतबार......

# सच्ची मित्रता

जगदीशचंद्र शांतिलाल महेता
श्रेणी छट्ठी



मनुष्यके जीवनमें सच्चे मित्रकी जितनी आवश्यकता है, उतनी और कोअी चीजकी नहीं। जीवनमें कोअी अैसा नहीं होगा कि जिसे अेक भी मित्र न हो।

सच्चे मित्रके बिना मनुष्यका जीवन बेकारी और निरस बन जाता है। सच्चे मित्रको हम अपना हाल सुना सकते हैं। और अपनी दुःख भरी कहानियाँ भी सुना सकते हैं। मित्रके सिवाय हम दूसरे किसीको हमारी दुःखभरी कहानियाँ नहीं सुना सकते। अपने पहचान वालेको भी नहीं सुना सकते।

मित्र बनानेके पहले मित्रकी कसौटी करना चाहिये, अगर हम कसौटी न करें और मित्र बनालें तो संभव है, कि हम बुरे मित्र बनालें और बुरे मित्र बनानेसे हमारा किमती जीवन पायमाल हो जाता है। यदि हमें अच्छा मित्र मिले तो हमारा जीवन सुखमय बन जाता है।

सच्ची मित्रता बाल्यावस्थामें होनेकी संभावना ज्यादा होती है। जब हम अेक पाठशाला छोडकर दूसरी पाठशालामें जाते हैं, तब हमें बहुतसे मित्र मिलते हैं, कोअी बुरे और कोअी अच्छे। हमें सबको मित्र न बनाना चाहिये। उनमेंसे अच्छे मित्रकी पसंदगी करनी चाहिये।

सच्ची मित्रतामें स्वार्थवृत्ति नहीं होनी चाहिये, यदि हो तो वह सच्चा मित्र नहीं कहलाता है। समान शील और स्वभाव, सच्ची मित्रता के लिये आवश्यक है। सच्चे मित्रकी कसौटी संकट समय पर होती है जब हम पैसादार होते हैं, तब सब मित्र आते हैं। सिनेमा, नाटक और दावतोंमें खुशीके साथ अपना हाथ बँटाते हैं, और जब अपनी स्थिति गरीब हो जाती है तभी कोअी अपनी गरिबाई में हाथ नहीं बँटाते। अैसे मित्र सच्चे मित्र नहीं हैं, लेकिन अपने सबसे बड़े शत्रु हैं।

मित्रता और पहचानमें बहुत बड़ा फर्क है। कअी लोग पहचानको मित्रता मानते हैं लेकिन यह बड़ी भूल है। पहचान को हम मित्रता नहीं कह सकते।

मित्र बनानेसे आदमीकी पहचान होती है। "A Man is known by the company he keeps." अिसीलिये हमेशा अपनेसे अच्छे से मित्रता रखनी चाहिये और अैसे मित्र रखनेसे जीवन निराश्य बन जाता है।

# देश शिक्षित कैसे हो सके?

कनैयालाल नटवरलाल परीख
विनित श्रेणी



हमें देखकर दुःख होता है कि आज हमारे देशमें बहुत कम पढ़े-लिखे आदमी हैं। स्वतंत्र भारतमें सबसे पहले हमारा यह फर्ज है कि हम हिन्दके हरेक नागरिकको शिक्षित करें।

पंद्रह अगस्तके पहले हम कह सकते थे कि आज *हमारा देश गुलाम है अिसलिये क्या करें?* हमारे पास कुछ भी सत्ता नहीं है अिसलिये देशकी पढ़ाईके बारेमें हम लाचार हैं। मगर आज अैसी बातें नहीं चलेंगी।

पंद्रह अगस्तको देश आज़ाद हुआ। अब हमारे पास सब तरहकी सत्ता है। आज हम चाहे वह करनेके लिये शक्तिमान हैं। सबसे पहले हमारा यह फर्ज है कि हमें देशको संपूर्ण शिक्षित करना चाहिये। आज हमारे देशमें सिर्फ सौमें १५–१६ पढ़े-लिखे आदमी हैं। सारे देशको पढ़ाना आसान बात नहीं है। लेकिन हम चाहेंतो आसानीसे अिन कठिनाअियोंको भी पार कर सकते हैं।

अपने देशको खुशहाल बनाना हरेक हिन्दीका फर्ज है। देशको धनधान्यसे पूर्ण करनेके पहले देशबन्धुओंको शिक्षण पानेके बाद हरेक राष्ट्र महान हो सकता है। देशको शिक्षित करनेके बारेमें मेरे यह खयालात हैं।

सबसे पहले हमारे देशके शिक्षण-मंत्रीको देशके सारे प्रान्तके शिक्षण मंत्रियोंकी और शिक्षण-निष्णातोंकी अेक सभा बुलानी चाहिये कि देहातोंमें आमजनताको अक्षरज्ञान कैसे दिया जाय और जिन्होंने अक्षरज्ञान प्राप्त किया है उनके पाससे अिस बातमें कैसे मदद ली जाय।

हरेक लड़का या लड़की जो स्नातक होनेवाले हो उसको कमसे कम ३० निरक्षर व्यक्तियोंको अक्षरज्ञान देना चाहिये। अधिक पढ़े-लिखे सज्जनोंको देहातोंमें थोड़ासा समयभी अिस पुण्य कार्यके पिछे बीताना चाहिये।

बम्बई शहरमें निरक्षरता निवारणका चंदा अिकट्ठा किया जाता है अिसी तरह सारे देशमें चंदा अिकट्ठा किया जाय। प्रान्तिक मंत्रियोंको यह भी बताना चाहिये कि वे अपने प्रान्तोंमें जाकर चंदा लेनेका काम बड़े बड़े शहर और देहातोंमें चलायें। मध्यस्थ सरकारकी ओरसे उन्हें ग्रान्टभी मिलनी चाहिये। हरेक प्रान्तीय सरकार अपने प्रान्तकी कमिटियोंके लिये अेक मीलभी बनादें। अिस मीलका सारा नफा प्रान्तकी कमिटियोंमें बाँट दिया जाय।

अिस तरह करनेसे कमिटीके पास पैसाभी ठीक ठीक होगा। अिस तरहकी कमिटी बड़े शहरमें अेक और पांच-छ देहातोंके बीचमें अेक होनी चाहिये। अिस चंदेके पैसेमेंसे विद्यार्थियोंको पाठ्य-पुस्तक, पेन्सील आदि चीजें देनी चाहियें। पढ़ानेवाले भाइयोंका खर्च कमिटी ही दे।

मेरे खयालके मुताबिक भारत-वर्षमें अिस तरह शिक्षण दिया जाय तो थोड़े ही सालमें आर्यावर्तका अक्षरता प्रमाण कम-से-कम ५० प्रतिशत हो जायगा। पढ़ाईके लिये अेक साथ काम करना चाहिये।

---

# हिन्दी साहित्यकी उन्नतिमें गुजरातियोंका हिस्सा

श्री॰ कृष्णकान्त गोपालजी देसाई
बी. ओससी.; बी.टी.; कोविद्



भाषाविज्ञान पर दृष्टि डालनेसे यह प्रतीत होता है कि गुजराती भाषा हिन्दीकी निकटकी बहिन है। संस्कृतसे प्राकृत भाषाओंकी उत्पत्ति हुई। प्राकृत भाषाओंमें एक शौरसेनी प्राकृत थी जो पश्चिमी हिंद में बोली जाती थी। शौरसेनी प्राकृतसे शौरसेनी अपभ्रंशका उद्भव हुआ। वैयाकरणियोंने अपभ्रंशोंके तीन साहित्यिक रूप माने हैं, यथा नागर, व्राचड़ और उपनागर। इनमें नागर अपभ्रंश मुख्य थी, जो गुजरातके उत्तर भागमें बोली जाती थी। सम्भव है कि गुजरातके नागर ब्राह्मणोंके साथ उसके नामका संबंध हो। नागर अपभ्रंशके व्याकरणके लेखक हेमचंद्रके मतानुसार अपभ्रंशका आधार शौरसेनी प्राकृत था। इसी शौरसेनी-नागर अपभ्रंशसे गुजराती और राजस्थानी भाषाओंकी उत्पत्ति हुई है, और शौरसेनीके दूसरे अपभ्रंशोंसे हिन्दीके व्रज, अवधी, खड़ीबोली आदि रूप उत्पन्न हुए हैं। इस प्रकार गुजराती हिंदीकी निकटकी बहिन है, और इससे दोनोंके स्वरूपमें बहुत साम्य है।

हिन्दी साहित्यमें भक्तिकालमें तुलसी, सूरदास, मीराबाई, कबीर इत्यादि भगवद्भक्तोंकी ख्याति सारे हिन्दमें फैली हुई थी, और उनकी रचनाएँ गुजरातमें भी बहुत प्रिय हैं। गुजरातके पुराने साहित्य पर उनकी गहरी असर है। मीराबाईके कई पद तो गुजराती और हिन्दी दोनोंमें बिलकुल एकसे हैं। दोनोंके इतने निकटके सम्बन्धसे पुराने समयसे गुजरातियोंको हिन्दी परायी नहीं है और गुजरातियोंने हिन्दीकी उन्नतिमें पहलेसे अभीतक हाथ बँटाया है। हिन्दीके कवि और लेखकोंमें गुजरातियोंका स्थान पहलेसे आदरणीय रहा है।

हिन्दीसाहित्यके अपभ्रंशकालमें गुजरातके सोलंकी राजा सिद्धराज जयसिंह और कुमारपालके यहाँ सम्मानित जैन आचार्य हेमचंद्रने एक बड़ा भारी व्याकरण ग्रंथ "सिद्ध हेमचंद्र शब्दानुशासन" की रचना की, जिसमें संस्कृत, प्राकृत और अपभ्रंश, तीनोंका समावेश किया। अपने व्याकरणके उदाहरणोंके लिये उन्होंने एक "द्वयाश्रय काव्य" की भी रचना की है, जिसके अन्तर्गत "कुमारपालचरित" नामक एक काव्य भी है। दूसरे जैन आचार्य सोमप्रभसूरिने संवत् १२४१ में "कुमारपाल प्रतिबोध" नामक गद्यपद्य मय काव्य लिखा जिसमें समय समय पर हेमचंद्र द्वारा कुमारपालको अनेक प्रकारके उपदेश दिये जानेकी कथाएँ लिखी हैं।

भक्तिकालमें वैष्णव सम्प्रदायके प्रचारसे व्रजभाषाके कवियोंके काव्य गुजरातके घरघरमें गूँजते रहे और अभीतक वैष्णव मंदिरोंमें प्रतिदिन गाये जाते हैं। गुजरातमें स्वामी मध्वाचार्यजी (संवत् १२५४-१३३३) ने अपना द्वैतवादी वैष्णव सम्प्रदाय चलाया और बहुतसे लोग इसकी ओर झुकनेसे व्रजभाषामें कृष्णभक्तिके अनेक सरस पद रचे गये।

संवत् १६०२ में दादू दयाल नामके ब्राह्मणका अहमदाबादमें जन्म हुआ जिन्होंने "दादूपंथ" चलाया। यह

दादू दयाल सिद्धांत दृष्टिसे कबीर मार्गके अनुयायी थे। दादूदयाल १४ वर्ष आमेरमें रहे। वहाँसे मारवाड़, बीकानेर आदि स्थानोंमें घूमते घूमते संवत् १६५६ में जयपुरके पास नरानामें आकर रह गये। अन्तमें वहाँसे तीनचार कोस पर भरानेकी पहाड़ीमें उन्होंने २६६० में शरीर छोड़ा। दादूकी बानी कबीरकी साखीसे मिलते जुलते दोहोंमें है, कहीं कहीं गानेके पद भी है। उनकी भाषा पच्छिमी हिन्दी है। उन्होंने कुछ पद गुजराती, राजस्थानी और पंजाबीमें भी कहे हैं।

रीतिकालमें हिन्दीसाहित्यमें शृंगाररसके काव्यकी भरमार हुई। उसमें भी गुजराती कवियोंने अपना हाथ बँटाया। गजन नामक एक गुजराती ब्राह्मण काशीमें बसे थे। उन्होंने संवत् २७८६ में "कमरुद्दीनखाँ हुलास" नामक शृंगाररसका एक ग्रंथ बनाया जिसमें भावभेद, रसभेदके साथ षट्ऋतुका विस्तृत वर्णन किया है। यह ग्रंथ एक अमीर की कृपा पानेके लिये लिखा गया है, इससे ऋतुवर्णनके अतर्गत उसमें अमीरी शौक और आरामके बहुतसे सामान गिनाए गये हैं। दलपतिराय और बंसीनर जो अहमदाबादके रहनेवाले थे उन्होंने संवत् १७९२ में महाराणा जगतसिंहके नाम पर "अलंकार रत्नाकर" नामक ग्रंथ बनाया। इस ग्रंथकी विशेषता है कि इसमें अलंकारोंका स्वरूप समझानेका प्रयत्न किया गया है।

रीतिकालके पश्चात् आधुनिक कालका आरम्भ हुआ। ब्रजभाषाके स्थान पर खड़ीबोली साहित्यमें अधिक प्रचलित होने लगी। साहित्य पद्यमें ही सीमित न रहा किन्तु गद्यमें भी रचना होने लगी। अंग्रेज राज्यके प्रभावसे अंग्रेजी भाषाका प्रचार होने लगा। इस समय खड़ी बोलीके गद्य विकासमें लल्लूलाल नामक आगरेके रहनेवाले एक गुजराती ब्राह्मणका स्थान प्रमुख प्रणेताओंमें है। इनका जन्म सं. १८२० में और मृत्यु १८८२ में हुई। सं. १८६० में कलकत्तेके फोर्ट विलियम कालेजके अध्यापक जौन गिल क्राइष्टके आदेशसे इन्होंने खड़ी बोली गद्यमें "प्रेमसागर" लिखा जिसमें भागवत दशमस्कंधकी कथा वर्णन की गई है। इन्होंने उर्दू, खड़ीबोली और ब्रजभाषा तीनोंमें गद्यकी पुस्तकें लिखीं। ब्रजभाषामें लिखी हुई कथाओं और कहानियोंको उर्दू और हिन्दी गद्यमें लिखनेके लिये इनसे कहा गया था जिसके अनुसार इन्होंने "सिंहासनबत्तीसी", "बैताल-पच्चीसी", "शकुन्तला नाटक", "माधोनल", और "प्रेमसागर" लिखे। इनके अतिरिक्त सं. १८६९ में इन्होंने "राजनीति" के नामसे "हितोपदेश" की कहानियाँ ब्रजभाषा गद्यमें लिखीं। "माधव विलास" और "सभा विलास" नामक ब्रजभाषा पद्यके संग्रह भी इन्होंने प्रकाशित किये थे। इनकी "लालचन्द्रिका" नामकी "बिहारी सतसई" की टीका भी प्रसिद्ध है। इन्होंने आगरेमें "संस्कृतप्रेस" नामका एक प्रेस भी खोला था जिससे छपी पुस्तकोंकी लोग बहुत कदर करते थे।

भारतेन्दु हरिश्चंद्रने हिंदीके उत्थानके लिये अनेक प्रयास किये। उन्होंने काव्यकी उन्नतिके लिये "कविताबर्द्धिनीसभा" आदि कई समाज स्थापित किये थे। इनमें दूरदूरके कवि अपनी समस्यापूर्तियाँ भेजा करते थे। सौराष्ट्र के सिहोरनिवासी गोविन्द गिल्लाभाई उनमेंसे एक थे। गोविन्द गिल्लाभाईका जन्म सं. १९०५ में हुआ। इन्होंने ब्रजभाषामें बहुत मधुर रचनाएँ की हैं। इनके पास ब्रजभाषाके ग्रंथोंका अच्छा संग्रह भी था। इनके मुख्य ग्रंथ ये हैं—नीतिविनोद, शृंगारसरोजिनी, षट्ऋतु, पावस पयोनिधि, समस्यापूर्तिप्रदीप, वक्रोक्तिविनोद, श्लेषचन्द्रिका प्रारब्धपचीसी, प्रवीनसागर, राधामुखषोडसी आदि।

साहित्यके उत्थानके साथसाथ धार्मिक उत्थान भी आरम्भ हुआ। इस्लामी और ईसाई मतके प्रचारको रोकनेके लिये गुजरातमें स्वामी दयानंद सरस्वती वैदिक एकेश्वरवाद लेकर खड़े हुए। खंडन मंडनके लिये हिन्द भरमें एक सामान्य भाषाकी आवश्यकता थी। स्वामीजीने हिन्दीभाषाको "आर्यभाषा" घोषित करके अपने आर्य-समाजकी भाषाका स्थान दिया। इनके मुख्य ग्रंथ सत्यार्थप्रकाश, वेदांगप्रकाश, संस्कारविधि, ऋग्वेदादिभाष्य भूमिका तथा वेदोंके भाष्य हैं। आर्यसमाजियोंके कारण हिन्दी भाषाकी चर्चा पंजाबमें प्रारम्भ हुई। इस प्रकार स्वामीजी हिन्दीको राष्ट्रभाषाका स्थान देनेवाले सर्वप्रथम थे। यहाँ यह उल्लेखनीय है कि गुजरातीभाषाके अर्वाचीन-युगके आद्यप्रणेता कवि नर्मदाशंकरने भी हिंदीको राष्ट्रभाषा घोषित की थी।

वर्तमान समयमें तो गुजराती साहित्यका भी प्रभाव हिन्दी साहित्य पर पड़ा है। महात्मा गांधीजीने हिन्दीको मात्र राष्ट्रभाषा ही नहीं मानी है किन्तु इसी राष्ट्रभाषाके प्रचारको अपने रचनात्मक कार्यक्रमका एक अंग माना है। उनके सर्व गुजराती ग्रंथोंका हिन्दीमें अनुवाद हुआ है और इन्होंने स्वयं भी हिन्दीमें बहुतसे लेख लिखे हैं। उनके प्रभावसे हिन्दी साहित्यकारोंको एक नयी विचार-धारा प्राप्त हुई और गांधीवादी साहित्य एक खजाना माना गया है।

गुजराती साहित्यकारोंकी रचनाओंका हिन्दीमें अनुवाद बढ़ता जा रहा है। अभीतक श्री. कन्हैयालाल मुनशी, श्री. रमणलाल देसाई, श्री. धूमकेतु इत्यादि बहुतसे लेखकोंकी अनेक कृतियाँ अनूदित हो चुकी हैं। इन्द्र वसावडा तो स्वयं हिन्दीके अच्छे उपन्यासकार हैं। गुजरातीमें "शोभा" और "गगानो मीर" उनकी हिन्दी कृतियोंके अनुवाद हैं। उन्होंने गुजरातीके अन्य लेखकोंकी कृतियोंका भी हिन्दीमें अनुवाद किया है। आजकल गुजरातमें हिन्दी साहित्यका प्रचार बढ रहा है और अनेक गुजराती युवक हिन्दीमें छोटी बडी रचनाएँ करते हैं। राष्ट्रभाषा प्रचारमें गुजरातका स्थान अग्र रहा है।

इस प्रकार हम देखते हैं कि हिन्दीके उत्थानमें गुजरातियोंने पुराने समयसे अच्छा सहारा दिया है। उनकी सेवासे हिन्दी साहित्यकार सुपरिचित हैं, अतः उन्होंने श्री. कन्हैयालाल मुनशीको एक बार हिंदीकी सर्वोच्च साहित्यसंस्था, हिन्दी साहित्य सम्मेलनके अध्यक्ष बनाकर गुजरातका सन्मान किया है। यह सौभाग्य अभीतक हिंदी अतिरिक्त भाषाभाषियोंमेंसे किसीको प्राप्त नहीं हुआ है।

गत गुजराती साहित्य सम्मेलनमें श्री. कन्हैयालाल मुनशीने प्रस्ताव रखा था कि माध्यमिक शालामें हिंदीकी शिक्षाका स्थान भाषाके तौर पर आवश्यक होना चाहिये और कालेजके अध्ययनमें शिक्षाका माध्यम हिन्दी ही होना चाहिये जिससे आन्तरप्रान्तीय व्यवहार सरलतासे हो सके। देशमें आन्तरप्रान्तीय संगठन तथा भारतीय ऐक्य के लिये यह परमावश्यक भी है।

# जुनेंच चित्र

डॉ. वसंत अवसरे

या नगरीच्या सीमेपाशीं
जुनेंच हें तर चित्र सख्यारे,
कोण रंगवी ! मला न ठाऊक
कोण रंगवी तूंच पहा रे १

शोषुनी जीवन-तेल जयांचे
नगरींचे या दीप झळकती,
अज्ञानावर उभी जयांचे
शहरींची या उच्च संस्कृती रे २

जीर्ण झोंपड्या त्या गरीबाच्या
नगराच्या या सीमे वसती,
आतप – मारुत – लहरी संगे
क्षणार्धात ज्या जळती पडती ३

ज्यांनि दरिद्री शोणित ज्यांचे
अखण्ड रचिते नव धनराशी,
त्या गरीबांच्या जीर्ण झोंपड्या
येथें उभ्या या सीमे पाशीं ४

मरणोन्मुख निज जीवनज्योती
जाळीत येथे दीप एकला,
भकास त्याच्या मंद प्रकाशीं
पहुनी येथील येथ सोहळा ५

कचऱ्याची ही पेटी येथें
चिवडीत बसलीं सान बाळकें,
गन्ध ! जन्तु ! घे खुल्या कल्पना
येथ मृत्यु ही मंद पदीं ये ६

पहा भूतांक्षम येथ चालती
मजुरांची ही शरीरें काळीं,
जगण्यासाठीं जळतां जीवन
मात्र तयांची उरे काजळी ७

उग्र दर्प ये तुला ! कशाचा
हेंच एकलें येथें औषध,
सतत-मृत्युच्या विसरायाला
घोर वेदना जहरी दाहक ८

थांब थांब हे फवाड तुटकें
उघडुनी रसिका बघूं नकोना,
अंधारीं या लपते लज्जा
त्याच मुलांच्या मातेची ना ! ९

एकच सारें वस्त्र घरांतिल
निद्रित रोगी बाळा झांकी,
एकच येथ जीवन भर तें
वस्त्र, नसे ती येथ नवाई १०

या नगरीच्या सीमे पाशीं
भेसुर असलें चित्र सख्या रे,
कोण रंगवी मला न ठाऊक
कोण रंगवी तूंच पहा रे ११

